શ્રી

# ભજન રત્નાકર

યાને

# અમર વાણી.

" દુઃખમાં સૌ હરિને ભજે, સુખમાં ભજે ન કોય;
જે સુખમાં હરિને ભજે, તો દુઃખ જરા ન હોય."

---

ભક્તજનોને વાસ્તે છપાવી પ્રસિદ્ધ કરનાર.

[illegible]ભાઈ ઊમેદભાઈ પટેલ.

બુકસેલર અને પબ્લીશર.

રીચીરોડ—અમદાવાદ.

---

શ્રી નિર્મળ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.—અમદાવાદ.



સંવત ૧૯૬૩. સને ૧૯૦૭

શ્રી

# ભજન રત્નાકર.

દોહરો.

દુઃખમાં સૌ હરિને ભજે, સુખમાં ભજે ન કોય;
જો સુખમાં હરિને ભજે, તો દુઃખ જરા ન હોય.

આ ભવસાગરથી તરવાને ઇચ્છનારા

મુમુક્ષુજનોને વાસ્તે છપાવી પ્રસિદ્ધ કરનાર


ઝવેરભાઈ ઊમેદભાઈ પટેલ

પુસ્તકો પ્રગટ કરનાર અને વેચનાર

રીચીરોડ—અમદાવાદ.



ધી નિર્મળ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી.





સંવત ૧૯૬૩ ❋ સને ૧૯૦૭.

# ગ્રાહકોને અગત્યની સૂચના.

અમારે ત્યાં સર્વ જાતનાં ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત હિંદુસ્તાની વગેરે પુસ્તકો મળે છે. કીમત પ્રમાણિકપણે વ્યાજબી લેવામાં આવે છે. માટે સુજ્ઞજનોએ જરૂર અમારે ત્યાંથી પુસ્તકો મંગાવવાની મેહેરબાની કરવી.

ઝવેરભાઇ ઊમેદભાઈ પટેલ.

બુકસેલર—રીચીરોડ.



અમદાવાદ.

# અનુક્રમણિકા.

## પ્રીતમદાસનાં પદ.

પૃષ્ટ.

## સાખીઓ.

## નરભેરામ.



## આશારામ.





## કબીર સાહેબ.

## તુલસીદાસ.

## સુરદાસ.



## સુરશ્યામ.



## નરસિંહ મેહેતો.

## શીવજી.



## વેહેરો.



## મુકુંદ.



## હરીદાસ.



## સંતદાસ.



## ઝીલો.



## કલ્યાણ.



## મૂળદાસ.

## અખૈ.



## જીવણદાસ.



## માધવદાસ.



## કૃષ્ણજી.



## નીરાંત.



## દવારકાદાસ.



## ડુંગર.



## દેવીદાસ.

## માંડણ.



## ખીમો.



## પ્રેમદાસ.



## ગોરખ.



## રવિસાહેબ.



## રણછોડ.



## પ્રેમલદાસ.



## કુલ્યાણ.



## રૂઘનાથદાસ.



## ગુરૂનાનક.



## દેવો.

## મછંદર.



## ચંદ્રસખી.



## ખીમ.



## ગણપત.



## ચીમનલાલ.



## ભોજેભગત.

## બાપુસાહેબ.



## રૂષીરાજ.

## ભૂખણદાસ..



## દેવાનંદ.

## બ્રહ્માનંદ.



## કલ્યાણ.



## ભગત ભોવન.

## રોહીદાસ.



## છોટમ.

અથ શ્રી

# પ્રીતમદાસનાં પદ.

---

## પ્રીતમદાસનો કક્કો. ૧

### રાગ ધોળ.

કરીએ કૃષ્ણ ઉપાસના, ધરીએ હૃદયામાં ધ્યાન;
ફરીએ નહી ગર્ભવાસમાં, ઠરીએ ઠીક નીદાન. કરીએ. ૧
ખોટો ખેલ સંસારનો, આતસ બાજીનો રંગ;
કરતાં વરસ વિત્યાં ઘણાં, ક્ષણમાં થાશે તે ભંગ. કરીએ ૨
ગુરૂ ગમ ગાઈએ ગોવીંદને, જીવનું જોખમ જાય;
દયા દાનને દિનતા તે તરવાનો ઉપાય. કરીએ. ૩
ઘટ ઘટ પ્રત્યે રચના ઘણી, ભરીયા રત્ન ભંડાર;
હીરા મોતીની હાટડી, સદ્ગુરૂ ખોલણુ હાર. કરીએ. ૪
નીર્મળ નામ નારાયણનું, જુગતે જપશે જે કોય;
અવીચળ પદવી તે પામશે,આવાગમન ન હોય. કરીએ. ૫
ચિતવન કરીએ ચિદરૂપનું, ઈશ્વર બોલે છે આપ;
એને સમર્યે સુખ ઉપજે, ટળે ત્રીવીધના તાપ. કરીએ. ૬
છે છતી વસ્તુ દેખે નહી, જીવનું જોને અજ્ઞાન;
માયા પડદા મધ્યે પડ્યો, ભુલવણીનું એ ભાન.કરીએ. ૭
જન્મ મરણ તણી આપદા, નથી કાંઇ સંકટ સેલ;
ધંધો કરતાં હળી પડયો,જેમ કાંઇ ઘાણીનો બેલ કરીએ. ૮
ઝાઝે લોભે લાગી રહ્યો, માયાની મધ લાળ;
તેમ તેમ તૃષ્ણા વધી ઘણી, કુટાયો કંઈક કાળ. કરીએ. ૯
નોતમ દેહ દુર્લભ દેવને, પ્રાણી પામ્યોછુ તેહ;
હીરો નીછારે નાંખીયો, એમાં ન રહ્યો સંદેહ.કરીએ. ૧૦
ટેક ધરીએ નિજ નામની, સેવા સ્મરણ ધ્યાન;
હેતે હરીરસ પીજીએ, મુકી માન ગુમાન. કરીએ. ૧૧

ઠીક ઠરીનેરે બેશીએ, રાખીનેરે વિશ્વાસ;
જઠરામાં જેણુ જાળવ્યો, પરહર પારકી આશ. કરીએ. ૧૨
ડગમગ ઠાલી શાને કરે, તારૂં ધાર્યું નહી થાય.
થમતુ થાશે ગાવીંદનુ, કોઇનુ જાણ્યું નહી જાય. કરીએ. ૧૩
ઢાંકયો પાવક ધુમરે, ઢાંકયો વાદળે સુર;
માયાએ ઢાંકયો આતમા, સમજણ રહી ગઇ છે દુર. કરીએ.૧૪
રણ સંબંધે આવી મળ્યા, સુતવિત દારાને દેહ;
લેવા દેવા જ્યારે મટે, મારગ લાગશે તેહ. કરીએ. ૧૫
તોળ્યું તત્વ ત્રીલોકમાં, નહી હરી નામ સમાન;
બીજુ સરવે એ બાદલુ, અંતે આવે નહી કામ. કરીએ. ૧૬
થીરતા કરીને તું ન્યાળજે, રૂદે કમળમાં રૂપ;
બાહ્યાભ્યંતર ભાળજે, હરીનું અકળ સ્વરૂપ. કરીએ. ૧૭
દેહતણું ફળ એહ છે, ભાવે ભજીએ ભગવાન;
બીજાં સાધન સંસારનાં, નહી હરી નામ સમાન. કરીએ.૧૮
ધ્યાન ધરજે પરીબ્રહ્મનું, જેમ કાંઇ લોભીને ધન;
કામીને જેમ કામની, એવું કરીએ ચિંતવન. કરીએ. ૧૯
નિશ્ચે જાણો રહેવું નથી, જુઠો જગત વિશ્વાસ;
એથી રહેજે તું અળગો, આઠે પહોર ઉદાસ. કરીએ. ૨૦
પ્રિત નિરંતર કીજીએ, સદગુરૂ સંતની સાથ;
રખે તું ઢોળી નાંખતો, અમૃત આવ્યું છે હાથ. કરીએ. ૨૧
ફોગટ ફંદ સંસારનો, સ્વારથનો છે સનેહ;
અંતે કોઇ કોઇનું નથી, તું તો તેનોરે તેહ. કરીએ ૨૨
બાવન ઉપનીશદ વેદના, તેનું તત્વ વિચાર;
તત્પદ ત્વંપદ ત્યાગીને, અસી પદમાં ચિત્તધાર. કરીએ. ૨૩
ભારે ભેદ ગુરૂ દેવનો, કોઇ નવ પામેરે પાર,
શીવ વીરંચીને સારદા, સેવે પદરજ સાર. કરીએ. ૨૪
માયા મૂળ વની વરખડી, મોરી ત્રીભોવન માંય;
નીત્ય નઉતમ ફુલે ફળે, તાતી શીતળ છાંય. કરીએ. ૨૫
જીવ અનેક નીપજાવતી, સેવે સુરનર વૃંદ;
આણુની આધે અજાણ્યા, સઉને સરખો આનંદ. કરીએ.૨૬
રહીએ ઇશ્વરને આશરે, ધારણ ધારી તે ધીર,

સુખ દુખ એણીપેરે આવશે,જેમ કાંઇ નાળીએરમાં નીર.૨૭
લીલા કોઇએ લેતું નથી, અણી ભુલવણી સોય;
નટ જેમ નજરબંધી કરે,કળી શકે નહી કોય. કરીએ. ૨૮
વિશ્વ રચ્યું સઉ મોહીને, જુઠી બાજીને જોય;
તેનો કરતા કોરે રહ્યો, જાણે તે જન કોય. કરીએ. ૨૯
શશા શોધ સ્વરૂપને, તેને સમજે સુખ થાય;
નિદ્રા માંહી દુખ ભોગવે,તે તો જાગેથી જાય. કરીએ. ૩૦
ખેળે ખોટું સરવે પડે, ન જડે નામને રૂપ;
બાંધી રૂંધી ઉભું કર્યું. જેવું કષ્ટ સ્વરૂપ. કરીએ. ૩૧
સંશય તેને શાનો રહ્યો, જેને બ્રહ્મવિચાર;
અગ્નિ ઉધેઇ અડે નહી, રવી નહીં અંધકાર. કરીએ. ૩૨
હરીનો મહીમા અપાર છે, નિગમ નિરંતર ગાય;
અજઉમયાપતિઅહીપતિ,નિશદીનધ્યાનમાંધાય.કરીએ. ૩૩
પ્રેમ પયોધરે ઝીલીએ, સદ્દગુરૂ સંતોને સંગ;
પ્રીતમ તન મન તે થકી, પ્રગટે પુરણ રંગ. કરીએ. ૩૪

## કક્કો ૨. છપય છંદ.

કક્કા કર સદ્દગુરૂનો સંગ, રૂદે કમળમાં લાગે રંગ,
અંતરમાં અજવાળું થાય, માયા મનથી દુર પળાય;
લીંગવાસના હોયે ભંગ, કક્કા કર સદ્દગુરૂનો સંગ. ૧
ખખ્ખા ખરેખરી છે વાત, તે શ્રી મુખે કહી સાક્ષાત,
જ્ઞાની મુની જોગી જતી, ગુરૂ કૃપા વણ સિદ્ધી નથી;
જન્મ મરણની મટશે ધાત, ખખ્ખા ખરેખરી છે વાત. ૨
ગગ્ગા ગુરૂની સેવા કરો, પરનીંદા પરધન પરહરો,
પ્રપંચ તે પડવાનો ઠામ, સાચે રાચે સીતારામ;
એ શીખામણ ચિતમાં ધરો, ગગ્ગા ગુરૂની સેવા કરો. ૩
ઘઘ્ઘા ઘણું કહે શું થાય, ભવ તરવાનો એ ઉપાય,
સમજીને સંશય ટાળવા, બાહ્યાભ્યંતર હરી ભાળવા;
જોતાં જીવ દશા તે જાય, ઘગ્ઘા ઘણું કહે શું થાય. ૪
નન્ના નિર્મળ તેની દશા, જેને હરી રૂદીયામાં વશ્યા;
પોતાના અવગુણને હણે, પરના તો રૂદીયે નવ ગણે;

કોના દોષ ન દેખે કશા, નન્ના નિર્મળ તેની દશા. ૫
ચચ્ચા ચિતમાં ચેતી લે, માથે મરણ તણો છે ભે,
કાયા ઉપર તાકે કાળ, મોહ પારધીએ માંડી જાળ;
તેમાં હરી રાખે તો રહે, ચચ્ચા ચીતમાં ચેતી લે. ૬
છછા છે માયા ગુણમયી, બળવંતી પણ દાસે નહી,
દાનવ માનવને દેવતા, આધીન થઇ સહુએ સેવતા;
હરીજન આગે હારી રહી, છછા છે માયા ગુણમયી. ૭

જજ્જા વિરલા જાણે ભેદ, માયા પ્રપંચ વિધી નિષેધ,
તે માયાનું તજવું માન, માયાપતિ ભજવા ભગવાન;
અંતરમાં ઉપજે નિર્વેદ, જજ્જા વિરલા જાણે ભેદ. ૮
ઝઝા ઝાંખી જેને જેહ, વણ વાદળ જ્યાં વરસે મેહ;
વિના સરોવર અંબુજ સાર, વિના ભમર ઉઠે ગુંજાર;
વિના અર્ક અજવાળું જેહ ઝઝા ઝાંખી જોને તેહ. ૯

નન્ના નામ નાવ છે સાર, જે બેસે તે ઉતરે પાર,
કાળ કર્મ નહી લાગે લેશ, છે આનંદી હરીનો દેશ;
તે પદને પામે નિરધાર, નન્ના નામ નાવ છે સાર. ૧૦
ટટ્ટા ટેક જનમનો ટળે, અંતરજામી ઘટમાં મળે,
નાંના મોટા હરીના ઘાટ, કાંઇ સુક્ષ્મને કાંઇ વૈરાટ;
હરીને ભજતાં હુંપદ ગળે, ટટ્ટા ટેક જનમનો ટળે. ૧૧
ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક, જ્યાં ન મળે બીજાની બીક,
નિર્ભય નારાયણનો વાસ, પ્રેમ ધરીને રાખે પાસ;
સમજી માની લેને શીખ, ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક. ૧૨

ડડ્ડા ડાપણ મુકી દે, સદ્ગુરૂને શરણે જઇ રહે,
વચનતણો રાખી વિશ્વાસ, કુકલ્પનાનો કરશે નાશ;
ઉપાધીથી અળગો રહે, ડડ્ડા ડાપણ મુકી દે. ૧૩
ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું, રૂડા પુરૂષને રૂદીએ રહ્યું,
સમજ્યા તેણે લીધો સાર, ગાફલ નર તો ખાશે માર;
જોતાંમાં જોબન તો ગયું, ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું. ૧૪
ણેણા રણ ચોરાશી તણું, તેનું વ્યાજ વધે છે ઘણું,
દાણીગણમાં ડુલી ગયો, દેવાળું કાઢીને રહ્યો;
જમકીંકર કરશે તાપણું, ણેણા રણ ચોરાશીતણું. ૧૫

તત્તા તારૂં આપ તપાસ, ક્યાંથી આવ્યો ક્યાં તું જાશ,
એપ કરીને ખોળી કાઢ, હરીરૂ હોય તો લાગે હાડ;
મુરખના મનમાં નહી ત્રાસ, તત્તા તારૂં આપ તપાસ. ૧૬
થથ્થા થિર તો રહેવું નથી, કોણ રંક કોણ પૃથ્વીપતિ,
આજ કાલમાં જાવું સહી, કોટિ ઉપાયે રહેવું નહીં,
ભાવ ધરી ભજ કમળાપતિ,થથ્થા થિર તો રહેવું નથી. ૧૭

દદ્દા દેહ દેવળમાં દેવ, સેવક થઇને કરને સેવ,
પ્રેમ પુષ્પને ચંદન હાર, જ્ઞાન દિપક ઘટમાં અજવાળ;
અંતરનો ટાળે અહમેવ, દદ્દા દેહ દેવળમાં દેવ. ૧૮
ધધ્ધા ધરજે ધારણ ધીર, વાચ કાય વશ રાખે વીર;
શબ્દ તણી ઓઢજે સમશેર, શત્રુ દળમાં પાડે ભેળ;
સદ્ગુરૂ બખતર પેહેર શરીર, ધધ્ધા ધારણ ધરજે ધીર. ૧૯
નન્ના નિશાન ગુરૂનું છેય, ધીર વીર પગ રોકી રેય,
કાયર નરનું નહી ત્યાં કામ, શૂરવીરનો સાચો સંગ્રામ;
જીત્યા નિર્ગુણ જગમાં જેય, નન્ના નિશાન ગુરૂનું છેય. ૨૦

પપ્પા પુરાની જે પ્રીત, મેરૂ ચળે પણ ન ચળે ચિત,
ધ્રુવની પેરે અવિચળ રહે, સ્તુતિ નીંદા નેસુખ દુખ સહે;
નારાયણને નિરખે નીત, પપ્પા પુરાની જે પ્રીત. ૨૧
ફફ્ફા ફોગટ તે કોણ ફરે, સચેત થઇ હરી સ્મરણ કરે,
જન્મ મરણમાં આવે નહી, જેનું મન વસીયું હરી મહી;
જઠરાવાસ નિશ્ચે તે હરે, ફફ્ફા ફોગટ તે કોણ ફરે. ૨૨
બબ્બા બોલે તેને જાણ, મુકી દેને મનની તાણ,
હું મારૂં રૂદીયેથી ટાળ, પરમારથમાં પીંડજ ગાળ;
દયા દીનતા મનમાં આણ, બબ્બા બોલે તેને જાણ. ૨૩

ભભ્ભા ભજન થકી ભય ટળે, નિશ્ચય કાળ કરાળ ન ગણે;
ભેખ ધરે જો સિધ્ધિ થાય, ભાંડ ભવૈયા વૈકુંઠ જાય;
જેવો ભાવ તેવા હરી ફળે,ભભ્ભા ભજન થકી ભય ટળે.૨૪

મમ્મા માયા મનની જાણ, મારૂં તારૂં ખેંચા તાણ,
સઘળે સરખો આતમરામ, સાંધા વાંધા મનનું કામ;
માટે મન હરી ચરણે આણ,મમ્મા માયા મનની જાણ. ૨૫
યય્યા જીવપણું જેહને, સંશય શોક સદા તેહને,

આતમ બુદ્ધિ ન ઉપજે કદા, આશા તૃષ્ણા બહુ આપદા;
દેહદર્શી દેખે દેહને, થય્યા જીવપણું જેહને; ૨૬
રેરા રામ ભજનમાં રહે, બીજું બકનું મુકી દે,
વળતો શીદ વદેછે વાત, નીરવલોવે ના આવે સ્વાદ,
હરીનું હારદ હેતે ગ્રહે, રેરા રામ ભજનમાં રહે. ૨૭
લલ્લા લે તું આતમ લાવ, ફરી ફરી નહી આવે દાવ,
જીતી બાજી હારીશ નહી, સમજીને શીખામણ કહી;
હવે ન ચુકીશ આવો દાવ, લલ્લા લે તું આતમ લાવ. ૨૮
વવ્વા વેદ વચન નિરધાર, જે પ્રીછે તે પામે પાર,
ઊંચ નીચનો અંતર નથી, સમજ્યા તે પામ્યા સદગતી;
સંશય સઉ તજવો અહંકાર, વવ્વા વેદ વચન નીરધાર. ૨૯
શશ્શા સાધન સરવે થયું, જેનું ચિત્ત હરી ચરણે રહ્યું,
હરતાં ફરતાં હરીનું ધ્યાન, તપ તીરથ તેને બહુ દાન;
કોટિ વીઘન ભય કૃત ગયું, શશ્શા સાધન સરવે થયું. ૩૦
ખખ્ખા ખાંડનાં બીબાં ભરે, કોયલ કાગડો કુંજર કરે,
મીન મગર બહુ જળચર જાત, જેવું બીબું તેવી ભાત;
મીસરી જોતાં તો મન ઠરે. ખખ્ખા ખાંડનાં બીબા ભરે. ૩૧
સસ્સા સઘળે સુંદર શ્યામ, હરી વીના નહી ઠાલો ઠામ,
અનેક રૂપે એનાં નામ, આદે અંતે એકજ રામ;
જો સમજે તો પુરણ કામ, સસ્સા સઘળે સુંદર શ્યામ. ૩૨
હહા હરી ભાળો ભરપૂર, દોષ કર્મ તો રહેશે દૂર;
રવીને રજની નહી કો કાળ, તેમ આતમા પુરણ ભાળ;
નિર્મળ નયણે રાખો નુર, હહા હરી ભાળો ભરપૂર. ૩૩
સઉ અક્ષર સંપૂરણ થયા, હરી ગુરૂ સંતે કીધી દયા;
અક્ષર અક્ષર આતમ બોધ, જો સમજે તો ટળે વિરોધ. ૩૪
સંવત અઢારબત્રીશાની સાલ, ચૈત્ર સુદી સાતમ સોમવાર
સંધેસર સાધુનું ગામ, ઠાકોર કુંજ બિહારી નામ,
પ્રીતમ પ્રેમે અક્ષર કહ્યા, હરી ગુરૂ સંતે કીધી દયા. ૩૫

---

# પ્રીતમદાસના મહિના.

## રાગ ગરબી. ૩

### માસ ૧ લો.

કારતકે કર્મ નિવાર, કહું તે માટેરે;
આવ્યો લક્ષ ચોરાશી વાર આણી વાટેરે. ૧
તું જન્મ મરણ અવતાર, બહુ અવતરિયોરે;
તોય નાવ્યો પંથનો પાર, ફેરા બહુ ફરિયોરે ૨
તારો જન્મ અવર્થા જાય, જીવ અભાગીરે;
તારૂં આયુષ ઓછું થાય, જોને જાગીરે ૩
તેં ભજન ઉપર ભાવ, કે દિ ન કિધોરે;
તેં સંત સમાગમ લાવ, કાંઇ ન લીધોરે ૪
તુંને રામ નામનો રંગ, અંગ ન આવ્યોરે;
તેં સુપનામાં સત્સંગ, દાસ ન કાવ્યોરે. ૫
તેં અવનીમાં અવતાર, એળે ખોયોરે;
કહે પ્રીતમ ચેત ગુમાર, જન્મ વગોવ્યોરે. ૬

### માસ ૨ જો.

માગશરે મૂરખ ચેત, હીમત્ય રાખીરે;
તારો અવસર જાય અચેત, જોને જાંખીરે ૧
તારા પંડમાં કર્યો પ્રવેશ, જરા દુઃખ લાવિરે;
તારા કાળા તજીને કેશ, સફેતી આવીરે ૨
તારાં ગળે નાશિકા ને નેણ, લાઠી કરમાંરે;
તારૂં બોલ્યું ન માને વેણ, ગણે નહી ઘરમાંરે. ૩
તારે ઘરથકિ નવલો નેહ, નઉતમ નારીરે;
તુંને તજવા બેઠિ તેહ, ભ્રેહ વિસારિરે. ૪
તારો બોલતાં ફ્રગે છે બોલ, સુણે નહીં કાનેરે;
તારો ભાગી પડ્યો સૌ તોલ, કોઇ ન માનેરે. ૫
તું હવે કરિ લે હેત, હરિની સાથેરે;
કહે પ્રીતમ ચિત્તમાં ચેત્ય, આવે ધાત્યેરે. ૬

માસ ૩ જો.

પોષે ઓષડ એક, અંગ ન લાગેરે;
જો ઉપાય કરે અનેક, પિંડ્ય ન ભાગેરે. ૧
તારે વિષે થયું વિપરીત, ભીતર ભેહુંરે;
તોય પિવા વધારી પ્રીત, મુળ ન છેહુંરે ૨
તુને જે આવે તે જોઇ, ઓષડ આપેરે;
એવો વૈદ મળ્યો નહીં કોઇ, રોગને કાપેરે. ૩
કોઇ સાચા મળે સુખ થાય, ભવદુઃખ ભાગેરે,
તારો રોગ જન્મનો જાય, વાર ન લાગેરે. ૪
તારૂં શૂલ સમૂળું જાય, વેદના વળતીરે;
જેમ પીવે તેમ રસ પાય, સુખની સરતેરે. ૫
તારી હોયે ભ્રમણા ભંગ, કર્મને કાપેરે;
કહે પ્રીતમ સાધુ સંગ, સદા સુખ આપેરે. ૬

માસ ૪ થો.

માહા વાયકનું જ્ઞાન, જેને જડીયુંરે;
તેને જીવ ઇશ્વરનું ભાન, પાછું પડીયુંરે. ૧
તેને ભાગી ભીન્ના ભીન્ન, વસ્તુ વિચારીરે;
રસરૂપ હરિમાં લીન, દીસે દેહ ધારીરે ૨
ચીત્રામણ તરૂછાંય, જેવી દીસેરે;
એક અહીં લખ્યો તે માંય, એ કેમ પીસેરે ૩
એ જડ નહીં ચૈતન્ય, સેજ સ્વરૂપિરે;
એમ તત્વદર્શીનું તંન, અમલ અરૂપીરે. ૪
એને કરે કલ્પના કોણ, પ્રગટ પોતેરે;
જેમ ગળ્યું ઉદકમાં લુણ, જડે નહીં જોતેરે. ૫
તેને નહિ સંસે લવલેશ, આપા પરનોરે;
કહે પ્રીતમ એ ઉપદેશ, ગુરૂના ઘરનોરે. ૬

માસ ૫ મો.

ફાગણ ફુલ્યો ફુલ, કૈવલ્ય કેરોરે;
રમે લેહેર તોરંગિ લાલ, રંગ ઘણેરોરે. ૧
આ જ્યાં જોઉં ત્યાં તેમ, થઇને વિલસોરે;

તેને કળી શકે કહો કોણ, આપે ઉલસોરે. ૨
પશુ પક્ષી નરનાર, છે બહુ નામિરે;
એવો આદ્ય પુરૂષ અપાર, અંતરજામિરે. ૩
તેને જાણે કોઇ વીરલાજન, ત્રીગુણ ત્યાગીરે;
એનું દિસે રૂપ અખંડ, સમાધી લાગીરે. ૪
અરસ પરસ થયો એક, સાગર લેહેરીરે;
એના દીસે ઘાટ અનંત, ન પડે ન્યારીરે. ૫
પટતંતુ નહિ હોય, દૃષ્ટા એ ટાળોરે;
કહે પ્રીતમ અવર નહિ કોય, વસ્તુ ન્યાળોરે. ૬

માસ ૬ ઠો.

ચૈતરે ચીત્ર વિચિત્ર, વાહાલો બીરાજેરે;
ભર્યો બાહ્યાભીંતર બ્રહ્મ, ઘટમાં ગાજેરે. ૧
કોઇ ધરે એકાંતે ધ્યાન, આસન વાળેરે;
તેમાં ચઢે ચોગણું માન, ગરવ ન ગાળેરે. ૨
કોઇ કુંભ કરે છે વાસ, પવન ચડાવેરે;
કોઇ અમ્રત પિવાની આશ, જિભ વધાવેરે. ૩
કોઇ ધોતિ ધ્યાન, સાધન સાધેરે;
તોય ટળે નહિ અભિમાન, વાસના વાધેરે. ૪
કોઇ દમે રાત ને દીન, કસોટી કરવીરે;
જો બાળે વાસના બીજ, ટળે દેહ ધરવીરે. ૫
રહે ભજનમાં સોઇ, સેજ સમાધીરે;
કહે પ્રીતમ કરે નહિ કોઇ, એમ ઉપાધીરે. ૬

માસ ૭ મો.

વૈશાખે વીચાર, આદ્ય અનાદેરે;
કંઇ પતિત પામ્યા પાર, સંત પ્રસાદેરે. ૧
તું સંતચરણ રજ લેય, જીવન જાણીરે;
તું તન મન અરપી દે, ઉલટ આણીરે ૨
તું એકમેક ગુલતાન, મતામાં રેહેનેરે;
એવિ સેજ દશા નીસંન, સમઝી લેનેરે. ૩
તારા તનના તાપ ટળે, ન પિડે હૃદામાંરે;

તારા તનમાં એમ, મળે આહા પદમાંરે. ૪
એક બ્રહ્મ ભર્યો ભરપૂર, સચરા ચરમાંરે;
તેનું નીરખી જોજે નૂર, નારી નરમાંરે. ૫
તેને રૂપ રંગ નહિ કાંઇ, નીરાલંબ ભરીયોરે;
કહે પ્રીતમ એ ઉનમાન, અખંડ બ્રહ્મ દરિયોરે. ૬

માસ ૮ મો.

જેહ પદાર્થ જોઇને રંગ લાગ્યોરે;
મારી બળ બુદ્ધિ સૌ ખોઇ, સંસે ભાગ્યોરે. ૧
આદ્ય સનાતન એક, સઘળે સરખોરે;
તું નિસંક થઇ નિશેષ, નિજ પદ નિરખોરે ૨
એને જનક સનક શકદેવ, તેને જાણુંરે;
તેના અંતર રહ્યા અહંમેવ, મહા રસ માણુંરે. ૩
જેણે પીછી પરાને પાર, તેનું વપુ કેંવુંરે;
જેવું શ્રીફલ સાકર સાર, સમઝી લેવુંરે. ૪
તેની ગોટલી સોટલિ સહિત, સર્વે મીઠુંરે;
એક દેહાતીત વિદેહ, દ્વૈત ન દિઠુંરે. ૫
એવો અકળ પુરૂષ અવિનાશ, બળવંત બળીયોરે;
કહે પ્રીતમ પ્રગટયો પાસ, અંતર ટળીયોરે. ૬

માસ ૯ મો.

આવ્યો માસ અસાડ, અમૃત વરસેંરે;
તું અનુભવિ આંખ્ય ઉઘાડ, આતમ દરસેંરે. ૧
એક સન્મુખ સભર ભર્યો, સાગર મોટોરે;
તે મધ્યે જીવ કર્યો, જુગ પરપોટોરે. ૨
તેહનિ ઉઠે લેહેર અનંત, અનંત ઠેકાણુંરે;
તે સુખમાં ઝીલે સંત, જડ્ડ ન જાણુંરે. ૩
તે જીવન મુક્તા જેહ, જક્તથી ન્યારારે;
તેને તપે નહિ ત્રિવિધિ તાપ,શિતળ અંગ સારારે.૪
આ બ્રહ્માનંદ ભરપૂર, સુખનો ભરીયોરે;
જેમ રવિને તેજે જરૂર, તપે નહિ દરિયોરે. ૫
એવો આહા દશાનો મર્મ, અનુભવ આવ્યોરે;
કહે પ્રિતમ તે પરિબ્રહ્મ બંધનમાં નાવ્યોરે. ૬

### માસ ૧૦ મો.

શ્રાવણ સુરતનો ખેલ, નુરતમાં આણોરે;
હુવે થૈ રહી રસનિ રેલ, જથારથ જાણોરે. ૧
ઠરી રહ્યા નિજ ઠોર, ઘટમાં ગાજેરે.
એ ઉન્મુનિ આઠે પોહોર, અલખ વિરાજેરે. ૨
નિરાલંબ નિરાધાર, કર્મ ન લાગેરે;
આ સૌ પ્રોઇ રહ્યા સંસાર, સોહં બ્રહ્મ ધાગેરે. ૩
જેણે જાણી પોતાની જાત્ય, પાંચ પચીસેરે;
જેમ દગ્ધ પટોળે ભાત, એવી દીસેરે. ૪
તે વરતાય નહી પેહેરાય, જોયા જેવિરે;
તે દૂર થકિ દેખાય, મોહ્યા જેવીરે. ૫
તેના દેહના દોષ વિકાર, દહ્યા બ્રહ્મ અગનેરે;
કહે પ્રીતમ મળે એક તાર, ગાજે ગગનેરે. ૬

### માસ ૧૧ મો.

ભાદ્રપદ બ્રહ્મરૂપ, જેને ભાસેરે;
તેને કોણ પડે ભવ કૂપ, તત્વ તપાસ્યેરે. ૧
ઇછા શકિ અવતાર, કૈવલ્ય કિધોરે;
એવો મન કલ્પિત સંસાર, માનિ લીધોરે. ૨
જેમ અમાસે આકાશ, ચંદ્ર કે'વાનોરે;
એમ નિશ્ચે જગતનો નાશ, નથી રહેવાનોરે. ૩
આ મૃગજળ લેહેરિ થાય, દિનકર દાઝેરે;
તેમાં પશુ પછાડે પાવ, પિવા કાજેરે. ૪
તું રામ જગતને જાણ, મિથ્યા માનેરે;
જેમ નિર અડે હોય હાણ, કાગળ પાનેરે. ૫
આ બન્યો બાજિગરનો ખેલ, ખુબ સ્વરૂપેરે;
જન પ્રીતમ મમતા મેલ, રહ્યા નિજ રૂપેરે. ૬

### માસ ૧૨ મો.

આ સોહં બ્રહ્મ રમે, સકળ ઘટ સ્વામિરે;
પોતે પોતાને મન, અંતર જામીરે. ૧
જ્ઞાન ઉજાગર જેહ, અનભે જોગીરે;

તે વસ્તુ રૂપ વીદેહ, બ્રહ્મરસ ભોગીરે. ૨
એવા સુખના સાગર સંત, આનંદકારિરે;
તે વીખ્યાતા વેદાંત. પર ઉપકારીરે. ૩
ત્યાં વાગે અનહદ નાદ, આઠે પોહોરેરે;
તે શ્રુતિતણું સિદ્ધાંત, ચાલિ જોનેરે. ૪
કોઇ શીખે સુણે ને ગાય, ગુરૂગમ આણીરે;
તે નર તદરૂપે થાય, એ એંધાણીરે. ૫
આ સદગુરૂ સંતનો પ્રસાદ, સમર્થ સ્વામિરે;
જન પ્રીતમ અણુછતો ગાય, ચરણ ચીત્ત નામીરે. ૬

## સોરઠ રાગના મહિના.

### દોહા.

સદ્ગુરૂને ચરણે નમું, માગું પ્રેમ પ્રસાદ,
દયા કરીને દીજીયે, હરિરસ અમૃત સ્વાદ. ૧
વાણિ શકે નહિ વર્ણવી, સદગુરૂ કેરૂં સ્વરૂપ;
મન બુદ્ધિ પોચે નહિ, ઉપમા રહિત અનુપ. ૨
પ્રથમ પુરણ પ્રેમસુ વંદુ, સદગુરૂ ચરણ;
તાપ ટળે સંસારના, મટે જન્મ ને મરણ. ૩

### રાગ સોરઠ.

સાંભળ શુદ્ધ ચીત્તે કરિ, હરિના ગુણ જ્ઞાન;
પ્રીત સહીત નીત્યનાથનું, રૂદીયે ધરોનેરે ધ્યાન. સાં૦ ૧
ગુરૂપદ પંકજ પૂજતાં, ચૌદ લોક પુજાય;
શીવ વિરંચીને સારદા, ગુરૂના જશ ગાય. સાં૦ ૨
હોય અંતઃકરણ ઉજળાં, તિમર ટળી જાય;
સર્વે તે લાગે સુજવા, પદરજનો મહિમાય. સાં૦ ૩
જપ તપ તીરથ જોગનું, ફળ જે રે કે'વાય;
પ્રિતમ સદ્ગુરૂ સેવતાં, સર્વે સુખ થાય. સાં૦ ૪
(દોહા.)સદગુરૂ સંત કૃપા થકી, ઉપજે નિર્મળ જ્ઞાન;
શુદ્ધ ચૈતન્ય તુરિયા પદે, રહે નિરંતર ધ્યાન. ૧
(સોરઠ.)કારતકે ચિત્ત ચેત્યો નહિ, ઘડિ લાખેણી જાય;
વળાતિ વીચારીશ જીવડા, પછે કાં પસ્તાય. સાં૦ ૧

જોરે જાણું તો બાંધજે, પાણિ પેહેલીરે પાળ;
નીર ગયે નહિ નિપજે, શીર તાકે છે કાળ. સાં૦ ૨
કાયા કુસમ છે કારમી, વેગે વણસીરે જાય;
અમર થાય જેમ આતમા, એવો કરજે ઉપાય.સાં૦ ૩
સંત સમાગમ કિજીયે, મુકી મનનીરે તાણ;
કહે પ્રીતમ તું પ્રિછજે, ઇચ્છજે કલ્યાણ. સાં૦ ૪

દોહા.

મનના પરપંચ મુકજે, કરજે તત્વ વિચાર;
રત્ન પદાર્થ જન્મ છે, નહી આવે વારમવાર. ૧

રાગ સોરઠ.

માગસરે માથા ઉપરે, મોટું મરણનું સાલ;
મારગ વેહેછે ઉતાવળો, કોઇ આજ ને કાલ. સાં૦ ૧
અંતે નહી કોઇ કામનું, રામનું લેને નામ;
એક ઘડિ ન વિસારીયે, સુખસાગર શ્યામ. સાં૦ ૨
જુઠિ બાજી જોઇને, આવિ મનમાંરે ભુલ;
રૂડા રંગે રળિયામણાં સિમળાનાં ફુલ. સાં૦ ૩
સુતવિત મંદિર સુંદરી, સુખસ્વપન વિચાર;
કહે પ્રિતમ સહુ કારમું, દિસે દીન ચાર. સાં૦ ૪

દોહા.

મોતિ ઉસ ઉદકનાં, તેના હાર ન થાય;
મિથ્યા મનમોદક કરે, તેણે ભુખ ન જાય. ૧

સોરઠ.

પોસે પ્રાણિ પ્રિછશે, જેને ગુરૂગમ થાય;
પરમારથ પાકું રત્ન છે, જાણિ કરજે ઉપાય. સાં૦ ૧
અણછતુ આપુ માનીને, દુઃખ પામે અપાર;
શ્વાન સમાન આ જીવછે, વહે શકટનો ભાર. સાં૦ ૨
સામગ્રી સૌ હરી તણી ભોગવે સંસાર;
મારૂં મારૂં કરિ રહ્યો તેણે ખાયેછે માર. સાં૦ ૩
તન મન જેણે સોંપિયું સદગુરૂજીને હાથ;
કહે પ્રીતમ તે પામિયા સ્વેપદનો સાથ. સાં૦ ૪

દોહા.

તજશે આધુ આપદા ભજશે પૂરણબ્રહ્મ;
એક પલકમાં પ્રલે થશે કોટિ જન્મનાં કર્મ. ૧

સોરઠ.

મહામહિને માયાતણો મર્મ જાણશે જેહ;
ભુલવણીમાં ભમે નહી તરે ભવજળ તેહ. સાં૦ ૧
બાજીગરનો બાળકો ગ્રહે હાથ ભુજંગ;
ઓખદ બુટિને ઓળખે વિષ વ્યાપે ન અંગ. સાં૦ ૨
નામ અમિરસ જે પિયે તે તો અમર થાય;
જન્મ મરણની આપદા તેતો તત્ક્ષણ જાય. સાં૦ ૩
અજ ઉમયાપતિ અહિપતિ જપે નિશદિન જેહ;
અનંત કોટિ ગ્રહી ઉધર્યા પ્રિતમ પ્રિછે તેહ. સાં૦ ૪

દોહા.

સદગુરૂ શબ્દ વિચારતાં, પ્રગટે જ્ઞાન પ્રકાશ;
રવી ઉગે રજનિ ટળે, હોય અવિદ્યા નાશ. ૧

સોરઠ.

ફાગણ ફુલ્યો સોહામણો ફુલ્યો જુજવિ ભાત;
જોયાની રચના ઘણી, રંગ જુજવિ જાત. સાં૦ ૧
વિવિધ પેરની વાસના ઉઠે અનંત અપાર;
મન ભમરો ભોગી થયો રહ્યો વાસના મોઝાર. સાં૦ ૨
ઠોર ઠોર દ્રુમ ઢાંકીયા આશા અમરવેલ;
નવપલ્લવ નૌતમ સદા કોકીલા કરે કેલ. સાં૦ ૩
લિલા લલીત સોહામણિ શોભાનો નહી પાર;
જન પ્રીતમ એવું જોઇને રિઝયો રૂદીયા મોઝાર. સાં૦ ૪

દોહા.

નિર્મલ નેણે નિરખતાં દરસે નિજ દેદાર;
સાગરથી સહુ ઉપજે લેહેરી લોઢ અપાર. ૧

સોરઠ.

ચૈતરે ચિત્ત ચિદરૂપમાં થઈ રહ્યું તદલિન;

નિમિશ માત્ર ન્યારૂં નહીં, જેવું જળમાં મીન. સાં૦ ૧
ચૈતન સિંધુમાં ઝીલતાં થયું શુદ્ધ શરીર;
સર્વેશ્વર સહુને વિષે જેમ મણકામાં હિર. સાં૦ ૨
જેને આધારે સહુ રહ્યું પિંડ ને બ્રહ્માંડ;
સચરાચર શોભી રહ્યા અવીનાશી અખંડ. સાં૦ ૩
બ્રહ્મ જથારથ ભાળતાં ભાગી મનની ભ્રાંત;
પ્રીતમ પ્રીછે પાધરૂં થાય સમજ્યે શાંત. સાં૦ ૪

દોહા.

તત ચિત્ આનંદ સર્વમાં ભરી રહ્યા ભરપૂર;
દિન રજનિ રહે રંગમાં વરસે નિર્મળ નૂર. ૧

સોરઠ.

વૈશાખે જોતાં વેદમાં મહા વાયકનું જ્ઞાન;
તત્વ મસિ તે તુંજ છે, અળગો નહીં અન્ય. સાંભ. ૧
જેમ વાયુને ખોળે વંટોળીયો એમ ઇશ્વરને જીવ;
વસ્તુ વિચ્યારે એક છે સમસુત્ર સદૈવ. સાંભ. ૨
અરસપરસ રહે એકમાં જેમ તરણીમાં તેજ;
ભિન્ન નહિ એમ બ્રહ્મથિ ઓળખે પદ એજ. સાંભ. ૩
સરીતા સાગરમાં રહે સાકરમાંહિ મીઠાઇ;
પ્રીતમ પુષ્પમાં વાસના એવી ગુરૂગમ પાઇ. સાંભ. ૪

દોહા.

પટતંતુ ન્યારો નહિ, જેમ હાટકના હાર;
જડ ચૈતન જુગદીશમાં, તેજ પુંજ એક તાર. ૧

સોરઠ.

જેઠે જન્મ સુફલ થયો જાણ્યા શ્રી જુગદિશ;
અખિલ ભુવનનો આત્મા ગુણમાયાનો ધિશ. સાંભ. ૧
વિશ્વ વિચિત્ર છે જે વડે કરે રંગ કલોલ;
થંભવિના થંભાવિયું બ્રહ્માંડનું ગોળ. સાંભ. ૨
રમવાને બાજી રચી ધરિ નવ નવાં રૂપ;
સંશે શોક સ્વભાવથિ થયો જીવ સ્વરૂપ. સાંભ. ૩
વિષવૃત્તિને અંતરે અવરાયો અનંત;
પ્રિતમ પોતાને વિસરિ કરી પરસું પ્રીત. સાંભ. ૪

દોહા.

અંતરજામી આત્મા મીથ્યા માન્યો ગર્વ;
માયાને પડદે રહિ મોહ પમાડયું સર્વ. ૧

સોરઠ.

અષાડે અમૃતતણો વરશ્યો વરસાત;
હરિ હરિ સઘળે થઇરહ્યા સ્થાવર જંગમ જાત. સાંભ. ૧
ચિત્ત ચાત્રુક રંગે રટે બોલે મન મોર;
જ્યાં ત્યાં ચૈતન્ય બ્રહ્મના ઉલટયા અંકોર. સાંભ. ૨
સુખસાગર સેજે છલ્યો સરિતા સુભસાર;
બ્રહ્મ નીરંતર જળ ભર્યો કોણ પામે પાર. સાંભ. ૩
માણે મછ મગર થઇ મરજીવાસંત;
પ્રીતમ પળ ન્યારા નહિં રસીયા રસવંત. સાંભ. ૪

દોહા.

મહા મુક્ત જાણે જુક્તને જે આપે અદ્વૈત;
અણું લગી આકાશવત સ્વેપદ શબ્દાતિત. ૧

સોરઠ.

શ્રાવણ સાધન શું કરૂં સમરણ ને ધ્યાન,
અહંકરતારે ઉઠી ગઇ થયું સર્વ સમાન. સાંભ. ૧
પંચકોશ પિંડ હું નહિ નહિ અંતસ્કરણ;
ઇંદ્રિ અવસ્થા ઉરમી નહી નહી વેશ ને વરણ. સાંભ. ૨
જીવ નહિ ઇશ્વર નહિ નહિ માયા ને માન,
ત્રિધા નહિ ત્રિગુણ નહિ નહિ જ્ઞાતા ને જ્ઞાન. સાંભ. ૩
સોહં પ્રકાશક સર્વનો સાક્ષાત્ શુદ્ધ સ્વરૂપ;
પ્રિતમ તે પરમાત્મા એ છે અકળ અરૂપ. સાંભ. ૪

દોહા.

ચિન્હ ચરીત્ર જેને નહિ, સહુનો પ્રેરક સોય;
પ્રીતમ તેને પ્રીછતાં આવાગમન ન હોય. ૧

સોરઠ.

ભાદરવો એકરસ ભર્યો સચરાચર માંહી;
પ્રલે સમે પાણીવિના દીસે નહિ કાંઇ. સાંભ. ૧

કોર કિનારો પાળી નહિ નહિ આવરણ આડ;
એક ચિદાનંદ બોધને છળ વિદ્યા છાંડ. સાંભ. ૨
સ્વતંતર અંતર નહિ બાહ્યાભ્યંતર બ્રહ્મ;
એમ જાણે ઉપાસના એછે મોટો મર્મ. સાંભ. ૩
બ્રહ્મનિષ્ઠા પળ નવ ચળે અનિનતા એહ;
પ્રિતમ પુરણ બ્રહ્મશું જેને સાચો સનેહ. સાંભ. ૪

દોહા.

દ્રષ્ટ પદાર્થ જેટલું તેનો થયો અભાવ;
મન મળ્યું તુરિયા પદ તેશું બન્યો બનાવ. ૧

સોરઠ.

આસોહં લીલા અખંડ છે નિરખી નિરધાર;
બોધ વળ્યારે આનંદના સુખ સિંધુ અપાર. સાંભ. ૧
ઇછા ટળી ઇંદ્રલોકની અજપદને કૈલાશ;
નહિ વૈકુંઠની વાસના ભાળ્યો બ્રહ્મવિલાસ. સાંભ. ૨
અધિકારીને આવશે સમજણની સાન;
મુક્ત થઇ સુખ માણશે મુકી દેહાભિમાન. સાંભ. ૩
સદ્‌ગુરૂની કિ્પાથકિ ઉપન્યો આનંદ;
પ્રીતમ તે પદ પામીયા જ્યાં નહિ સુર્યને ચંદ્ર. સાંભ. ૪

દોહા.

જાણવું હતું તે જાણીયું હવે નથી જાણવું કાંઇ;
પોતે પોતામાં ભળ્યો, જેમ પાલો પાણિમાંહિ. ૧

સોરઠ.

ઉત્તરસંડે આદર કર્યાં રચિયા બારે માસ;
ખુંટજમાં પુરા કર્યા, આણી અંગ ઉલાસ. સાં૦ ૧
સોરઠ રાગ સોહામણો સુંદર છે શુભ સાર;
અક્ષર અક્ષર અતિઘણો અનુભવનો ભંડાર. સાં૦ ૨
સંવત અઢાર આડત્રિસમાં કીધો એહ વિચાર;
ચૈતર વદી તીથિ સપ્તમી ઉત્તમ જે ગુરૂવાર. સાં૦ ૩
ગાય શિખેને સાંભળે કરે રૂદિયે વિચાર;
કહે પ્રીતમ તે પામશે સંશય નહી લગાર. સાં૦ ૪

## પ્રિતમદાસના મહિના. ૩

કારતકે કાં ચેત્યો નહિ મુઢ ગમારરે આ અવસરમાં;
જનમ ધરિ ન જાણ્યા જુગદાધારરે. આ અવસરમાં. ૧
શા માટે તેં ભુમિ ભારે મારીરે આ અવસરમાં;
અમુલખ હરી હીરો તું બેઠો હારીરે આ અવસરમાં. ૨
દસ મસવાડા માતાને દુઃખ દિધુંરે આ અવસરમાં;
જનમ ધરિને સાધન કાંઇ નવ કીધુંરે આ અવસરમાં ૩
ગનોડે જેણે ગિરધરલાલ ન ગાયારે આ અવસરમાં;
કહે પ્રિતમ વસ્તીઆં લુટાયારે આ અવસરમાં. ૪
માગશરે મહા દુઃખ વેઠ કીધી મેહેરરે આ અવસરમાં;
તેં પ્રભુને તે શે ન સંભાર્યા ઘેરરે આ અવસરમાં. ૧
જઠરામાં તુંને જતન કરિને રાખ્યોરે આ અવસરમાં;
અચેત નર તારી શેન ઉઘડી આંખ્યોરે આ અવસરમાં. ૨
નેન નાસિકા શ્રવણ આગે શ્રાકારરે આ અવસરમાં;
મનુષા દેહનું મુળ નહિ નિરધારરે આ અવસરમાં. ૩
તે પ્રભુનો તું ગુણ ઓસીંગણુ ન થયોરે આ અવસરમાં;
કહે પ્રીતમ તેનો જનમ અકારજ ગયોરે આ અવસરમાં. ૪
પોસે પાંમર પ્રાણી કાંઇ ન પ્રીછેરે આ અવસરમાં;
હરીપદ મુકી માયા સુખને ઇછેરે આ અવસરમાં. ૧
કામ ધામને ધનને કાજે ધાયોરે આ અવસરમાં;
હરી નવ જાણ્યા પ્રથમ ખોટો પાયોરે આ અવસરમાં. ૨
તેમ તેમ તૃષ્ણા વાધી ગઇ વિપરીતરે આ અવસરમાં;
ન કર્યો સતસંગ રાખિ કુળની રીતરે આ અવસરમાં. ૩
સત્સંગત દુર્લભ છે હરિહર અજનેરે આ અવસરમાં;
પ્રીતમના સ્વામિને ભાવે ભજનેરે આ અવસરમાં. ૪
માહામહિને માયારસ ચાખ્યો મુઢગુમારરે આ અવસરમાં;
ગવંતજી નવ ગાયા અખીલાધારરે આ અવસરમાં. ૧
જેને હરી માર્ગનો મર્મ ન લાધોરે આ અવસરમાં;
તે પ્રાણીયે ફોગટ ફેરો ખાધોરે આ અવસરમાં. ૨
અપરાધી અહંકારે ઉંધું વાળ્યુંરે આ અવસરમાં;
હરીપ થઇને હાથે હારદ બોળુંરે આ અવસરમાં. ૩

સદ્‌ગુરૂ સંગે સરવાળો ન સાધોરે આ અવસરમાં;
પ્રિતમ પોતાના મનને પરમોદોરે આ અવસરમાં. ૪
ફાગણ મહીને ફુલ્યા નવરંગ ફાગરે આ અવસરમાં;
કોઈક લાભ કમાશે હરીના લાલરે આ અવસરમાં. ૧
સંસાર સોદો સમજે તેને સારરે આ અવસરમાં;
નીકર અંતે ઉગરવાની છારરે આ અવસરમાં. ૨
જે જેમ આવ્યું તે તેમ જાશે સૌ કોયરે આ અવસરમાં;
કોઇક કમાશે કોઇક જાશે ખોઇરે આ અવસરમાં. ૩
હરીને ભજતાં આવે ભવનો પારરે આ અવસરમાં;
કહે પ્રીતમ એવું ઉર અંતરમાં ધારરે આ અવસરમાં. ૪
ચૈતર ચંચળ ચપળ ચીત્તના ચાળારે આ અવસરમાં;
રૂદીયે રાખો રામ રટણની માળારે આ અવસરમાં. ૧
કામ ક્રોધ મદ લોભની લેહેર ન લાગેરે આ અવસરમાં;
જેનું મન પ્રોયું પુરણ બ્રહ્મને ધાગેરે આ અવસરમાં. ૨
મુલ પ્રણવ ધુન્ય સનેહધરી સાંભળીએરે આ અવસરમાં;
ભજન કરિને બ્રહ્માનંદમાં ભળિયેરે આ અવસરમાં. ૩
અખંડ સુરતિ સેજ સમાધિ લાગેરે આ અવસરમાં;
પ્રીતમ પ્રભુને ભજતાં ભવદુખ ભાગેરે આ અવસરમાં. ૪
વૈશાખે તો વસમિ છે એની વાટરે આ અવસરમાં;
અધરી આંટીઓડા ઓઘટ ઘાટરે આ અવસરમાં. ૧
કાચા પોચાનું તો નથી ત્યાં કામરે આ અવસરમાં;
સુરાપુરાનો એ છે સંગ્રામરે આ અવસરમાં. ૨
પુરા હોય તે પુરણ પદને પરસેરે આ અવસરમાં;
મરજીવા થઇને બ્રહ્મરંધ્રે હરી દરસેરે આ અવસરમાં. ૩
દસે નાદનાં ગડગડિયાં નીશાનરે આ અવસરમાં;
કહે પ્રિતમ પદ પામેછે નિરવાણરે આ અવસરમાં. ૪
જેઠે ઠેઠ ઠરી બેઠા ઠેકાણેરે આ અવસરમાં;
જે જન જીવ ઇશ્વરના પરિયા જાણેરે આ અવસરમાં. ૧
દેહાતિત પણ દિસંતા દેહધારીરે; આ અવસરમાં;
ચઢી ન ઉતરે લાગિ બ્રહ્મ ખુમારીરે. આ અવસરમાં ૨
તેને અવતરવાની શાંની આશરે આ અવસરમાં;

સાક્ષાત્‌રૂપિ સઘળે તેનો વ્યાપરે આ અવસરમાં. ૩
સહુના પ્રેરક સહુના મનની જાણુરે આ અવસરમાં;
કહે પ્રિતમ ત્યાં ઉપમા કેહેની આંણુરે આ અવસરમાં. ૪
અશાડમાસે પુનરપિ નાવે તેહુરે આ અવસરમાં;
જેને નિરભે નારાયણશું સ્નેહરે આ અવસરમાં. ૧
રવીના કીરણ સરિખી તેહનિ કાયરે આ અવસરમાં;
દેહદમનનાં દુખડાં ફરિ ન થાયરે આ અવસરમાં. ૨
ગતિ કરે તે સપ્તદ્વિપ નવખંડરે આ અવસરમાં;
લોક ચતુરદસ એકવિશમો બ્રહ્માંડરે આ અવસરમાં. ૩
જળ સ્થળ જંગમ સઘળે તેનો વ્યાપરે આ અવસરમાં;
કહે પ્રીતમ એ કરતા હરતા આપરે આ અવસરમાં. ૪
શ્રાવણ શ્રવણ મનન નીદિધ્યાસન કરીયેરે આ અવસરમાં;
બાકી સરવે પ્રપંચને પરહરિએરે આ અવસરમાં. ૧
સતસંગ કરતાં તરિએ ભવ સંસારરે આ અવસરમાં;
વીખ ન વ્યાપે કાપે કોટિક પાપરે આ અવસરમાં. ૨
હરીકથા કીરતન કળજુગમાં કરિયેરે આ અવસરમાં;
ધીરા રહીને ધ્યાન ધારણા ધરિયેરે આ અવસરમાં. ૩
જોગ જુગતીસે સદા સ્મરણમાં રહીએરે આ અવસરમાં;
પ્રિતમ પ્રભુને ભજતાં પાવન થઇયેરે આ અવસરમાં. ૪
ભાદરવે ભરપુર હરિને ભાળોરે આ અવસરમાં;
હું મારૂં અહંકાર રૂદેથી ટાળોરે આ અવસરમાં. ૧
તૃણ માત્ર તો હરિવિના નવ હાલેરે આ અવસરમાં;
કિડી કુંજર ચૈતનતાએ ચાલેરે આ અવસરમાં. ૨
કિટ ઇંદ્ર તો આતમ દ્રષ્ટે એકરે આ અવસરમાં;
ગુરૂગમ જોઇએ જ્ઞાન વિવેકરે આ અવસરમાં. ૩
ગુરૂ ગોવિંદના ઘરની જેને ગમરે આ અવસરમાં;
કહે પ્રીતમ એ છે જેમનું તેમરે આ અવસરમાં. ૪
આસોહંમ બ્રહ્મ ભજો રૂદીયા મોજારરે આ અવસરમાં;
ઉઠે અજંપા ખટ એકવિસ હજારરે આ અવસરમાં. ૧
તે ઉપર છે અખંડ બ્રહ્મનો ખેલરે આ અવસરમાં;
ૐકારમાંહિ થઇરહિ રંગનિ રેલરે આ અવસરમાં. ૨

કોઇક જાણે રસીયા તે રસ પીવારે આ અવસરમાં;
જેમ કુબકી મારે દરિયામાં મરજીવારે આ અવસરમાં. ૩
દિન દિન પ્રત્યે ચડે ચોગણો રંગરે આ અવસરમાં;
કહે પ્રિતમ કરો સતગુરૂ સંતનો સંગરે આ અવસરમાં. ૪

મહિના. ૪

શામળીયો ના આવ્યા રે સૈયર શું થયું;
મોહનજીએ માયા ઉતારી મન જો,
આવ્યાની આશા રે અમને છે ઘણી;
વાટડી જોતાં વીત્યા છે કંઇ દન જો શા૦ ટેક.
માસ અસાડો આવ્યો નાવ્યા નાથજી;
કઠણ થયા કંઇ નટવર નંદ કુમારજો,
કુણ ભાગ્ય કહીએરે મધુપુર ભામની;
કુબજાએ સાચે દીલે પુંજી ગોરજો, શામળીયો. ૧
શ્રાવણની શોભારે સૌથી છે ભલી;
હરિની લીલા હીંદોળા કહેવાયજો,
જસોદાનંદન વંદન સૌ સુરલોકનું;
જોતાં જુવતી જનમ વધાઇ ગાયજો, શામળીયો. ૨
ભાદરવે આવો તો ભાવે ભેટીએ;
ઋષી પંચમી વરાહજી અવતારજો,
રાધાઅષ્ટમી ઉત્તમ વામનદ્વાદશી;
આનંદ ઉત્સવ મંગળ સુખડું સારજો. શામળીયો, ૩
આસોનો આનંદ ન જાયે વર્ણવ્યો;
દીપ ઓછવ શરદ રાણીનો રાસજો,
એ સુખડું સંભારી દુઃખડું ઉપજે;
સુખડું જોવા મનમાં મોટી આશજો. શામળીયો. ૪
કાર્તકનું વ્રત કરતી નાર કુંવારકા;
અરૂણ ઉદે જઇ જળમાં કરતી સ્નાનજો,
દોષ નિવારણ કીધો દેવ મોરારીએ;
વસ્ત્રહરણ કરી આપ્યાં છે વરદાનજો. શામળીયો. ૫
માગસરનો મહિમારે મોટો છે ઘણો;
વિભૂતિવરનવ કીધું ત્રીભુવન ભૂપજો,

ઉદ્ધવ અર્જુન પ્રત્યે પ્રભુએ એમ ભાખીયું;
બાર માસમાં માગસર મારૂં સ્વરૂપજો. શામળીયો. ૬
પોશ માસમાં ભાવે ભોજન કરાવીએ;
ઉર અંતરમાં અમને એ અભિલાખજો,
મનગમતા લાડુરે મેવા મીઠડા;
એમે રચીએ પેર પેરના પાકજો. શામળીયો. ૭
મહા મહિનો આવ્યોરે મોહનલાલજી;
વસંતપંચમી જનમ રમાનો જાણજો,
વૈષ્ણવ જનને ઘર ઘર વ્હાલ વધામણાં;
મંગળમૂળ મહારસ કેરી ખાણજો. શામળીયો. ૮
ફાગણને આવ્યોરે કેસુ ફુલીયાં;
કલડોલનો સુંદર એમ સોહાગજો,
કેસરને કેસુનાં કીજે છાંટણાં;
શામળીયાની સંગે રમીએ ફાગજો. શામળીયો. ૯
ચૈતરની ચતુરાઇ શકે કોણ વરણવી;
રામ જનમ જશ જીવ ચરાચર ગાયજો,
ભક્ત તણા ભય ભંજન પ્રભુજી પધારીયા;
નામ ઉચ્ચારણ કરતાં નિરભે થાયજો. શામળીયો. ૧૦
વૈશાખે પ્રલ્હાદની પીડા ટાળવા;
થંભ થકી હરી ધરીયું નૃસિંહ રૂપજો,
દાસ તણાં દુખડાંરે પ્રભુજી ટાળવા,
હાથે હણીયો હિરણ્યકશ્યપુ ભૂપજો. શામળીયો. ૧૧
જેઠ માસે મચ્છારૂપ તણી જળજાતરા;
ચંદનનો વાઘો ના કીધો ત્યાગજો,
પ્રીતમના સ્વામીરે ભાવે ભેટીયા;
ભામનીઓનાં કહીએ મહા બડભાગજો,
શામળીઓ આવ્યારે આનંદ ઉપન્યો. ૧૨

મહિના. ૫

સખી આવ્યો અસાડો માસરે, અતિ ગાજે ગગન આકાશરે;
મારો પ્રાણ પ્રભુજી પાસ, સાહેલી શામળીયો શે ના આવ્યારે.
સખી શ્રાવણ સરવડે વરસેરે, સોળ શણગાર ધરતી ધરશેરે;

બપૈયા પીઉ પીઉ કરશે, સાહેલી.
આવ્યો ભાદરવો ભર ગાજેરે, બહુ વાજાં ગગનમાં વાજેરે;
દીનાનાથ વિના તન દાઝે. સાહેલી.
આવ્યો આસો ચંદ્ર અજવાળીરે, ગરબે સોહે કનકની જાળીરે;
ગાય ગોપી વચ્ચે વનમાળી. સાહેલી.
આવ્યો કારતક કુંજ વિહારીરે, ઘનશ્યામ પીતાંબર ધારીરે;
તમને ઇચ્છે છે અબળા નારી. સાહેલી.
આવ્યો માગસર મન અકળાયરે, તન વાલા વિના સુકાયરે;
જોબનીયું તો એળે જાય. સાહેલી.
પોશે ઘેર આવો ગીરધારીરે, તારી વાત જુએ વ્રજનારીરે;
હવે પૂરોને આશ અમારી. સાહેલી.
મહા મહિને હિમાળો હાલ્યો રે, સૂની સેજે શિયાળો ચાલ્યોરે;
સ્નેહે રાખ્યો રહે નહી ઝાલ્યો. સાહેલી.
ફુલ્યો ફાગણ શોભા સારીરે, શણગાર સજે સૌ નારીરે;
ગીત ગાય વસંત વિહારી. સાહેલી.
આવ્યો ચૈતર ચંદન લીજેરે, અલબેલાને અરચા કીજેરે;
દયા આણીને દરશન દીજે. સાહેલી.
વૈશાખે આવો વનમાળીરે, મોરી આંબા ડંમરની ડાળીરે;
કોયલ બોલે છે કંઠ રસાળી સાહેલી.
જેઠે ઘેર આવો જદુવીરરે, સૌ નદીએ ખુટ્યાં નીરરે;
મન રાખી રહે નહી ધીર. સાહેલી.
સંસારમાં સાર કમાયારે, જેણે મગન થઇ જશ ગાયારે;
કહે પ્રીતમ માયાથી મૂકાયા, સાહેલી શામળીયો શે નાવ્યારે.

---

## અથ પ્રીતમની તિથીયો.

આમાં વસ્તુ અનોપછે, જાણે વિરલા જન કોય;
ભવવિષેરે ભટકે નહિ, જેને ગુરૂગમ હોય.
સતસંગ કિજેરે સ્નેહશું. ૧
પડવાનિ આ સહુ સૃષ્ટિ છે, માટે હરિને તું જાણય;
જે જન હરિને ભજ્યાનહિ, વાંઝપયોધર જાણ્ય. સ૦ ૨

બિજે શું મોહ્યો બાપડા, મિથ્યા માયા વહેવાર;
તે દેખી રખે રીઝતો, સુપના સરખો સંસાર. સ૦ ૩
ત્રિજે સદ્દગુરૂના શબ્દથી, ભવજળ પેલેરે પાર;
આવો દાવ આવે નહિ, મોંઘો મનુષાવતાર. સ૦ ૪
ચોથા પદનીરે સંજ્ઞા, સદગુરૂ શબ્દે સમઝાય;
જનમ મરણુનિરે આપદા તેતો તતક્ષણુરે જાય સ૦ ૫
પંચમ સાર શિરોમણી જેણે જાણ્યા જુગદીશ;
સર્વ સરાહેરે તેહને વંદે વિભુ અજ ઇશ. સ૦ ૬
છઠે સમજ્યો નહિ નિજ આત્મા કિધો અવર ઉપાય;
બિજ બોયાં બંબોલનાં અંબફલ ક્યાંથિરે થાય. સ૦ ૭
સાતમી ભોમીકા જ્ઞાનની સદગુરૂ સેહેજે ચડાય;
સંશે શોક ભવ સોચના સર્વસ ભુલીરે જાય. સ૦ ૮
આઠે અંગરે જોગનાં સાધન કઠણુ કહેવાય;
સદગુરૂ કેરારે શબ્દથી સેહેજે સુલભ થાય. સ૦ ૯
નવપલવ દેહ દ્રુમમાં પક્ષિ બેઠાંછે બેય;
કોય કોયને દેખે નહિ આપ આપણા રંગમાં રેય. સ૦ ૧૦
દશ દલ પુષ્પની પાંખડી મધુકર બેઠોછે માંય,
સુખનો ભોગિ ભાવે થયો જોખમ જાણ્યું નહિ કાંઇ. સ૦ ૧૧
એકદશામાં તું આવિને સદગુરૂ ભક્તિરે માણ્ય,
શિવ વિરંચીને સારદા જાચે જોડી કર પાણ્ય. સ૦ ૧૨
દ્વાદશસ્કંધમાં જે કહ્યું શ્રીમુખ શુકજીની વાંણ્ય,
તેને તપાશી તું દેખજે ઉઘડે અનુભવ નિર્વાણ્ય, સ૦ ૧૩
તે રસ પિતાં કંઇ તરિ ગયા ઉધર્યા અનંત કોડ,
સદગુરૂ હરિનિ ઉપાસના બિજાં બંધન ત્રોડ. સ૦ ૧૪
ચૌદ ભવનમાં તું ચીનજે કરજે તત્વવિચાર,
પરપંચ મુકે તું પરહરિ સમજે સારમાં સાર. સ૦ ૧૫
પૂર્વ પુન્યે તું પામિયો સદગુરૂ કેરારે સંગ,
પ્રીતમ પ્રેમે પાવન થયો ઉદે લાગ્યો હરિ રંગ સ. ૧૬

## અથ બીજી તિથિયો.

પડવાનો પ્રથમ જાણિને, ભજ ભાવે સારંગ પાણિને,
શું બેઠો આળસ આણિને, અજ્ઞાની અચેત,

આજકાલ કરતામાં અવસર વિત્યો; કર હરિશું હેત,
મનમાં મરણથકિ મુખ નથી બીતો. ૧
બિજે મન બાંધ્યું છે તારૂં, સમજ્યો નહીં નરનું સારૂં,
જેમ સો મણ તેલે અંધારૂં. અજ્ઞાનિ. ૨
તરિ જાતાં વાર કશી તારે, તું ફરિ ફરિ આવ્યો આરે,
તું જીતિ બાજી કાં હારે. અજ્ઞાની. ૩
ચોથો દેહ ચેતન તુરિયાનો, નહીં પાર જડે હરિ દયાનો,
રખે ગર્વ કરે ગુણકિયાનો. અજ્ઞાનિ. ૪
પંચતત્વ મળિઆ પિંડરચ્યો,નખશિખ સુધિમળમુત્ર પચ્યો,
હરિ વિસારી માયામાં મચ્યો. અજ્ઞાનિ. ૫
ષડવિકાર છેદીને નાખે, તું જાજે અનુભવનિ આંખે;
એક રામ રટણ રૂદિયે રાખે. અજ્ઞાનિ. ૬
સ્વાત આવે તો તું સમઝપેર,રખે અમૃત તજીને પિયે ઝેર;
ચિત નેણ વેણ તું રાખ્ય ઠેર. અજ્ઞાનિ. ૭
અષ્ટાંગ જોગ જે સાધે છે, તોયે ક્રોધ વિરોધ મન વાધેછે;
ભવ તરવા હરિને આરાધે છે. અજ્ઞાનિ. ૮
નવધામાં એકે આચરશે, સંસાર સાગર સેહેજે તરશે;
તે ગર્ભવાસ શાને ફરશે. અજ્ઞાનિ. ૯
દશલક્ષણ દાસાતણ ધરશે, ગુરૂ ઇશ્વરનિ ભક્તિ કરશે;
ચડયો ચોળરંગ કયમ ઉતરશે. અજ્ઞાનિ. ૧૦
એકદશા અવિલોકન કરજે, કાંઇ હરિવચન ચિતમાં ધરજે;
પરમારથ પંથે પરવરજે. અજ્ઞાનિ. ૧૧
દ્વાદશ અક્ષર ધ્રુવ જાપ જપ્યો, તે અચળ થઇ આકાશ તપ્યો;
હરિગુણ ગાયા તે કુણ છપ્યો. અજ્ઞાનિ. ૧૨
તેરસનું તત્વ જડયું જેને, બ્રહ્માનંદ બ્રહ્માંડ થયું તેને;
તે રાગ દ્વેષ કરશે કેને. અજ્ઞાનિ. ૧૩
જુવો ચૌદલોક સચરાચરમાં, વ્યાપિક બ્રહ્મ નારી નરમાં;
તરૂ ફળમાંહિ ફળ તરવરમાં. અજ્ઞાનિ. ૧૪
પુરણપદ પામ્યા તે સાચું, એના કર્તવ્યમાં ન મળે કાચું;
કહે પ્રિતમ પ્રેમ ભક્તિ જાચું. અજ્ઞાનિ. ૧૫

---

## તિથિયો ત્રીજી.

પડવે એ પિંડ છે કાચોરે, પરમારથ પ્રિછો;
હરિગુરૂ સંતની સંગેરે આતમ લાભ ઇછો. ૧
બિજે બિજી વાતોરે, સહુ મનથી મેલો;
ચિતમાં ચેતિ ચાલોરે, આ અવસર છે છેલો. ૨
ત્રિજે ત્રણ ગુણુનિરે, આવિછે આંટિ;
આગળ છે મહા અધરીરે માયાનિ ઘાંટિ. ૩
ચોથે ચાર દિવસનોરે, દુનિયાનો લટકો;
તે સુખને સત્ય માનિરે, કાં ભવમાં ભટકો. ૪
પાંચમે પંચવિષેનુંરે, પરીબલ છે મોટું;
શુધ વિચારે વરતોરે, ખેલો માં ખોટું. ૫
છઠે છકયો ખટરસમાંરે, શઠ સમજ્યો નહી કાંઇ;
આઠપોહોર એમ ઝીલેરે માયા જળમાંઇ. ૬
સાતમે સુરત સુરતસુરે, સાપવ સુંખેલો;
મન ઇંદ્રિનિ માયારે, સહુ મનથી મેલો. ૭
આઠમે અખંડ વર વરિયેરે, ફરિયે નહી ફેરા;
ધ્યાન હરિનું ધરિયેરે, ટળે તાપ અનેરા. ૮
નોમે નથિ હરિ અળગારે, જુવો ગુરૂગમ જડશે;
અંતરમાં અનુભવનિરે, આંખ્યો ઉઘડશે. ૯
દશમે દશા પરવરિયેરે, વિહંગમ વાટે;
ગગન મંડલ ઘર કરિયેરે, માહા સુખછે માટે. ૧૦
એકદશામાં આવોરે, અમૃતરસ પિવા;
તિમર ટળિ જાય તારારે, પ્રગટે બહુ દિવા. ૧૧
દ્વાદશ આંગુલ દરશેરે, પરશે કોય પુરા;
અણિ અગરપર ખેલેરે, સાચા સંત સુરા. ૧૨
તેરશે તાર ન તુટેરે, લાગાં તેસું તાળી;
ભલા ભલા મહા મુનીવરરે, રહ્યા ભાવે ભાળી. ૧૩
ચોદશે એક ચરાચરરે, અખંડ અવિનાશી;
બાહ્યાભિતર ભરિયારે, જુવો તનમાં તપાશી. ૧૪
પુનમે પરમાત્મારે, પુરણ કરી પેખો;
એમવસ હરિ સહુમાંરે, હસ્તામલ દેખો. ૧૫

પંદર તથ્યો થઈ પુરિરે, સિખે જો ગાય;
કહે પ્રિતમ તેના પિંડમાંરે, પ્રભુ પ્રગટ થાય. ૧૬

## તિથિઓ. ૪.

હરિ સ્મરણ નિશદિન કીજે, પ્રેમસુધા પ્રેમે પીજે;
તનમન સદ્‌ગુરૂને દીજે. હરિ સ્મરણ નીશદીન. ટેક.
પડવે પડવાની કાયા, ડાહાપણ નહિ ચાલે ડાહ્યા;
મૂકીદેને મનતણી માયા. હરી. ૧
બીજે શું બેઠો હારી, ભક્તિ ભેદ ઘણો ભારી;
સદ્‌ગુરૂની સમજણ ન્યારી. હરી. ૨
ત્રીજે કોઇ નથી તારૂં, મૂરખ માન કહ્યું મારૂં;
સ્વાર્થથી સર્વે લાગે સારૂ. હરી. ૩
ચોથે ચતુર પણું તેનું, મન મોહ પામે નહિ જેનું;
રહે નિત્ય હરિ રંગમાં ભીનું. હરી. ૪
પાંચમે પ્રીછાને પ્રાણી. દેહ માયા જૂઠી જાણી;
સાચી પ્રીત હરિ સાથે આણી. હરી. ૫
છઠે છે નવકા હરીનામ, જે બેસે તે પામે નીજધામ;
નારદ વેદ કરે ગુણગ્રામ. હરી. ૬
સાતમે સેતાનની વાણી, હરીથી વિમુખ હોય જે પ્રાણી;
તેનો ભાર સહુંછું દુઃખ આણી. હરી. ૭
આઠમે અજ બોલ્યા એવું, સનકાદિક સમજી લેવું;
ભજનવિના ક્ષણએ નવ રહેવું હરી. ૮
નુમે રવિનંદન ભાખે, જે બહાનું હરિનું રાખે;
તેનું ઘર જમદૂત નવ જાંખે. હરી. ૯
દશમે દાખે ત્રિપુરારી, સુણ ઊમીયા આનંદકારી;
સંત ચરણ રજ મને પ્યારી. હરી. ૧૦
એકાદશે એમ કહે અવિનાશ, સુણ ઉદ્ધવ આણી ઉલ્લાસ;
મુજને વહાલા છે નીજ દાસ. હરી. ૧૧
દ્વાદશી દેવહુતી પ્રત્યે જ્ઞાન,એમ કહે કપીલદેવ ભગવાન;
નહી કોઇ વહાલું સંત સમાન. હરી. ૧૨
તેરશે તત્વ કહું તુજને, ગંગા ઇચ્છે પદ રજને;
તેને તું ભાવ કરી ભજને. હરી. ૧૩

ચતુર્દશી લોક તણા સ્વામી, ભક્તવત્સળ અંતર જામી;
બહુ તન ગુણ બહુ નામી. હરી. ૧૪
પુનમે પ્રભુના ગુણ ગ્રેસે, રસનાએ કૃષ્ણ કૃષ્ણ કહેશે;
પદ્મના પત્ર પેરે રહેશે. હરી. ૧૫
કહે પ્રીતમ પૂરણ પ્રીતે, નીશદીન નામ જપો નીતે;
સત્સંગ કીજે શુદ્ધ ચિત્તે, હરિ સ્મરણ નીશદીન કીજે. ૧૬

---

## આઠ વાર.

આદ્ય અંત પ્રીત અંકોરેરે, અનુભવી ગુરૂ ભેટે;
હૃદય સંશય ગ્રંથીરે, છેદીને કરે છેટે.
સોમ સુર એક થાયરે, શુદ્ધ બુદ્ધ પ્રકાશે;
તેજ પુંજ સો તેનેરે, બ્રહ્માનંદ ભાસે.
મંગળ પદમાં ઝીલેરે, મરજીવા જોગી;
આકાશવત અણુંલગારે, બ્રહ્મરસના ભોગી.
બુધે બુદ્ધિ જેની ઝીલેરે, શબ્દાતીત સાથે;
બીજ જથારથ ભાસેરે, ભસે નહી ભાને.
બ્રહસ્પતે બ્રહ્મવિદ ગુરૂનોરે, જેને રંગ લાગ્યો;
જીવ ઈશ્વર કેરોરે, તેનો સંશય ભાગ્યો.
શુક્રે સકળ ઘટ છાયોરે, બોલે બહુનામી;
અણુને ત્રીસમે ભાગેરે, રમે અંતરજામી.
સુણી સાખ સૌ સંતનીરે, અનંતની આશે;
પોત પોતાનું પ્રીછોરે, જુઓ તત્વ તપાસે.
સૌ મળીને ચોવીશરે, પચ્ચીશમી માયા;
છવ્વીશમા પરમાત્મારે, અક્ષરાતીત રાયા.
હરી ગુરૂ સંત પ્રસાદેરે, ટળી ચિત્તની ચોરી;
પ્રીતમને મન આનંદરે, હરીને હાથ દોરી.

### પદ. ૧ રાગ ગરબી.

દેહ મનુષ્ય ધરી હરી ન જાણ્યા તેણે સર્વસ ખોયું;
મારા વાલાજી મહામણિ મુકીને પત્થરમાં ચિત્ત પ્રોયું. ૧
જેણે જાળવિયો જઠરા માંહિ, તેને સંભાર્યો સ્વપ્ને નાંહિ;

લંપટને લાજ લગાર નહિ. દેહ મનુષ્ય. ૨
તેં હાથે કામ કુડાં કિધાં, તેં અમૃત મેલિને વિખ પિધાં;
તેં મિથ્યા માતને દુઃખ દિધાં. દેહ. ૩
તેં જગતપતિને નવ જોયો, તજી કલ્પવૃક્ષ બાવળ બોયો;
તેં ઉત્તમ જનમ એળે ખોયો. દેહ. ૪
તેનિ દેહ અસુદ્ધ વાણિ, તેં પ્રિત પ્રભુસું નવ આણિ;
તે અધમ જાત પામર પ્રાણિ. દેહ. ૫
તેને કૃતઘ્નિ સરખો કહિયે, તેની સંગતે તે સરખા થૈયે;
કહે પ્રિતમ તેથી અળગા રહિયે, દેહ મનુષ ધરી હરી. ૬

પદ. ૨

હરિ ભજન વિના, દુઃખ દરિયા સંસારનો પાર ન આવે;
જડબુદ્ધિ જીવ સંતવિના સુધો મારગ કોણુ બતાવે. ૧
તેં અનેક વાર અવતાર ધર્યા, બહુ કર્મ તણા કોઠાર ભર્યા
અઘ ઓઘ તણા અંબાર કર્યા. હરિ. ૨
તું ઝાડ પાહાડ જડ રૂપ થયો, તેં સિત ઉષ્ણ સિર તાપ સહ્યા;
તારો કલેશ કોણે નવ જાય કહ્યો. હરિ. ૩
ફર્યો ચાર ખાંણુ લક્ષ ચોરાશી, થયો જળચર સ્થળચર ગર્ભવાસિ
માયા બંધન થકિ ન શકયો નાશિ. હરિ. ૪
પાંમ્યો મનુષ્ય દેહ તેમાં ન મણા, ધન ધામ પુત્ર પરિવાર ઘણા;
હવે ગાઇ લે ગુણ ગોવિંદ તણા. હરિ. ૫
કહે પ્રિતમ ચેતિ લે પ્રાંણિ, એવું જનમ મરણનું દુઃખ જાણિ;
શું સુતો છે આળસ આણિ. હરિ. ૬

પદ. ૩

મન વાણિડા લટકે લાભ, કમાજે અવસર જાણિ,
શું સુઇ રહ્યો અચેત અંગે અતિશે આળસ આણિ;
તન ત્રાજવાં દીલ કર ડાંડી, બેશ ચિત્ત ચોટે પેંડિ માંડી;
રખે ધ્યાનદ્રષ્ટિ કરતો ખાંડી. મન. ૨
તજ કુડાં કાટલાં અશુભ કર્મ, રાખ સત્યવચન વિશવાસ ધર્મ;
તેણે રાજી રેહેશે પુરણબ્રહ્મ. મન. ૩
તું વોહોર વસાણું સો સારૂં, તેણે વણસે નહી કારજ તારૂં;
હૈયે હીમત રાખ હવે નહી હારૂં. મન. ૪

લે લેખણુ લક્ષ્મીવર હાથે, સુધો રહે સાંમળીયા સાથે;
તારે દોષ નહિ આવે માથે. મન. ૫
કર નારૂં લેખું સૌ ચોખું, તારી કાયાનું કાચુ ખોખું;
તું ઓછું અદકું શિદ જોખું. મન. ૬
ખોટિ વાણિયાણિ તારા ઘરમાં, કરે કુડાં કબાડાં બહુ કરમાં;
લઈ સોમલ ભેળે સાકરમાં. મન. ૭
કર પરમારથ કંઇ પાપ બળે, તારૂ લખચોરાસીનું લગડુ ટળે;
કહે પ્રિતમ તારૂં સાચ ફળે. મન. ૮

પદ. ૪

હરિ ભજન થકિ છોટા હોય તે સૌથી મોટા થાય,
તન તાપ ટળે જનમ મરણનાં સંકટ સરવે જાય. ૧
જુવો દાસિ સુતથિ શું હિણપણું, જેનું પુન્ય પવિત્ર ચરિત્ર ઘણું:
થયા નારદ મન ગોવિંદતણું હરિ. ૨
જુઓ શુકદેવજીનું મૂળ સોધિ,હતા પશુઘાતિ સુડયો લોભી;
થયા આપે ઇશ્વર અક્રોધિ. હરિ. ૩
જુઓ વાલમિકજીની વાત ખરી, જેણે દરભ શલામાં દેહધરી;
તેણે સતકોટિ રામાયણ કરી. હરિ. ૪
જુઓ માંડવની મેડકિ માતા, જુઓ વસિષ્ઠ વેશા વિખ્યાતા;
જુઓ ચતુરાનન પંકજ જાતા. હરિ. ૫
જુઓ અગસ્ત કુંભથિ પ્રગટ થયા,અંજલિમાં સાગર શોસિગયા:
તેતો વિશ્વમાં વિખ્યાત થયા. હરિ. ૬
જુઓ એકલશૃંગી હરણિના,જુઓ વ્યાસ મુનિ વણપરણીના;
જુઓ સુત પુરાણી કુણ કરણીના. હરિ. ૭
જેમ ગધ્યમ જળ ગંગામાં ભળે, તે ગંગા સરખું થઇને પળે;
જેમ પારસ પરશે લોહ ટળે. હરિ. ૮
એમ જાત ભાત સહુની જાણિ,હરિ ભજે તે હરિ સરખા પ્રાણિ:
કહે પ્રિતમ ઓળખો એંધાણ. હરિ. ૯

પદ. ૫

મન માને નહી, સો ફેરા સમજાવું તોય શું થાય;
ખળ કઠણ કઠોર ચંચળ ચોર ચપલ ચિત ચૌદસ ખાય. ૧
ચ્યન ભુતતણિ પેરે ભમતુ, ચાલે માયાનિ સંગે રમતુ;

એને હરિ ભજવાનું નથી ગમતું. મન. ૨
મન નિર્લજને લજ્યા ન મળે, પીળું ભાળે પોતાને કમળે;
લઇ નાંખે માયાને વમળે. મન. ૩
જેમ કુકર માથે માર પડે, તોય આવિ ઉભું દ્વાર અડે;
ફળ દેખિને મરકટ ઝાડ ચડે. મન. ૪
જો જમ કિંકરનું દુઃખ જાણે, તો મિથ્યા સુખને સિદ માણે;
ગયો અવસર ઉરમાં નવ આણે. મન. ૫
કહે પ્રિતમ પરપંચ પરહરતાં, શુધ ભાવે હરિનું સમરણ કરતા;
કાંઇ વાર નહિ ભવજળ તરતાં. મન. ૬

પદ. ૬

તન રેંટિડો સદગુરૂ શબ્દે સુતર ફરવા લાગ્યો;
થઇ મેહેર ઘણી ગુરૂ દયાળે દીલનો ધોખો ભાગ્યો. ૧
શુભ કરમ કાષ્ટ રેંટીયો કિધો, તેતો સુઘડ સુતારે ઘડિ દિધો;
બુધ માનુનિએ માગિ લીધો. તન. ૨
પચરંગી પાંખડિયું આરા, થાંભલિયું તોરણીયા સારા;
ચિત ચપળ ચમરખે રંગ ન્યારા. તન ૩
અંતસ્કર્ણ ઉઢાણિ પ્રોયે, એને અંન ઉદક ઉંજણ જોઇયે;
દશ દામણિયો સુંદર સોહીએ. તન ૪
તે મધ્યે ચૈતન્ય માળ ફરે, પરા પાર પુણિ પ્રાણ ધરે;
ત્રિવેણી ત્રાકે તાર ભરે તન. ૫
મન માંકડિ ચોકસ કરીયે, ઘર મુકી પરઘેર નવ ફરીયે;
એક ધ્યાન ધણી કેરૂં ધરિયે. તન. ૬
ગુણવંતિ નાર કમાય ઘણું, જેને બળ હોય હરિગુરૂ સંતતણું;
તેને સેહેજે આવે શીળપણું. તન. ૭
કહે પ્રીતમ પ્રગટે પુરણદશા, રસિયોજી આવી રૂદિયામાં વશ્યા;
તેનાં જનમ મરણ દુઃખ દુર ખશ્યાં. તન. ૮

પદ. ૭

અજ્ઞાની જીવ સંગ કરે સાચો પણ રંગ ચડે નહિ,
એમ દમે શરીર હરિ મળવાનો મારગ તોય જડે નહિ. ૧
એક પથર પાણી દાવ પરસે, તેને ટાંકે તો અગ્નિ વરસે;

એવા સાકુટને હરિ કેમ દરસે. અજ્ઞાની० ૨
સાકુટને સંગત કેમ ગમશે, ઉંધે ઘડે તે ઉદક કેમ ભરશે;
એમ પાત્ર વિના રસ કેમ ઠરશે. અગ૦ ૩
જેમ પુષ્પ પાંદડાં આસપાસ,તેમાં કો કોને નવ લાગે બાસ;
એમ ભગત જગત તે બારે માસ. અગ૦ ૪
એક મેડક પંકજ પાસ રહે, તે કમળતણિ વાસ કાંઇ નવ લહે;
વાસ કમળતણી તે ભમર લહે. અગ૦ ૫
તરૂ ચંદનથી ચંદન જેવા, બિજા વાંસ એરંડા રહ્યા તેવા;
તેને નહીં કાંઇ લેવા દેવા. અગ૦ ૬
તું વેદપુરાણ ઘણું સાંભળે, તારા મનની દુબધ્યા કાંઇ ન ટળે;
સાચા રંગ વિના હરિ નહિ મળે. અગ૦ ૭
જેમ થાક્યા ફેરા ફરી ફરી, થયા કાયર મેહેનત કરી કરી;
તું ન થાકયો દેહ ધરી ધરી. અગ૦ ૮
કહે પ્રિતમ સમઝે સુખ થાશે,તારૂં જનમ મરણનું દુઃખ જાશે;
આગળની પ્રીતે ઓળખાશે. અગ૦ ૯

પદ ૮

તજ દેહાભિમાન, મિથ્યા સુખ સારૂં શું ફોગટ ફુલે;
સત્ય વચન વિચારવાર વાર સંસાર વિષે શું ભુલે. ટેક. ૧
આ કાયાનો કાચો પાયો, તે દેખીને શું લોભાયો;
રવિનંદન દિલમાં છે ડાહ્યો. તજદેહા. ૨
તારિ જમ કિંકર હણશે છાતી, ત્યારે કયાં જાશે તારી કુળનાતિ;
જઇ ભોગવશો પશુની જાતી. તજદેહા. ૩
દુખ અસિપત્રિ દીઠાં નથી, પંચમ સ્કંધમાં કહ્યાંકથિ;
જઇ ભોગવશો તમે રતિ રતિ. તજદેહા. ૪
કહે પ્રિતમ કાંઇક સાધન કરજે, હરિ ગુરૂ નામ હદે ધરજે;
નામ નાવ ચડિ ભવસિંધુ તરજે. તજદેહા. ૫

પદ. ૯

હો જીવડલા જન્મ ધરિને ન લહ્યું હરિનું રૂપ;
શું બાહેર ભમે ભીંતર જોને તારૂં બ્રહ્મસ્વરૂપ. ટેક.
તું કયાંથિ આવ્યો ને કયાં જાવું, તને માયાં ચેટક કયાંથી હતું;

નિજ નામ જપીને નિર્ભે થયું હો જી. ૧
તું શું કરવાને આવ્યોતો, તુને કોણે અહિં બોલાવ્યોતો;
શું લેઇજાવું ને શું લાવ્યોતો. હો જી. ૨
તને શે સુખે ભોજન ભાવે છે, તને નિંદ્રા તે કેમ આવે છે;
શિર નોબત કાળ બજાવે છે. હો જી. ૩
આ કાયા કાળનો ચારો છે, બહુનામી બોલણહારો છે;
સુખ દુખથિ નિર્ગુણ ન્યારો છે. હો જી. ૪
જે બોલે તેને શોધજે, ગુરૂજ્ઞાન બુદ્ધિએ બોધજે;
હરિ હીરે હિરો વીંધજે. હો જી. ૫
તુરિયા તે તારૂં રૂપ છે, ભજશે તે બ્રહ્મસ્વરૂપ છે;
અવિનાશિ અકળ અરૂપ છે. હો જી. ૬
કહે પ્રીતમ પુરણાનંદ છે, ઘટ ઘટ રસીયો ગોવિંદ છે;
ન સમજે તેની મતિમંદ છે. હો જી. ૭

પદ. ૧૦

નર ગાફલ ગુમાર, ગંદી દેહનો ગર્વ કરે શું થાય;
નહિ વિલંબ લગાર, વાત કરંતાં કાયા વણશિ જાય. ૧
તું અંશ હતો ઇશ્વર કેરો, જીવ થઇ રહ્યો અવિદ્યાનો ચેરો;
તારે માથે રવિ સુતનો હેરો. નર ગા. ૨
શું સુરભિ સુતનિ પેરે ચાલે, તું ગર્ધવનિ પેરે માહાલે;
તું હાથે ધુળ માથે ઘાલે. નર ગા. ૩
એક સ્વાતિ બુંદ સીપે આવ્યું, તેનુ મહા મુક્તાફલ થઇ રહ્યું;
કદળીમાં પડયું તે કપુર થયું. નર ગા. ૪
અહિ મુખમાં પડયું તે ગરલ થયું, સાગરમાં પડયું તેલવણથયું;
પૃથ્વીમાં પડયું તે પ્રલે થયું. નર ગા. ૫
જેમ કનકમાં કથીર ભળે, એમ વિના વિચાર સાર નવ જડે;
કહે પ્રિતમ રવિ ઉગે રજની ટળે. નર ગા. ૬

પદ. ૧૧

તારૂં સુપન શરિર, નિર ઉસનું એણિપેરે ઉડિ જાસે;
હતે ભજ રઘુવિર, નામતણે પરતાપે નિર્ભય થાશે. ૧
જેમ સરિતા પુરે વહિ જાશે, તારૂં આયુશ એછું એમ થાશે;
જેમ કમળને કુંજર ખાશે. તારૂં. ૨

જેમ પારો પાણિ થઇ ચાલે, તેને કહોને કેઇ પેરે ઝાલે;
ખર્યું પાન નહી લાગે ડાળે. તારૂં. ૩
જેમ કદળિ ફાળ તે નવ ફૂળે,તેમ ગઇ મુનષા દેહ તે નવ મળે;
ઉડયું કપુર વાળ્યું નહિ વળે. તારૂં. ૪
જેમ વિજ ચમકે ગગનમહી, તેમ દિપક જોત્ય સમે નહી;
તારી અસ્થીર દેહ તે સ્થીર નહિ. તારૂં. ૫
દેહ મનુષ્ય જન્મ મુક્તિ જાણો, એ સાર શબ્દ હ્રદે આણો;
કહે પ્રિતમ પરમ પદને માંણો. તારૂં. ૬

## પદ. ૧૨

આજ ધન ઘડી, સંત પધાર્યા પ્રેમે પાવન કીધાં;
અતિ આનંદ અપાર, દયા કરીને અમને દરશન દીધાં. ટેક.
હરિજન તે હરી સરખા હેલી, મળીએ મન મરજાદા મેલી;
હોય અરસપરસ આનંદ હેલી, આજ ધન ઘડી. ૧
જે વૈકુંઠપતિને બહુ પ્યારા, તે હરીથી નીમખ નહી રહે ન્યારા;
રસ ભક્તિ મુક્તિના જાણનહારા, આજ ધન ઘડી. ૨
ગંગાદિક તીરથ ચરણ વીશે. શ્રુતિ સ્મૃતિ સાખ સિદ્ધાંત લખે;
જેનો મહિમા કહે મહારાજ મુખે, આજ૦ ૩
પુણ્ય પ્રગટે પુર્વ જનમતણું, તેને હોય હરીજનસું હેત ઘણું;
કહે પ્રીતમ તારૂં ભાગ્ય ભણું, આજ૦ ૪

## પદ. ૧૩

તારી કાયામાં, કોણ બોલે છે તેને તું શોધી કાઢને;
જળ થળમાં જેહ, અંતરજામી એક નિરંતર ન્યાળને. ટેક.
એને અવર કોનો આધાર છે, એને ભક્ષ ભોજન શો અહાર છે;
એ પુરૂષ નપુંસક નાર છે, તારી કાયામાં. ૧
લઘુ દીરઘ છે કે વામણો, વૃદ્ધ જોબન બાળ બિયામણો;
એ લાયક છે કે લજામણો, તારી કાયામાં. ૨
એને સુખ દુઃખ કે પીડા થાય છે, કરી શબ્દને ક્યાં સમાય છે;
એ પીંડ પડે ક્યાં જાય છે, તારી કાયામાં. ૩
આઠે પોહોર રહેછે ધ્યાનમાં, મન રાખો અનુભવ જ્ઞાનમાં;
કહે પ્રીતમ સમજો સાનમાં, તારી કાયામાં કોણ બોલે છે તેને. ૪

પદ. ૧૪

રાખે જડ દેહ, તેના તું હેવતને શે નથી દેખતો;
સચરાચર શામ, વિશ્વ વ્યાપક તેને તું ઉવેખતો. ટેક.
પીંડ પાણીથી પેદા થયો, તેને કરનારો ન્યારો રહ્યો;
તે સચરાચર શોભી રહ્યો, રાખે જડ દેહ. ૧
એણે રમવાને રચના કરી, નરનારી રૂપ જુજવાં ધરી;
ખેલ ખોટાને ખુબી ખરી, રાખે જડ દેહ૦ ૨
જુઓ જોતાં તો જડતો નથી, મહા વાયક વીરલા કહે કથી;
એવી અકળ કળા એની અકળગતિ, રાખે જડ૦ ૩
કહે પ્રીતમ આનંદ ઉપનો, જ્યારે નિશ્ચે થયો નાંજરૂપનો;
ત્યારે ફેરો ટળ્યો ભવ કુપનો, રાખે જડ. ૪

પદ. ૧૫

તારા તનમાં તપાસ, ત્રીવેણી આદિ તીરથ તુજમાં વસે;
માંહી મજજન કરો, કોટી જનમનાં કીલમશ તે ધોવાશે.ટેક
આ કાયા તે કાશી જાણો, શુદ્ધ પ્રેમ પ્રયાગ તે પરમાણો;
હરી હરનું રૂપ હૃદે આણો, તારા તનમાં૦ ૧
ગુરૂ જ્ઞાન ભક્તિ ગંગા કહીએ, શુભ કરમ સુરજ સુતા લહીએ;
સરસ્વતી વૈરાગ્ય વિશે રહીએ, તારા૦ ૨
ત્યાં વિશ્વનાથ ચેતન રાજે, ગેબી ઘંટ તે અનહદ વાજે;
ધુન અર્ણવ પર્ણવપર ગાજે, તારા. ૩
જે સદા તીરથ તેને સેવે, તે સૌ તીરથનું ફળ લેવે;
કહે પ્રીતમ પ્રભુમાં ચિત્ત દેવે. તારા૦ ૪

પદ. ૧૬

રસ અગમ અપાર, સુરીનર પાર ન પામે મન વાણી વડે;
મારા વાલાજી, રૂપ અકળ સ્વરૂપ કહો કોને જડે. ટેક.
રસ અજર જરે નહી એવો છે, એ માનવાઓનો મેવો છે;
તે રસીયાને માણ્યા જેવો છે. રસ અગમ. ૧
રસ રીત પ્રીત ઘણી છે ન્યારી, કોઇ જાણે એના અધિકારી;
શું જાણે બીજા સંસારી. રસ અગમ. ૨
રસ વ્યાસ પુત્રે પ્રેમે ચાખ્યો, તે ઉત્તરા કુંવર પ્રત્યે દાખ્યો;
અખુબાણ સુતાએ ઉરમાં રાખ્યો. રસ અગમ. ૩

કહે પ્રીતમ પ્રગટી પુરણ દશા, રસીયોજી રૂદીયામાંહી વસ્યા,
પેલાં દુરીજનીયાંથી દુર ખસ્યા. રસ અગમ. ૪

પદ. ૧૭

શુદ્ધ ચિત્ત વિના, જપ તપ તીરથ વ્રત્ત કરે શું થાય;
હરીનામ વિના, હૃદાનો અંધકાર કયમે નવ જાય. ટેક.
શુદ્ધ ચિત્તવિના શી જોગ જુક્તિ,શુદ્ધ ચિત્તવિનાશી ભાવભક્તિ;
શુદ્ધ ચિત્તવિના કયાં મળે મુક્તિ. શુદ્ધ. ૧
શુદ્ધ ચિત્તવિના જો ન્હાયે ગંગ,સો વરસ લગી જો કરે સંગ;
તોએ રૂદીયામાં નવ લાગે રંગ શુદ્ધ. ૨
શુદ્ધ ચિત્તે સાધન સૌ થાયે, અંતઃકરણનું અજ્ઞાન જાયે;
રહે રૂદીયામાં ગોપાળ રાયે. શુદ્ધ. ૩
શુદ્ધ ચિત્તે મોહનલાલ મળે,ચિત્ત ચૈતન્ય સાગર માંહી ભળે;
કહે પ્રીતમ ભવનો ફેરો ટળે. શુદ્ધ. ૪

પદ. ૧૮

હરી ભજન કરો, ભય ભાગે જમદુતનો ભક્તિ ભાવે;
અંતકાળ સમે, હરીનું બહાનું હોય તો જમ શીદ આવે. ટેક.
જેને છાપ તીલક તુલસીની માળા, જેને મુખડે ગોવિંદ ગોપાળા;
તેને શું કરશે જમડા કાળા, હરી ભજન કરો. ૧
જેને બાનાનો પરતાપ છે, જેને "ભગત" નામની છાપ છે;
તેને લખચોરાશી માફ છે, હરી ભજન કરો. ૨
જેનું જાહેર છે જુગમાં બાનું, તે ચૌદ લોકમાં નહી છાનું
ધર્મ રાજા શીદ ખોળે પાનું, હરી ભજન કરો. ૩
હરીનું બાનું દેખી જમ ત્રાસે, જમ દુર થકી નાવે પાસે;
જીવ લેઇ જાતાં વળી ત્રાસે, હરી ભજન. ૪
એવું જાણી હરી સ્મરણ કરીએ, કાંઇ અંતરગત સાધન ધરીએ;
કહે પ્રીતમ ભવસાગર તરીએ. હરી ભજન કરો. ૫

પદ. ૧૯

જીવ કેમ જાણે, હરી માયાબળ મોટું અગમ અપાર;
તે ભરમાવે, ભૂલવણીમાં ભૂલ્યો સો સંસાર. ટેક.

એક માતા હરી ભજતાં વારે, એક નારી થઇ કાળજું સારે;
શીદ પરણ્યોતો પીટ્યા ત્યારે, જીવ કેમ જાણે. ૧
એક મામો થઇ મળવા આવે, એક માસી થઈ મોહ ઉપજાવે
એક બેહેન થઇને બોલાવે, જીવ કેમ જાણે ૨
એક બાપ થઇ બળ દેખાડે, એક ભાઇ થઇને ભૂલાડે;
એક ફોઇ થઇને ફંદમાં પાડે, જીવ કેમ. ૩
એક કાકો થઇ કોમળ બોલે, નહી કુળમાં કોઇ તારી તોલે;
શું હરી મંદીર તીરથ ડોલે, જીવ કેમ ૪
એ કામ ધામ કાયા માયા, બહુ બંધનમાં નર બંધાયા;
જડ જગત જાળમાં ઝીંટાયા, જીવ કેમ. ૫
એક સ્વારથ ભૂત સર્વે જાણો, જેમ સુડલો સીમળ લોભાણો;
ફળ ચાખી પાછો પસ્તાણો, જીવ કેમ. ૬
એ સગપણ સૌ મિથ્યા માનું, જ્યારે રોવું તો રમવું શાનું;
એક સાચું શ્યામ તણું બાનું, જીવ કેમ. ૭
સાચા પતિ સાથે સ્નેહ ધરો, જૂઠાની સંગત શીદ કરો;
કહે પ્રીતમ પ્રપંચ મેલ પરો, જીવ કેમ. ૮

પદ. ૨૦

જે જે કલ્પતરૂ, તાપ નિવારણ શીતળ જેની છાયા;
સંકટ કાપે, વ્યાપે નહી મન વિશ્વમોહની માયા ટેક.
દીસે દ્વાદશ ડાળ વિશાળ એહ, શાખા ત્રણસેંને પાંત્રીશ તેહ;
ઉપશાખા સહસ્ર અઢાર જેહ, જે જે કલ્પતરૂ. ૧
પત્ર પાંચ લાખ છન્નું સહસ્ર છોતેર,તેની પુષ્પવાસ પ્રગટી ચોફેર;
રહે નવપલ્લવ ઘન ઘટા ઘેર, જય જય. ૨
તે ઉપર મહામુનિ ભ્રમર ભમે,ભક્ત અનંત કોટિ એ સુખમાં રમે;
જેને એ વિના અવર કશું ન ગમે, જય જય ૩
ફળ પ્રેમ ભક્તિ પુરણ રસાળ, ગુણ મિષ્ઠ મધુરો બાળગોપાળ;
તેને સેવે સનકાદિક સદાકાળ, જય જય. ૪
વ્યાસે એક વેદના ચાર વેદ કર્યા,તેની સહસ્ર સહસ્ર શાખા વીસ્તર્યા
ઇતિહાસ સાઠલાખ ઉચર્યા, જય જય. ૫
ચારલાખ અધલાખ વેદાંત કહ્યું, નહી શાસ્ત્ર પુરાણે શીતળ હૈયું;

શ્રી ભાગવત કહેતાં કારજ થયું, જય જય ૬
શ્રી ભાગવત ભગવત રૂપ સહી, એથી અધિકું બીજું કાંઇ નહીં:
કહે પ્રીતમ વ્યાસની તપત ગઇ, જય જય કલ્પતરૂ. ૭

પદ. ૨૧

બ્રખુભાન લલી, નવલ લાલસું નેહ ઘણો છે તારે;
વ્રજવાસી લોક, મનમાને તેમ દિલમાં વાત વિચારે. ટેક.
કહે કીર્તિ સુતાને કુંવર કાન, એક એકની ઉપર અધીક તાન;
વણ મુખ દીઠે નવ ખાયે પાન, બ્રખુભાન લલી. ૧
શો હરી સાથે આવડો હેડો, કોઇ કોનો મુકે નહી કેડો,
માનુનીએ માથે નાંખ્યો છેડો, બ્રખુભાન. ૨
સખી એ શામ સુત કોનો હશે, મને સમજાવી સાચું કહે;
શું મિથ્યા દોષ ચઢાવે છે, બ્રખુભાન. ૩
સખી હું એકવાર નંદ ભુવન ગઇ, એનું રૂપ જોઇ રસ મગન થઇ;
તે વેળાની છબી મારે રૂદે રહી, બ્રખુભાન. ૪
એ સુખનો સ્વાદ જડે જેને, ઘર ધંધો ગોઠે નહી તેને;
એવી લગન વાત કહીએ કોને, બ્રખુભાન. ૫
લાગ્યાં નેણ બાણ ઉર અંતરમાં, મન હર્યાં મોહની મંતરમાં;
પ્રીતમનો સ્વામી સ્વતંતરમાં, બ્રખુભાન લલી. ૬

પદ. ૨૨

અરે અણસમજુ જીવ, શી શીખામણ દેઉં તારૂ મન માને નહી;
માથે મરણ ભમે, જમ આવે ત્યાં તારૂં જોર ચાલે નહી. ટેક.
પ્રાણી મારૂ મારૂ મિથ્યા કરવું, એક પેટ પરપંચે ભરવું;
નથી જાણતો જે આખર મરવું. અણસમ ૧
મોહોટા ભણ્યા ગણ્યા પંડિત ડાહ્યા, મુકી ધર્મ અને ધનને ધાયા;
તેને કાળે ઝટ લઇને ખાયાં. અણસમ. ૨
મહા ભાગ્યશાળી હીંડે ભમતા, પાસ દ્રવ્ય છતાં પુન્ય નથી કરતા;
તેને દીઠા ઘણા દીપસમ બળતા. અણસમ. ૩
ઘેર હસ્તી અને હયની સ્વારી, એક આંણ ફરે ચોદીશ તારી;
નથી પુન્ય તણી પુંજી સારી. અણસમ. ૪
પ્રાણી જેમ આવ્યો તેમજ જાશે, એ જીવ તે સુખીયો કયાં થાશે;
કહે પ્રીતમ પાછળ પસ્તાશે. અણસમ. ૫

પદ. ૨૩

તમે હરી બોલો મિથ્યા ભાષણ મનથી મુકી દીજે;
ચિંતવો હરીરૂપ,બીજું તે ચિંતવન શું કરવા કીજે; ટેક.
આવી વાણી વૃથા નવ ખોઇયે, હરી હીરો દિલ દોરે પ્રોઇયે;
રોતાં દેખીને નવ રોઇયે. તમે હરી. ૧
હરી નામ વિના વંઝા વાણી, તે નવ રાખો ઉરમાં આણી;
તે કંથની કાગતણી જાંણી તમે હરી. ૨
કોઇ આગે ખોટું નવ ભાખીયે, કોઇને કુડું નવ દાખીયે;
એક રામ રૂદેમાં રાખીયે તમે હરી. ૩
વાણીથી વ્હેરપણું વાધે, વાણીથી સ્નેહપણું સાધે;
વાણી છોડે ને વાણી બાંધે તમે હરી. ૪
એવી વાણી વીચારી જે બોલે, કોઇ નાવે તે નરને તોલે;
અહીં બોલ્યાથી બંધ ને ખોલે તમે હરી. ૫
કહે પ્રીતમ ધન્ય તે પુરૂષ કહીયે, જેને સદા વિચાર વસે હઇયે;
તેને ચરણે ચિત આરોપી રહીયે તમે હરી. ૬

પદ. ૨૪

માયા તજીને જીવ કયાં જશેરે,જોને માયા તજીને જીવ કયાં જશે;
રાજારે રંક ફકીર સંન્યાસીરે, સર્વેમાં વાસો વસેરે. જોને. ૧
ધરે આયુધ કરે જુદ્ધ જોરાવરરે, ધન લેવા સર્વે ધસેરે. જોને. ૨
ઉપરથી ટાળશો તો અંતરમાં એમછેરે, અહંમેવ મમતા આવ શેરે. જોને. ૩
મમતા તજે તો મોહ ઘટે નહિરે,મોહ થકી કામ ઉદે થશેરે જો.૪
કામ નિવારે તો ક્રોધ અતિ ઉપજેરે,ક્રોધ હણે લોભ લાગશેરે જો.૫
જરા જો લોભની લેંર સમાવેરે,તો માન મરડીને મારશેરે.જો.૬
જેમ જેમ ત્યાગે તેમ તેમ વાગેરે,વિષય વિકાર ઘણા વાધશેરે.જો.૭
અનેક પેરે બહુ આપદા વધારેરે,અળગીતે ક્ષણુ એકના ખસેરે.જો૮
જ્ઞાન વિવેકે વિચારીને જોજોરે, એ ખરૂં કે ખોટું હશેરે. જો. ૯
કહે પ્રીતમ એનો એક ઉપાયછેરે,જો આપુ તજેતો સુખીયો થશેરે. જોને. ૧૦.

પદ. ૨૫

માયા મળીછે તને મારવારે, જોને માયા મળીછે તને મારવા;

કાનુ તે લેઇને ઉપર બેઠોરે, કાળજુ તારૂં કાઢવારે. જોને. ૧
ત્રિવિધ તાપની કીધી સાયડીરે, આઠે અંગ તારાં શારવારે.જો. ૨
પ્રભુને મળતાં આડા પગ કીધેરે,વિખિયામાં વ્હાલ વધારવારે. ૩
પ્રીતમનો સ્વામી ભલે મળીયોરે,માથાનું માન ઉતારવારે. જો ૪

પદ ૨૬

રહ્યો માયામાં મોહીનેરે જીવ રહ્યો માયામાં મોહીને ટેક.
જમના તે જેરબંધ ખાવાને કાજેરે,બેસજે બરડો ધોઇનેરે. જી.૧
સગાં સનેહીનું જોર નહી ચાલેરે, રહેશે દિવસ દશ રોઇનેરે જી ૨
ત્રિયા તે તારી દિવસ દશબારેરે, જશે બીજું ઘર જોઇનેરે.જી.૩
પ્રીતમ પ્રભુનું ભજન કરીલેરે, ચરણકમળ ચિત્ત પ્રોઇનેરે જી.૪

પદ. ૨૭

કાયા કુસુમ કરમાશે, આજકાલ કાયા કુસુમ કરમાશે.
સોસો શ્વાસમાં વિનાશ શરીરનો, પરવશ પલકમાં થાશે;
પુન્ય ભજન પેહેલુ નવ કીછે,તે પ્રાણી પછે પસ્તાશે. આજ.
સંસાર વાડી વિચિત્ર ફુલી, માંહી બહુ વિધ પુષ્પ પ્રકાશે;
ઘડીચાર ફુલના ગજરા, પછી આપે ભ્રમર ઉડી જાશે. આજ ૨
હીંડશે હંસ ફરી હાથ ન આવે, જ્યારે તન સરોવર સુકાશે;
કહે પ્રીતમ તે લાભ કમાશે,જે ગુણ ગોવિંદના ગાશે આજ.૩

પદ. ૨૮

સાચી કોની સગાઇ સંસારમાં સાચી તે કોની સગાઇ.
માત તાત કહે એતો મારો પુત્રઘણોપ્યારો,જ્યાંત્યાંથી લાવેકમાઇ
બંધવ કહે એતો બેલી છે મારો, ભેળા રળીશું બે ભાઇ. સં૦ ૧
બેની કહે મારૂં પીયર છે પ્રૌઢું, સાસરવાસો કરવાની બડાઇ;
સ્ત્રી કહે અભિલાખ પૂરો મારો,બીજી નહી ચાલે ચતુરાઇ.સં. ૨
અંતસમે અળગાં રહેવાનાં, જ્યારે જમડા આવે ધાઇ;
કૃષ્ણ ભજન વિના કેશનું તાપણું રાખ ન નીપજે જરાઈ.સં. ૩
પ્રીય પરમારથ મૂક સ્વારથ, કર સત્સંગ સુખદાઇ;
કહે પ્રીતમ તેને પ્રભુ પમાડે, પ્રેમનો પ્યાલો પાઇ. સંસારમાં ૪

પદ. ૨૯

પોતાના જનને ઉદ્ધારે, જેમ તેમ પોતાના જનને ઉદ્ધારે.
કામી ક્રોધી લોભી અધમ અતિ, તેના ત્રાસ નિવારે;

અવગુણ મૂળ સમૂળો છેદે, ભાવેશું ભક્તિ વધારે, જેમ તેમ. ૧
ક્રોધી કંસને આપ્યું અભેપદ, બીજા મંગળને તારે;
લોભી કદરજ અધમ અજામેળ, તેને બીજો કોણ તારે.જેમ.૨
સંસાર સાગરની લેહેર ન લાગે, પ્રેમેસું પાર ઉતારે;
દાસનાં દુઃખડાં ટાળે દયાનીધિ,એવા પ્રીતમને પ્રભુ કેમ વિસારે૩

પદ. ૩૦

પ્રેમનો પંથ છે ન્યારો, સરવથી પ્રેમનો પંથ છે ન્યારો. ટેક.
જે જાણશે તે શીર સાટે માણશે, એમાં નથી ઉધારો;
પ્રેમ અમલ આવ્યો જેની આંખમાં,ઉતરે નહી ઉતારો.સરવ.૧
આઠે પોહોર રહે આનંદમાં, પ્રેમ રસનો પીનારો;
વાલા વિના તેને લુખું લાગે, સંસાર સાગર ખારો. સરવથી. ૨
પ્રેમરસ કથ્યામાં ન આવે, જાણે જાણનહારો;
પ્રીતમ પ્રેમીજન મળે તો, આતમ રામ અમારો. સરવથી.૩

પદ. ૩૧

સ્નેહ વિના વશ નાવે, શામળીયો સ્નેહ વિનાવશ નાવે ટેક.
કોટિ ઉપાય કરે જો બીજા, રસીયો રૂદે નવ લાવે;
સ્નેહની સાંકળે બાંધ્યો શામળીયો,અણ તેડયો ઘેર આવે.શા.
પ્રીત વિના પાક તજ્યા રાયના, ભાજી વિદુરની ભાવે;
વાલાજીને વ્રજ ભામનીઓ, નેહસું નાચ નચાવે. શામ. ૨
સાચા સનેહ વિના સુંદર વર, એ હરી કોના ન કહાવે;
પ્રીતમનો પ્રભુ પરમ સનેહી, એને પ્રીત થઇ મૂજ ભાવે શા ૩

પદ. ૩૨

આનંદકારીરે આવો, નેણ કમળમાં નેહ ઉપજાવો.
સુખના સાગરરે સ્વામી, તમને પૂરણ પુન્યે પામી.
તમને જોઇનેરે જીવું, મારે બીજા કોઇથી નહી બીવું.
તાન તમારીરે સાથે, કાંઇ ન ભૂલું બીજી ભાતે.
મનડું અટક્યુંરે આવા, જીવણ નહી દઉં તમને જાવા.
રૂદીયા ભીતરરે રાખું, તન મન ધન વારીને નાખું.
પ્રભુ પ્રીતમનારે પ્યારા, પલક ના રહેશો અમથી ન્યારા.

પદ. ૩૩

આંખો આગળરે રહોને, અમને નિત્ય નિત્ય દર્શન દોને.

લોચન લાલચરે લગાડી, વેરણ પલક પડે છે આડી.
પલક કલપ સમ રે થાયે, અધક્ષણ અળગું નવ રહેવાયે.
નયણાં રોકોરે રસમાં, જીવ્હા ગાએ તમારા જસમાં
શ્રવણે સોહાય નહીરે બીજું, તમારા શબ્દ સાંભળી રીઝું.
મનના મનોરથરે એવા, કરીએ સદા તમારી સેવા.
મનડું મળવારે હીસે, આ તન સર્વે તમારૂં દીસે.
રૂપ તમારૂ રે રસીયું, તે મારા રૂદે કમળમાં વસીયું.
પ્રભુ પ્રીતમનારે પામી, અંતર વસીયા અંતરજામી.

પદ. ૩૪

સદા તમારેરે સંગે, આનંદ ઉલટ વાધ્યો અંગે.
એ આનંદનીરે લેરે, તે સુખ વર્ણવીએ કઇ પેરે.
જેને ઉપજે તે રે જાણે, મન પોતાનું મહાસુખ માંણે.
મેહેરમ સાથેરે મળવું, મહીએરાંએ સુખ નહી કાંઇ હળવું.
વાલપણાનીરે વાતો, આનંદ કહું પણ નથી કહેવાતો.
સાચું કહુંછું રે તુજને, પ્રભુ પ્રીતમનો મળીયા મુજને.

પદ. ૩૫

તાર ન તુટેરે તે સું, અરસ પરસ મન એક રસ એ સું.
હરિને હેતરે હેલી, લોક લાજ મરજાદા મેલી.
નિર્લજ થઇનેરે ચાલું, નહી કોઇ વાલા સરખું વહાલું.
ગોઠડી ગોવિંદનીરે ગમે છે, ચિતડું ચતુર વર સું રમે છે.
કોઇક જાણેરે કળમાં, દર્શન પરસન પાણી વળમાં.
પ્રભુ પ્રીતમનારે રસીયા, મોહનજી મારે મન વસીયા.

પદ. ૩૬

જીવડા જોનેરે જાગી, તારૂં આયુષ્ય જાય અભાગી.
પ્રપંચ નિંદ્રારે પ્રોઢી, તેણે જ્ઞાન ચિત્તડું તોડી.
કાળે કાયારે ખાધી, નખશીખ લગી અવિદ્યા વાધી.
જન્મ ગમાવ્યોરે હીરા, પીધી માયા મોહ મદિરા.
સુરલી સુતનીરે પેરે, લોચન ભર્યાં હળાહળ ઝેરે.
કેકે ન સુઝેરે કાંઇ, આડે પોહોર અવિદ્યા માંહી.
દિલમાં દુર્મતિરે ભરાઇ, અંતર લાગી કરમની કાઇ.
હરી હૃદમાંરે ક્યાંથી, તામસ ટળે નહી તનમાંથી.

મનની મમતારે ન વામે, પ્રીતમ કેમ પ્રાણી સુખ પામે.

પદ. ૩૭

મહી મટકી માથે ધરી, શ્રીજ સુંદરી;
ગોરસ વેચે હૈડે હરીનું ધ્યાન. શ્રીજ સુંદરી.
મહી વેચવું ભૂલી ગઈ, શ્રીજસુંદરી;
લોકોને કહે લો કોઇ લો કોઈ કાન. શ્રીજસુંદરી.
સામળીયો સોંઘો કર્યો, શ્રીજસુંદરી;
મોટો પૈસો મૂલ એનું થાય. શ્રીજસુંદરી.
કોઇ કહે ગોપી ઘેલી થઇ, શ્રીજસુંદરી;
ત્રીભુવનપતિ તે વેચ્યો કેમ વેચાય. શ્રીજસુંદરી.
જગત મળ્યું સૌ જોવાને, શ્રીજસુંદરી;
મટકીમાં નીરખે તો નંદકીશોર. શ્રીજસુંદરી.
જગન કરતાં ઝાંખે નહી, શ્રીજસુંદરી;
તે પ્રભુ કહાવે મહી માખણનો ચોર. શ્રીજસુંદરી.
ધન્ય ગોપીઉપર ધજા, શ્રીજસુંદરી;
પ્રેમી જનના પ્રેમતણી બલીહારી. શ્રીજસુંદરી.
પ્રીતમનો સ્વામી રસાંચો, શ્રીજસુંદરી;
વહાલપણે વશ કીધો અખંડવિહારી. શ્રીજસુંદરી.

પદ. ૩૮

પ્રેમતણે વશ પાતળીયો, સખી જાણીલે.
બીજા અનેક ઉપાય કરે શું થાય સખી જાણીલે.
હુંકારે હરી વેગળા, સખી જાણીલે.
એક રતી એને ગોઠેનહી અભિમાન. સખી જાણીલે.
કરતવનું બળ પોચે નહી, સખી જાણીલે.
ભાવવિના ભીંજે નહી શ્રીભગવાન. સખી જાણીલે.
જપ તપ તીરથ વ્રત કરે, સખી જાણીલે.
તેણેતો જીવપણું નવ જાય. સખી જાણીલે.
જે જળનું મોતી થયું, સખી જાણીલે.
પાછું પાણી કેમે કર્યું નવ થાય. સખી જાણીલે.
ચિત્તવીત સોંપ્યું હરીચરણે, સખી જાણીલે.
હાર જીત તે સર્વે હરીને હાથ. સખી જાણીલે.

આપ ટળીને અનુસરવું, સખી જાણીલે.
પ્રેમધરો પ્રીતમના સ્વામીની સાથ. સખી જાણીલે.

પદ. ૩૯

આસો શુદી અજવાળીયું, રંગભેર રમતા.
શરદ સોહામણી નૌતમ છે નવરાત. રંગભેર રમતા.
ગોપીને ગમતું થયું, રંગભેર રમતા.
વળી વાલે કહી વાલપણાની વાત. રંગભેર રમતા.
સન્મુખ ઉભા શામળીયો, રંગભેર રમતા.
ત્રીભુવન વ્યાપક તેજ અધિક તનમાંય. રંગભેર રમતા.
ભુવન ભુવનથી ભામની, રંગભેર રમતા.
દામની જુથ વિલાસ કરે ઘનમાંય. રંગભેર રમતા.
ઠમકે ઘમકે ઘુઘરી, રંગભેર રમતા.
કોકીલા સ્વરે ગાતી ગીત રસાળ. રંગભેર રમતા.
કનક કમળ વન ફુલીયાં, રંગભેર રમતા.
મધ્યે મધુકર સુંદર ગીરધરલાલ. રંગભેર રમતા.
પ્રેમ ચતુર થત્તા રહી, રંગભેર રમતા.
હેતે લેહેતી હીંચે હરીની સાથ. રંગભેર રમતા.
તાલ તાન ચુકે નહી, રંગભેર રમતા.
છંદ છબીલો નાચે નટવર નાથ. રંગભેર રમતા.
કુસુમ વૃષ્ટિકરે દેવતા, રંગભેર રમતા.
જય જય ગીરા ઉચ્ચારે ગગનમાંઝાર, રંગભેર રમતા.
પ્રીતમના સ્વામી સામળો, રંગભેર રમતા.
લીલાલેહેર અપાર વિચિત્ર વિહાર. રંગભેર રમતા.

પદ. ૪૦

હો પ્રાણીરે પ્રપંચ મૂકી સાચપણું ઉર આણજે;
હો પ્રાણીરે જગત તમાસો જૂઠો કરીને જાણજે.
હો પ્રાણીરે માયાની ભૂલવણીમાં ભૂલીશમાં,
હો પ્રાણીરે મિથ્યા સુખમાં ફોગટ તું ફુલીશમાં;
હો પ્રાણીરે રખે વગોતાં સ્વપ્ન તણા વેહેવારમાં.
હો પ્રાણીરે લુંટાઇશમા લોકડીયાંની લારમાં,
હો પ્રાણીરે રસીયાજીનું રૂપ રૂદેમાં રાખજે;

હો પ્રાણીરે પ્રેમસુધા રસ પ્રેમકરીને ચાખજો.
હો પ્રાણીરે પ્રીતમના સ્વામીને પળ ના વિસારીએ;
હો પ્રાણીરે ભજન કરીને આપણો જનમ સુધારીએ.

પદ. ૪૧

ચીત ચેતોરે જનમ ધરીને નામ હરીનું લીજીએ;
ચીત ચેતોરે પ્રેમથકી પરમારથ કોઇક કીજીએ.
ચીત ચેતોરે રાગ દ્વેષ કાંઇ રૂદેમાં નવ લાવીએ;
ચીત ચેતોરે કોઇ પ્રાણીને પીડા ના ઉપજાવીએ.
ચીત ચેતોરે આવો અવસર ફરી ફરીને નહી મળે;
ચીત ચેતોરે જો જાણેતો જનમ મરણ દુખડાં ટળે.
ચીત ચેતોરે ઇંદ્ર જાળમાં મૂઢ રહ્યો શું મોહીને;
ચીત ચેતોરે લક્ષ્મીવરની લીલા લેને જોઇને.
ચીત ચેતોરે એક કળે કરી બાંધો આ સંસારને,
ચીત ચેતોરે ઝટ અંતરમાં ઓળખ જુગદાધારને.
ચીત ચેતોરે મિથ્યા મૃગજળ લેહેરતણી તૃષ્ણાતજો;
ચીત ચેતોરે પ્રીતમના સ્વામીને શુદ્ધ ભાવે ભજો.

પદ. ૪૨ રાગ કલ્યાણ.

જીવ વચન વિચારી બોલે, બહુ બકવાદ ન કીજે;
નિર્મળ નામ રામ રઘુવરનું, નિત્ય નિરંતર લીજે. જીવ૦ ૧
શીવ વિરંચી શેષ સારદા, નિગમ પુરાણ વખાણે;
નામ અમુલખ દામ ન બેસે, કેમ જડ જીવ ન જાણે. જીવ. ૨
ફુટે કુંભે નિર ઠરે નહી, વૃક્ષ વેડાયે ફળ કયાંથી;
એમ અસત ભાષણથી થાય, હિણ તેજ તપ ત્યાંથી. જીવ. ૩
સીવી દધીચિ બળી નૃપ દશરથ, હરિશ્ચંદ્ર પણ કહીએ;
શરીર ગયું પણ શબ્દ ન ચુકયા, તે પુરા નર લહીએ જીવ. ૪
દાતા સુર સત બહુ સદ્ગુણ, ભક્ત તણે રૂદે રહે છે;
કહે પ્રીતમ તે પ્રભુના પ્યારા, નીશદીન હરી હરી કહેછે.જીવ.૫

પદ. ૪૩

તું તારૂં તન દેખ તપાસી, અનુભવ આંખ ઉઘાડી;
આશા તૃષ્ણા લોભ ઇર્ષ્યા, નાંખ કલ્પના કાઢી. તું તારૂં. ૧
પ્રભુ પ્રેમે પરસે અમૃત વરસે, દરશે દાહાડી દાહાડી;

આઠે પોહોર આનંદની હેલી, ફુલી રહી ફુલવાડી. તું તારૂં. ૨
દેહના નેહ થકી નહી ન્યારો, ચીત્ત ચૈતન્યમાં લગાડી;
કહે પ્રીતમ તો તુજ હરી વદે, નીગમ નગારાં વગાડી.તું તારૂં. ૩

પદ. ૪૪

આજ અમારૂં ભાગ્ય સજની, મોહન મોહોલે પધાર્યા;
અંગો અંગ સંગ સુખ પામી, રસીએ રંગ વધાર્યા.આ.૧
મનના મનોરથ સુફલ કર્યાસુ, તનના તાપ નિવાર્યા;
અમૃત પીધું કારંજ સીધ્યું, આનંદ ઉર વધાર્યા. આજ.૨
શોભાનો સાગર શામળોયો, રૂપે રતિ પતિહારા;
પ્રીતમનો પ્રભુ પરમ સનેહી, પ્રાણ થકી ઘણું પ્યારા.આ. ૩

પદ. ૪૫

જે સત્શંગ કરે શુદ્ધ ચિત્તે, સઘળાં તીરથ તેને;
નીરખે નિત્ય નિરંતર હરી, ભુલે નિંદે નહી કેને. જે સ.૧
કામધેનુ ચિંતામણિ સુરતરૂ, અમૃત ફળ નિત્ય એને;
શું કરવા ભ્રમે તે ભટકે, ઘટમાં ગોવિંદ ચિને. જે સ. ૨
આઠે પોહોર આનંદનો સિંધુ ઝીલો રહે દીન રેણ;
નીત્ય નીત્ય નેહ સહિત સતસંગે, પ્રીતમ પ્રેમરસ પીને.જે. ૩

પદ. ૪૪

સામું જોઇછે તેને શામળેરે જીવ જોને વિચારી,
કૃષ્ણ કૃપાનો તને નથી ઉધારો, આવો મનુષ્યદેહ
કયાંથી મળેરે, જીવ જોને વિચારી.
કાચું રહ્યું તો તે તારી કોરનું સમજ્યાથી શંસય ટળેરે;
જીવ જોને વિચારી.
પીડા પામે તેમાં દોષ નહી કોઇનો, સૌ આપ આપણી
આગે બળેરે, જીવ જોને વિચારી.
પ્રીતમ પ્રભુજીનું ભજન જે કરે, તેના અંગ ઉપર અમી
ઢળેરે, જીવ જોને વિચારી.

પદ. ૪૭

એવો અપરાધી કોણ છે રે, જેને ભજન ન ભાવે,
ભજનવિના ભૂતળભાર વેહેશો, ગર્ધવને શીર ગુણછેરે, જેને.
નિર્મળ નયણે હરી ના નિરખ્યા,તેનાં લોચનમાં રાઇ લુણછેરે.જેને

જેને હૈયે હરી હેતે ના વસીયા, તેના ઉજડ આઠે પહોરછેરે, જેને
પ્રીતમ પ્રભુજીનું સ્મરણ સાચું, બીજી જુઠી જગતની જાળછેરે, જેને

પદ. ૪૮

ચાલો વેગે વંદ્રાવન જઇએ; વાલાની વેણુ વાગેછે;
હરી મળવા વાધ્યું છે હેત હૈયે, વાલાની વેણુ વાગેછે.
નેહે નિરખવા નીસરી, વાલાની વેણુ વાગેછે.
શુદ્ધ બુદ્ધ સૌ દેહની વીસરી. વાલાની વેણુ વાગેછે.
અંગે અવળાં અંબર ઓઢીયાં, વાલાની વેણુ વાગેછે.
કોણે ધાવતાં બાળ વછોડીયાં, વાલાની વેણુ વાગેછે.
કોણે સીંથે તે કાજળ સાર્યાં, વાલાની વેણુ વાગેછે.
લેઇ સિંદુર નેણાં સાર્યાં. વાલાની વેણુ વાગેછે.
વેઢ વીંટીને વીંછીયા જાણ્યા, વાલાની વેણુ વાગેછે.
આંગળીએ અણવટ આણ્યાં વાલાની વેણુ વાગેછે.
ચેણુમાળા સોવરાવી ચરણે, વાલાની વેણુ વાગેછે.
પગ નેપુર પેર્યા કરણે, વાલાની વેણુ વાગેછે.
કોણે પયમાં પાણી ભેળ્યાં, વાલાની વેણુ વાગેછે.
કેણે મરચાં મોદકમાં રોળ્યાં. વાલાની વેણુ વાગેછે.
કર કંકણ કંઠે ઘાલ્યાં, વાલાની વેણુ વાગેછે.
સો ચતુરા ચુપમાં ચાલ્યાં, વાલાની વેણુ વાગેછે.
કેણે તક્રતણાં તૂપ તાવ્યાં, વાલાની વેણુ વાગેછે.
જે જેમ તે તેમ મળી આવ્યાં. વાલાની વેણુ વાગેછે.
કોયને કંથે આવી બાંવ ઝાલી, વાલાની વેણુ વાગેછે.
તન ત્યાગ કરીને ચાલી, વાલાની વેણુ વાગેછે.
પ્રીતમના સ્વામીની પાસ આવ્યાં, વાલાની વેણુ વાગેછે.
વ્રીજબાળાને વેગે બોલાવ્યાં. વાલાની વેણુ વાગેછે.

પદ. ૪૯

તમે સુંદરી વિચાર શો કીધોરે, કામની કેમ આવ્યાં;
તમે અમને દોષ કેમ દીધોરે, કામની કેમ આવ્યાં.
કાંઇ કંથ તમારો કે'શેરે, કામની કેમ આવ્યાં.
લોકલાજ વેહેવાર કેમ રેશેરે, કામની કેમ આવ્યાં.
તમે પતિની આજ્ઞા ન પાળીરે, કામની કેમ આવ્યાં.

સંસારને માથે છો વાળીરે, કામની કેમ આવ્યાં.
તમે વેદ મરજાદા લોપીરે, કામની કેમ આવ્યાં.
એવું અમને ગમે નહી ગોપીરે, કામની કેમ આવ્યાં.
વેગે વળો આ વેળા વટેછેરે, કામની કેમ આવ્યાં.
ગોપી ઘેર જાઓ તમને ઘટેછેરે, કામની કેમ આવ્યાં.
પ્રીતમના સ્વામીનાં વેણ વાંકાંરે, કામની કેમ આવ્યાં.
જઈ જુવતી થયાં સૌ ઝાંખાંરે, કામની કેમ આવ્યાં.

પદ. ૫૦

એક અરજ અમારી ચિત્ત ધારોરે, ગીરધર ગુણવંતા;
શું બોલ્યાતા શામ સંભારોરે, ગીરધર ગુણવંતા.
અમે નથી અજાણ્યે આવ્યાંરે, ગીરધર ગુણવંતા.
તમે તાન કરીને તેડાવ્યાંરે, ગીરધર ગુણવંતા.
રાસ રમવા પ્રભુની પાસ આવ્યાંરે, ગીરધર ગુણવંતા.
અમે દાસ તમારાં કાવ્યાંરે, ગીરધર ગુણવંતા.
સંસારમાં જઈને શું કરીએરે, ગીરધર ગુણવંતા.
પંડ પડે પાછાં નવ ફરીએરે, ગીરધર ગુણવંતા.
એમ સુંદરી કહે શીશ નામીરે, ગીરધર ગુણવંતા.
પેંડું પાળો પ્રીતમના સ્વામીરે, ગીરધર ગુણવંતા.

પદ. ૫૧

પ્રીજ બાળાનાં વચન ઉર આણ્યાંરે, રંગભેર રમવાને;
ગોપી પૂરાં પ્રેમી જન જાણ્યાંરે, રંગભેર રમવાને.
વાલે વંશ મધુરાં વાયાંરે, રંગભેર રમવાને.
નભ દેવ વેમાને છાયાંરે, રંગભેર રમવાને.
જોવા જમુનાંજી આવ્યાં આગાંરે, રંગભેર રમવાને.
સૂકે લાકડે ફૂળ ફૂલ લાગ્યાંરે. રંગભેર રમવાને.
ખગ મ્રગ મીન માંહી રહ્યાં તાંનેરે, રંગભેર રમવાને.
પાણી થઈને પાષાણ ગળ્યા જ્ઞાનેરે, રંગભેર રમવાને.
જુએ શિવ વિરંચી સરખારે, રંગભેર રમવાને.
કરે પુષ્પ તણો બહુ વરખારે, રંગભેર રમવાને.
તાન માન છંદ ગીત ગાય ગોપીરે, રંગભેર રમવાને.
અલબેલા સંગ નાર ઓપીરે, રંગભેર રમવાને.

ત્યાં થઈ રહ્યો થેઇ થેઇકારરે, રંગભેર રમવાને.
જુથ જુવતીનાં અનંત અપારરે, રંગભેર રમવાને.
પૂરે પ્રેમી જનની આશારે, રંગભેર રમવાને.
જશ ગાય જન પ્રીતમદાસરે, રંગભેર રમવાને.

## તિથીઓ. પર

પડવે તે પ્રથમ ચેતને, હજુએ પેહેલોરે દંન;
પૂર્વ પુન્યે પામ્યો દેહડી, કર કાંઇક સાધન,
રામ સમર દીન જાય છે. ટેક. ૧
બીજે તે બહુ ફેરા ફર્યો, અવતાર અનેક;
જન્મમરણની આપદા, પીડા પામ્યો વિશેક, રામ૦ ૨
ત્રીજે તે તૃષ્ણા ટળે નહી, તપ્યો ત્રિવિધી તાપ;
હરિગુરૂ સંતને સેવ્યા વિના, અંગે અધિક અદાપ, રામ૦ ૩
ચોથે તે ચારે ખાણનું, દુઃખ દીઠું અપાર;
ઘાટે ઘાટે ઘણું આથડયો, લખચોરાશીવાર, રામ૦ ૪
પાંચમે પ્રપંચ પરહરો, ધરો હરીનું ધ્યાન;
પ્રીત સહિત પ્રભુને ભજો, તજો દેહાભિમાન, રામ૦ ૫
છઠ્ઠે છ ઊર્મીતણી, આત્માને આડ;
દશ ઇંદ્રી દશ દેવતા, ફરતી વિષયની વાડ, રામ૦ ૬
સાતમે શોધ શરીરમાં, કરો સંગમ સોય;
સેહેજે સમાધિ પ્રગટે, અતિ આનંદ હોય, રામ૦ ૭
આઠમે ઇષ્ટ ઉપાસના, હરી ગુરૂની જો હોય;
અવર બીજા સૌ પંપાળ, રખે કરતા કોઇ, રામ૦ ૮
નુમે નાવ નીજ નામનું, આવી બેઠા જે જંન;
સેહેજે સાગર પાર ઉતર્યા, નવ પડયું પ્રેતંન, રામ૦ ૯
દશમે દશા શુદ્ધ ભક્તિની, કરો સંતોસુ નેહ;
જે પદ દુર્લભ દેવને, પ્રાણી પામ્યો છું તેહ, રામ૦ ૧૦
એકાદશીએ અનુભવો, જોગી જનકની વાત;
ઉદ્ધવને શ્રી કૃષ્ણે કહ્યું, શ્રીમુખે સાક્ષાત, રામ૦ ૧૧
બારે બેશી રેહેવું નથી, મોટું મરણનું સાલ;
કોઇ આવ્યા ને કોઇ આવશે, કોઇ આજને કાલ. રામ૦ ૧૨
તેરશે તારૂં તપાસને, શું આવશે સંગાથ;

જેમનું તેમ ત્યાં રહેશે, જાવું ઠાલે હાથ, રામ૦ ૧૩
ચતુર્દશી ચકબે હુતા, મોટા સુભટ સુર;
ગયા તેની ગણુતી નહી, ભારે ભવજળ પૂર, રામ૦ ૧૪
પુનમે પ્રભુના ભજનથી, પોહોચ્યા પરમ જ ધામ;
પ્રીતમ પોહોચ્યા તે પાછા નહી ફરે,
પોહોચ્યા અવિચળ ઠામ. રામ સમર દીન જાય છે. ૧૫

પદ. ૫૩

માણુસ તેને તું માનજે, માને વેદની વાત;
પુન્ય ભજનનીરે વંછના, હ્રદે હેત હરિ સાથ. મા૦ ૧
તીરથ તપ વ્રત દાનસુ, જેને પૂરણુ પ્રીત;
શુભ કરમનેરે આચરે, તજે અવર અનીત. મા૦ ૨
સમજણુ સાર અસારની, બોલે વચન વિવેક;
રાખે ભરોંસો રામનો, ન ધરે ભ્રમ અનેક. મા૦ ૩
નીતિ ધર્મનેરે અનુસરે, ઇચ્છે ભવ તરવા એહ;
પ્રીતમ તેને પ્રમાણુજે, માણુસ ઉત્તમ તેહ. મા૦ ૪

પદ. ૫૪

હરિજન તેને તું જાણુજે, જેને રૂદીએ હરિ રંગ;
સ્મરણુ સેવન ગુરૂદેવનું, તુલસી તીલક ધરે અંગે. હરી. ૧
સદ્‌બુદ્ધિ સતશાસ્ત્રનું, જેને શ્રવણુ મનન;
મન કર્મ વચને મહારાજને, અર્પણુ તન મન ધન. હરી. ૨
વૃથા વાણી વદે નહિ, રસનાએ રટે હરી નામ;
હ્રદયકમળ રસે ભર્યું, પૂરણુ પ્રેમ નિધાન. હરી. ૩
ભૂલે કોઇને નિંદે નહી, વદે સદ્‌ગુરૂ રામ;
પ્રીતમ સત્ય તે સાધુવા, હરીજન તેનું નામ, હરી. ૪

પદ. ૫૫

સંત શિરોમણિ સર્વથી, શીતળ શબ્દ રસાળ;
કરૂણા સૌ પ્રાણી ઉપરે, પુરણુ પરમ દયાળ. સંત. ૧
ભક્તિ જ્ઞાન વૈરાગ્યવંત, નીત્યાનિત્ય વિવેક;
સમદ્રષ્ટિ સૌને લેખવે, દેખે આતમા એક. સંત. ૨
ચરણે આવે જે ચાહીને, તેને આપે અભેદાન;
આતમતત્વ ઉપદેશ દઇ, કરે આપ સમાન. સંત ૩

નિર્ગુણ નિર્મળ નિશ્ચળ સદા, જીવન્મુક્ત જન જેહ;
વૃત્તિ અખંડ સમાધિમાં, વળતું રૂપ વિદેહ. સંત. ૪
દર્શન દુર્લભ દેવને, વંછે હરિ હર અજ;
પ્રીતમ પૂરણ પ્રીતસુ, પરસે તન પદરજ, સંત. ૫

પદ. ૫૬

મૂરખ સરખાં તે માણસાં, જેને નહી સમજણ રેખ;
ભાવ ભરોંસો ભક્તિ નહિ, ન મળે જ્ઞાન વિવેક. મૂ૦ ૧
ભોજન મૈથુન ભય નિંદ્રા, તે સૌ પ્રાણીને હોય;
જેણે હરિને જાણ્યા નહી, શંસે ભરીયા સૌ કોઇ. મૂ૦ ૨
ડાહ્યા દીસે વેહેવારમાં, ગાયા નહિરે ગોવિંદ;
કાયા સદાએ સુતકી, વાહ્યા માયાએ અંદ. મૂ૦ ૩
જેવાં જંગલનાં રોઝડાં, પામર પશુ સમાન;
ભુંડ તણું સુખ ભોગવે, રૂદે નહી હરિનુંરે ધ્યાન. મૂ૦ ૪
શબ્દ માને નહી સંતના, ન મૂકે દેહાભિમાન;
કહે પ્રીતમ તે પ્રાણીને, પડવું નરક નિદાન. મૂ૦ ૫

પદ. ૫૭

પામર પ્રભુ રસ તે શું પીએ, જુગમાં હરીનારે જંન;
ખર શું ખાઇ જાણે ખીરને, મલકે ઉકરડે મંન, પામર.
બગલો મોતીને શું કરે, મોતી ચુગે મરાળ;
પાનનાં બીડાં શાં પાડાને, પાડો શોધે પરાળ, પામર.
અંધા આગળ શી આરશી, સમજે છાંણા સમાન;
બેહેરા આગળ શું બોલવું, કેમ કરી ઉઘડશે કાન, પામર.
ભમરે ગીગાને ભોળવ્યો, બધો દેખાડયો બાગ;
જોતાં વાડીનાં ઝાડવાં, ભાળ્યો વિષ્ટાનો ભાગ, પામર.
અંનનાં ભાન શાં ઉંટને, રીઝે ઝાંખરાં જોય;
ઇતડી વળગીરે ઓડણે, પીશે પય તજી લોહી, પામર.
શ્વાન ના સમજે રે સંપમાં, અગણીત દે ઉપદેશ;
નજરે નાતીલો નિહાળીને, દીલમાં દાખવશે દ્વેશ. પામર.
પુરૂષારથ નહી છે પવૈયો, નામ એક લેતાં જણાય,
કાળી કામળને કરમજનો, રંગ ન ચઢે કસીરાય. પામર.
ખાતાં પીતાં બોલતાં, સૂતાં બેસતાં સાર;

કહે પ્રીતમ તજીએ નહી, આતમ તત્વ વિચાર. પામર.

પદ. ૫૮

હરી મહિમા મોટા જન જાણે, સનકાદિક શુકદેવ જોને;
અજતન ઉમીયાપતિ વંદે, કરે કમળાપતિ સેવ જોને.
વ્યાસ વિરંચી વેદ વખાણે, અપાર લીલા એની જોને;
નાથ વિના બીજો નહી બળીયો, જોયું ચિત્તમાં ચીની જોને.
સદા સર્વદા સુખમાં ઝીલું, સુંદર વરને સંગે જોને;
મારે મારૂં મન મોહ્યું છે, રસીક વરને રંગે જોને.
અગર ચંદનના વનમાં જઇને, ભોગી ભમરો બેઠો જોને;
ઉડીને અળગો નવ જાયે, સ્વાદ સુખડનો દીઠો જોને.
અમૃતના સાગરની માંહી, મગન થયું મન મીન જોને;
એક નિમિષ ન્યારૂં નહી થાયે, રહે રસ માંહી લીન જોને.
કમળ નેણની સુંદીર શોભા, નીરખું નીત્યાનનીત્ય જોને;
પ્રીતમના સ્વામીની સાથે, બાંધી પુરણ પ્રીત જોને.

પદ. ૫૯

હરીની માયા મહા બળવંતી, કોણે જીતી નવ જાય જોને;
જોગીને તો જોતી હીંડે, ભોગીને તો ખાય જોને.
કાયરને તો કુટી નાંખે, શુરા પૂઠળ ધાય જોને;
જ્ઞાનીને ગોતીને મારે, અજ્ઞાની અથડાય જોને.
પંડિતને પ્રપંચે મારે, કોણે નવ કળાય જોને;
હરી પનોતો હાથે મારે, મહા ઠગણી કહેવાય જોને.
ચતુરને તો ચુંટી નાંખે, ચટક ચોટી જાય જોને;
તપસીને તો ટીપી નાંખે, કરણીમાં કુટાય જોને.
હરીની અતિ અપરબળ માયા, જોરે નવ જીતાય જોને;
પ્રીતમનો સ્વામી પરમ સ્નેહી, પ્રેમતણે વશ થાય જોને

પદ. ૬૦

રસના રામ રટણ કરીલે, બીજું બકવું મૂકીદે. ૧
બીજું બોલ્યાનું શું કામ, લેને એક હરીનું નામ. ૨
નામે નિર્મળ કાયા થાય, ભવનાં બંધન છુટી જાય. ૩
લેતાં કશો ન પોહોચે શ્રમ, તેને વિસારીછો કેમ. ૪
હવે શું કહું વારંવાર, દેખતાં ડુબ્યો સૌ સંસાર. ૫

અમૃત પીતાં આળસ થાય, વહાલ ધરીને વીખડું ખાય. ૬
એવો જીવ અભાગી જાણ, ભૂલી ભટક્યો ચારે ખાણ. ૭
નીંદા ન કરીશ કોઈની કાંય, રાખો હરીને રૂદીયામાંય. ૮
તેથી ટળશે તારા તાપ, પડશે પ્રેમે પ્રીતની છાપ. ૯
ધરજો પ્રભુસું પુરણ પ્રેમ, હૈડું થાશે ટાઢું હેમ. ૧૦
આવે સુખડું અગમ અપાર,પ્રીતમ સુફળ થાય અવતાર. ૧૧

પદ. ૬૧

તું તો રામ સમરને પાપીરે, તને મુનશા દેહડી આપીરે.
તારા તાપ નિવાર્યા હરીએરે, તેની ભક્તિ શે ના કરીએરે.
પશુ ફેડીને પુરૂષ કીધોરે, તેનો સાચો શરણો ના લીધોરે.
તું તો કાગ થઇ કળકળતોરે, તું તો રોઝ થઇ રઝળતોરે.
તું તો ઢોર થઇને ધાતોરે, અંન મૂકીને ખરસલું ખાતોરે.
તું તો અશ્વ થઇ અથડાતોરે, ઘાસ દાણો વેળાએ ના જડતોરે
તું તો ઉંટ થઇને ભમતોરે, બહુ ભાર અપાર ઊચક્તોરે.
ગામ શુકર થઈને ફરતોરે, મહા પાપે કરી પેટ ભરતોરે.
ઘણું ગર્ધવ થઇ આથડતોરે, બહુ માર જગતનો પડતોરે.
જંબુક થઇ જંગલમાં રેહેતોરે, તું તો સાર અસાર ના લેતોરે.
મીન મધર થઇ આફળતોરે, જીવજંત અનંતને ગળતોરે.
તું તો ઝાડ થઇ અવતરતોરે, કોઇ કાપીને કડકા કરતોરે.
તું તો પંખી થઇ પરવરતોરે, બહુ માળા જાળાંમાં કરતોરે.
કીટ કૃમી પતંગ થયો પ્રાણીરે,એ ભટક્યો જીવ ચારે ખાણીરે.
દુઃખ દીઠું તે દીન દયાળેરે, કરી કરૂણા શ્રી ગોપાળેરે.
મેહેર કરી મુનશા દેહ આપીરે, સૌ સંકટ નાંખ્યાં કાપીરે.
પામ્યો ભાવતા ભોગ વિલાસરે, સુત સુંદર દાસી ને દાસરે.
પડછાયો પોતાનો નિહાળેરે, જાણે મરવું નથી કોઇ કાળેરે.
સિંહાસન બેઠો ફુલીરે, દહાડા દુઃખના ગયો સૌ ભૂલીરે.
કરે કરમ અતિ અહંકારેરે, આવી નડશે તે એકી વારેરે.
બાંધી નોંધીને જમપુરી લીધોરે, બહુ માર વિવિધપેરે દીધોરે.
એવું જાણીને ભજ અવિનાશીરે, ટળે ચાર ખાણ ચોરાશીરે.
ભજો પ્રીતમ ભાવ કરીનેરે, ગયો અવસર નાવે ફરીનેરે.

પદ. ૬૨

ભાઇઓ ભક્તિ મારગ છે આકરો રે,
શીર સાટાનો સોદો; ટેક.
હાંસી ખેલ નો'ય એતો કામ છે હીમતનું;
એમાં અજ્ઞાનીનો નહી આશરોરે, શીર. ૧
પ્રેમી જન હોય તેતો પ્રેમનારે પારખું,
એમાં બીજાને આવે ઉભરોરે. શીર. ૨
હરી હરી ભજીએ ને ઓર સુખ તજીએ,
બીજો મત પાખંડ મેલો પરોરે. શીર. ૩
પ્રીતમ પ્રભુનું ભજન કરીલ્યો,
તુંને જોઇ લેશે ખોટા ખરોરે. શીર. ૪

પદ. ૬૩

સુરતા લાગી છે જેની ભ્રમણા ભાગી છે,
જાણે કોઇ સંત સુજાણ; સોહાગી જેની સુરતા લાગી છે. ટેક.
નટડીનો ખેલ એતો રચ્યો રે ચોગાનમાં;
વરત વિના બીજું નજરે ન આવે, જેની સુરતા લાગી છે. ૧
ચાતક સ્વાતિનું બિંદુ પોકારે;
અવર ન ભાવે બીજું નજરે ન આવે, જેની સુરતા. ૨
શરાનાં લક્ષણ એવાંરે ભાઇ;
ઝુંઝ ચઢે ત્યારે પૂઠે ન જુએ. જેની સુરતા લાગી છે. ૩
મોટા જોગેશ્વર જોને મનવશ કીધાં;
સીંધુમાં પેશીને મોતીરે લીધાં. જેની સુરતા. ૪
ભક્તિનાં લક્ષણ એવાંરે ભાઇ;
પ્રીતમના સ્વામી મારા વશ્યા છો હૈયે. જેની સુરતા લાગીછે
સુરતા લાગી છે જેની ભ્રમણા ભાગી છે,
જાણે કોઇ સંત સોહાગી. જેની સુરતા લાગી. ૫

પદ. ૬૪ રાગ ધોળ.

સુંદીર શામ સોહામણો, ભજ ભાવસું;
જેને નિગમ નિરંતર ગાય, તેને ભજ ભાવસું.
શીવ વીરંચીને સારદા, ભજ ભાવસું;

રજ ચરણુ કમળ ચિત્ત મ્હાય, તેને ભજ ભાવસું.
જેણુે પાણીમાં પથ્થર તારીયા. ભજ.
એવો નામ તણો મહિમાય, તેને ભજ.
જેણે તાર્યો અજામેળ પાતકી, ભજ.
ગજ ગુણકાની કીધી સ્હાય, તેને ભજ.
જેણુે દ્રુપદ સુતાને પટ પૂરીયાં, ભજ.
એવા અગણિત ગુણ ન ગણાય, તેને ભજ.
દાસ તણાં દુઃખ ટાળવા, ભજ.
એક શ્વાસે ઉઠીને ધાય, તેને ભજ.
અવગુણુ સામું જુએ નહી, ભજ.
એવા ગુણુવંતા ગોકુળરાય, તેને ભજ.
જેનો ઠોર નહી ત્રિલોકમાં, ભજ.
તે તો હરીને શરણે સમાય, તેને ભજ.
અખીલ લોકનો આતમા, ભજ.
જેના સ્મરણથી સુખ થાય, તેને ભજ.
પ્રીતમ પ્રભુને સંભારતાં, ભજ.
દુઃખ જન્મ મરણુ મટી જાય, તેને ભજ.

પદ. ૬૫

શામાટે સમજે નહી, નથી જાણતો;
પામ્યો મોંઘો મનુષ્યાવતાર, શે નથી જાણુતો.
વાસો વશ્યો વેરી વચ્ચે, નથી જાણુતો;
કેમ ગાફલ રહેરે ગુમાર, શે નથી જાણુતો.
શે સુખે આવે તને નિંદરા, નથી.
છે માથે મરણુનો માર. શે નથી.
કાળ ફરે શીર ઉપરે, નથી.
ક્ષણુ લેતાં નહિ લાગે વાર, શે નથી.
હાથે હણુે પગ પેંગડે, નથી.
તેમાં રહેવાનો કોણ વિચાર, શે નથી.
મુસાફર સૌ કો મળ્યું, નથી.
વેગે વહ્યો જાય સંસાર, શે નથી.
મારગ વહે છે ઉતાવળા, નથી.

સો ચાહ્યું લાર કતાર, શે નથી.
કોઇ કોનું સંગી નહીં, નથી.
જાવું અગમ પંથ નિરધાર, શે નથી.
સ્વારથનું સર્વે સગું, નથી.
માયા પ્રપંચ રચ્યોરે અપાર, શે નથી.
બહુ બંધન આ જીવને, નથી.
નહીં છુટયાનો લાગ લગાર, શે નથી.
ધન બેડી ને ઘર ભાસકો; નથી.
ગળે તોસ કુટુંબ પરિવાર, શે નથી.
દેહ ઘર સુત સુંદરી, નથી.
એ મોટાં બંધન ચાર, શે નથી.
અનેક પેરની આપદા, નથી.
પીડે પ્રાણીને વિવિધ વિકાર, શે નથી.
તેમાંથી કોઇક છુટશે, નથી.
જેને હરી ગુરૂ છોડણ હાર, શે નથી.
ગર્ભ સંકટ આવે નહીં, નથી.
ફરી ન પડે ફંદ મોઝાર, શે નથી.
કહે પ્રીતમ પદ પામીયા, નથી.
જે સર્વે શીરોમણી સાર, શે નથી.

પદ. ૬૬

આજ ભલે તમે આવીયા, ઓધવજી.
શ્યામનો સંદેશા લાવીયા ઓધવજી.
કમળનેન હરી શું કરે, ઓધવજી.
અમને ક્ષણુએ નવ વિસરે, ઓધવજી.
વાલે અમને વિસારીયાં, ઓધવજી.
કુબજાનાં કારજ સારીયાં, ઓધવજી.
કર્મે અમારે મળી કુબડી, ઓધવજી.
તે હરીની દષ્ટે પડી, ઓધવજી.
રાંકને રાજ બેસારીયાં, ઓધવજી.
વ્રજનાં સુખ વિસારીયાં, ઓધવજી.
મેડક માથે ન શોભે મણી, ઓધવજી.

તમે છો ચતુર શિરોમણી, ઓધવજી.
એવુ સાંભળીને લાજી મુવાં, ઓધવજી.
જદુનાથે પાડયાં જુવાં, ઓધવજી.
હવે કલપીને શુ કીજીએ, ઓધવજી.
કરમ આપણાને દોષ દીજીએ, ઓધવજી.
પ્રીતમના સ્વામીને શુ કહીએ, ઓધવજી.
ચતુર નર સમજો હૈયે. ઓધવજી.

પદ. ૬૭

પ્રેમની વાતો ન્યારીઓ, ઓધવજી.
જુવતા જાણનહારીઓ, ઓધવજી.
નેહનું નાતુ તોડીયું, ઓધવજી.
કુબજાસુ ચીત હરી જોડીયું, ઓધવજી.
રાજાને સંગત શી રાંકની, ઓધવજી.
એ કુબજા દશ વાંકની, ઓધવજી.
કાગ હંસને પ્રીતડી કશી, ઓધવજી.
દાસી રહી મનમાં વસી, ઓધવજી.
આમ શું ત્રીયાની ખોટ છે, ઓધવજી.
નિશાન ઉપર ચોટ છે, ઓધવજી.
એમશું માયા મોહની, ઓધવજી.
લજ્જા ન આવી કોઇની, ઓધવજી.
જોયું તે હેત હરજી તણું, ઓધવજી;
તે દુઃખ અમને સાલે ઘણું, ઓધવજી.
પ્રીતમનો સ્વામી ભેટશે, ઓધવજી.
ત્યારે દારૂણ દુઃખ મેટશે, ઓધવજી.

પદ. ૬૮

ઓછું માણસ અકરૂડીઓ, ઓધવજી;
મહા કપટી ને કુડીયો, ઓધવજી.
જે દીનનો અહીં આવીઓ, ઓધવજી;
સૌને શોક ઉપજાવીયો, ઓધવજી.
લઇ ચાલ્યો જદુનાથને, ઓધવજી.
દુઃખ દીધું વ્રજ સાથને, ઓધવજી.

અમે આખળા રહ્યાં રોઇને, ઓધવજી;
થાકયાં તે વાટડી જોઇને, ઓધવજી.
રચતાં બ્રહ્મા ભુલ્યો સહી, ઓધવજી;
અમને પાંખ આપી નહી, ઓધવજી.
ભુજા પવનપર ચાલતી, ઓધવજી;
જુગતે કરીને ઝાલતી, ઓધવજી.
જઇ મળતી એક પળમાં, ઓધવજી;
એવી આતુરતા દીલમાં, ઓધવજી.
હરી હૈડાનો હાર છે, ઓધવજી;
પ્રીતમનો પ્રાણ આધાર છે, ઓધવજી.

પદ. ૭૦

પ્રીતમાં પડદો ન કીજીએ, ઓધવજી;
પ્રીત ત્યાં તન મન દીજીએ, ઓધવજી.
પ્રીતનું કારણ જોર છે, ઓધવજી;
જેમ કાંઇ ચંદ ચકોર છે, ઓધવજી.
નરમાદા મોતી ખરાં, ઓધવજી;
અનેક ઉપાયે ના રહે પરાં, ઓધવજી.
ભ્રમર કમળ વિના ન રહે, ઓધવજી;
ન મળેતો દુખડું સહે, ઓધવજી.
ચાતકને મન મેહ છે, ઓધવજી;
નંદકુંવરસું નેહ છે, ઓધવજી.
છાંવડી નમતા સુરની, ઓધવજી;
પ્રીતડી પરમ ચતુરની, ઓધવજી.
તાર તુટયો સાંધીએ ફરી, ઓધવજી;
ચોળનો ચઢયો ન જાય ઉતરી, ઓધવજી.
પ્રીતમના સ્વામીનો રંગ છે, ઓધવજી;
જન્મો જનમનો સંગ છે, ઓધવજી.

પદ. ૭૨ રાગ ધોળ.

વ્રંદાવનનોરે ચંદ મારે રૂદીએ વશ્યો છે,
ઓધવજી ભલે આવ્યા તમે આજ, વ્રંદાવનનોરે.
ગોવિંદજીનીરે ગોઠડી કીજે,

મૂકીદઈ સર્વે મનનીરે લાજ, વ્રંદાવનનોરે.
ગયા પછી ફરી ગોકુળ નાવ્યા,
એવો અમારો શો દીઠોરે દોષ; વ્રંદાવનનોરે.
વસુદેવ દેવકીને સંતાપો કંઇસે,
તેના ઉપર શો કરવોરે રોશ, વ્રંદાવનનોરે.
લોકની લાજ અમે સર્વે નિવારી,
બાળપણાથી કીધી પૂરણ પ્રીત. વ્રંદાવનનોરે.
કુબજાના ભોગ જોગ ભાળવો અમને,
એવી તમારી છે ઉલટીરે રીત. વ્રંદાવનનો.
મથુરાંની વાસી એ કંસની દાસી,
હાંસી કરેછે અમને સઘળો સંસાર. વ્રંદાવનનો.
મધુપુર મેલી હવે કંઇએ ના જાશો,
કુબજા સરખી તમને નહી મળે નાર, વ્રંદાવનનો.
ભાગ્ય હશે ત્યારે મળી એ ભામની.
પુણ્ય કર્યા તે કેમ પાછાંરે થાય. વ્રંદાવનનો.
કુબજારે એવી જેવા ઠાકોર તમારા,
તેવા પ્રીતમ તેમના ગુણ ગાય. વ્રંદાવનનો.

પદ. ૭૨

ગોપીજનનારે પ્રાણ તે તો પ્રભુજીની પાસે,
આતો રહ્યાં છે તે તો સુનાં શરીર, ગોપીજનનારે.
કર્મે અમારે કયાંથી અક્રુર આવ્યો,
છળ કરી લઇ ગયો બળભદ્રવીર, ગોપીજનનારે.
રથને રોકીને જ્યારે રહ્યાંરે રાધાજી,
તેમને તે આપી બહુ ધારણ ધીર. ગોપીજનનારે.
આવ્યાની આશે અમે રહ્યાં વિશ્વાસે,
આવડું ના જાણ્યું હરી હેડાનું હીર. ગોપીજનનારે.
વચન તમારાં ઉદ્ધવ રૂદીયામાં વાગ્યાં,
એતો લગાડયાં જેમ તાણીને તીર. ગોપીજનનારે.
જળ વિના જીવે તેતો જાણો દાદુરડાં,
મીન મરે જયારે ન મળેરે નીર. ગોપીજનનારે.
પ્રેમની વાતો તેતો પ્રેમી જન જાણે,

વંઝા ના જાણે કાંઇ પ્રસવનીરે પીર. ગોપીજનનારે.
શ્યામ સ્વરૂપ વિના શું થાય સાધન,
અંધ તજીને કોણ સેવે કરીર. ગોપીજનનારે.
ગીરધરલાલ વિના અવર ના ગોઠે,
નેણાંમાં વસી રહ્યો નંદકુમાર. ગોપીજનનારે.
કેસરી ભૂખ્યો ક્યારે ઘાસ ન ખાયે,
ચડયો ના ઉતરે કાંઇ સતીનો શણગાર. ગોપીજનનારે.
ખારા તે જળને ક્યારે છીપના ચાખે,
કેળ ફળે નહીં ફરી બીજીરે વાર. ગોપીજનનારે.
એક પલક અમને કહો કેમ વીસરે,
પ્રીતમનો સ્વામી અમારો પ્રાણ આધાર. ગોપીજનનારે.

પદ. ૭૩

વાલે વાઇરે વાંસલડી લાલ, વ્રંદાવનમાંજીરે;
મનડું મારૂં વીંધાયું લાલ, સાલે તનમાંજીરે. ૧
નૌતમ નાદને લટકે લાલ, મારૂં મન અટકેજીરે;
નયણે નેહ ઉપજાવો લાલ, હૈડે ખટકેજીરે. ૨
સુંદર શામ શા માટે લાલ, હેત ઉતાર્યાંજીરે;
કોઇક સુંદરીની સંગે લાલ, વહાલ વધાર્યાંજીરે. ૩
ગીરધર છોજી ગુણવંતા લાલ, મંદીરે પધારોજીરે;
જન પ્રીતમના સ્વામી રસીયા લાલ, રંગ વધારોજીરે. ૪

પદ. ૭૪

આવો છલ છબીલા લાલ, કામણ કીધાંજીરે;
મુખડે બોલીને મીઠાં લાલ, મન હરી લીધાંજીરે. ૧
તમને પૂછું પાતળીયા લાલ, ઉભલા રહોનેજીરે;
રજની ક્યાં જઇ રમીયા લાલ, સાચું કહોનેજીરે. ૨
ખુંચી કાંકણની કોરો લાલ, સુંદીર અંગેજીરે;
નયણાં ચોળ કસુંબા લાલ, રાતે રંગેજીરે. ૩
હેત તમારા હૈયાનાં લાલ, જીવને જોયાંજીરે;
જન પ્રીતમના સ્વામીની સાથે લાલ, મનડાં મોહ્યાંજીરે. ૪

પદ. ૭૫

પ્રીતે પધારો પાતળીયા લાલ, મંદીર મારેજીરે;

ઝાઝું શું કહીએ તમને લાલ, વારે વારે જીરે. ૧
પેહેલી પ્રીત કરીને લાલ, કોઇ ના વિસારે જીરે;
મનડું મારૂં લોભાયું લાલ, તારે લારે જીરે. ૨
અમને રાસ રમાડયો લાલ, શરદની રાતે જીરે;
તે દહાડાનું મન મોહ્યું લાલ, ચતુરવર સાથે જીરે. ૩
સુતાં બેઠાં ના સોહાએ લાલ, દરશન દાને જીરે;
જન પ્રીતમના સ્વામી રસીયા લાલ, રૂદામાં રહોને જીરે. ૪

પદ. ૭૬

સોળ કળા લઇ ચંદ્ર ઉગ્યો લાલ, શોભા સારી જીરે;
ગરબો ગીરધર સાથે રમવા લાલ, મળી વ્રજ નારી જીરે. ૧
ધરીયા સોળે શણગારો લાલ, ઓપે એવા જીરે;
અંગે ઉલટ ન માયે લાલ, અધરરસ લેવા જીરે. ૨
ગાન કરે સૌ ગોપીજન લાલ, વેચે વનમાળી જીરે;
જન પ્રીતમના સ્વામીની સાથે લાલ, લાગી તાળી જીરે. ૩

પદ. ૭૭

આજ અનોપમ દહાડો લાલ, હરી ઘેર આવ્યા જીરે;
મોતી કેરે ઝુમખડે લાલ, વહાલો વધાવ્યા જીરે. ૧
સોહે પાઘ કસુંબી લાલ, સોનેરી છેડો જીરે;
રસીયા સાથે રંગ લાગ્યો લાલ, ન મૂકું કેડો જીરે. ૨
જાણું જઇને ભેટું લાલ, સાંભળ સાહેલી જીરે;
જન પ્રીતમના સ્વામીને મળવા લાલ, લજ્જા મેલી જીરે. ૩

પદ. ૭૮

પ્રેમ તણે પંથ ચાલેરે, તે મહાપદ મહાલે.
બે ડગલાં બાળક ચઢે સીડી, માતા આવીને કર ઝાલેરે. તે મહા.
ત્રિભુવન વ્યાપક તેજ તમારૂં, તમ વિના તરણુ ન હાલેરે, તે મહા.
જેને હૈયે હરી આપ બિરાજે, તેને તાપ ન સાલેરે, તે મહા.
પ્રીતમનો સ્વામી શામળીયો, ભક્ત ભાવ પ્રતિપાળેરે, તે મહા.

પદ. ૭૯

લે ગોવિંદ ગુણ ગાઇરે, દેહ દુર્લભ ભાઇ.
રત્ન પદારથ દેહ અમુલખ, કોડીને બદલે ગમાઇરે, દેહ.

એક ઘડી હરી નામ ન લીધું, મુઓ ધંધામાં ધાઇરે, દેહ.
કરોળીયાનું કરમ કમાયો, આપે રહ્યો ઉર જાઇરે, દેહ.
પ્રીતમનો સ્વામી શામળીયો, સેવકનો સુખ દાઇરે, દેહ.

પદ. ૮૦

કરૂણાસિંધુ હરીનેરે, ભજ ભાવ ધરીને.
હું હું કરતો શું હીંડે છે, મૂરખ જઇશ મરીનેરે, ભજ ભાવ.
ગયા અનેક તેની નહી ગણતી, જોને પાછું ફરીનેરે, ભજ ભાવ.
સાચું જૂઠું કરીને જીવો, પાપે પેટ ભરીનેરે, ભજ ભાવ.
પ્રીતમના પ્રભુનું ભજન કરી લે,બેસ ઠેકાણે ઠરીનેરે, ભજ ભાવ.

પદ. ૮૧

કર હરી સ્મરણ સાચુંરે કામ કાયાનું કાચું.
મિથ્યા દેહમાં શું મોહ પામ્યો, ફરી ફરી પડવું પાછુંરે, કામ.
ચાર ઘડીનું લટકું ચટકું, રંગ પતંગે શું રાચુંરે, કામ.
કૃષ્ણ કથા કર કિર્તન પ્રેમે, શે નહી નેહે નાચ્યુંરે, કામ.
પ્રીતમ પ્રભુશું પાણી જોડીને, ભક્તિ જુગો જુગ જાચુંરે, કામ.

પદ. ૮૨

અંતરજામીનું નથી અજાણ્યું મન માને તેમ મહાલો;
પુન્ય પાપના બે મારગ છે, મન માને તે ઝાલો. ટેક.
કર્યાં કર્મ ભોગવવાં પડશે, જોઈ વિચારીને ચાલો, અંતર.
હરીને ઘેર તો હિસાબ ઠીક છે, કોણ વેરી કોણ વહાલો, અંતર.
વણ સમજ્યો વેપાર કરો છો, ફેરો પડશે ઠાલો, અંતર.
પ્રીતમનો સ્વામી પ્રેમ તણો છે, નાગર નંદનો લાલો, અંતર.

પદ. ૮૩ રાગ પ્રભાતી ધોળ.

ચેત ચેતરે અચેત પ્રાણી, શું સૂતો આળસ આણીરે;
ઉત્તમ અવસર જાણી જીવડા જાગનેરે.
કાચી કાયા વાદળ છાંયા, તેમાં શું લોભાયોરે;
મિથ્યા માયા મૃગતૃષ્ણાનાં જળ ત્યાગનેરે. ૧
અનેક શૂરા ગયા અધુરા, કામે કાયર પૂરારે;
આવી ચૂરા ક્યાં તેની ગણતી નહીરે;
ગુલર ફળનાં જંતુ જેવાં, સૃષ્ટીનાં સુખ એવાંરે;
માયાને મન એવું એ સાચું સહીરે. ૨

જાણ્યા જેવા જળ પરપોટા, દીસે નાના મોટારે;
ફુલ્યા તે તો સર્વે ફુટી જાય છેરે;
હરીને શરણે આવે જ્યારે તેના તાપ નિવારેરે,
કહે પ્રીતમ તે ત્યારે નીરભે થાયછે રે. ૩

પદ. ૮૪

જીવ અભાગી કાંઇ ના જાણે, મિથ્યા સુખને માણેરે,
સાચું ઉર ના આણે એ અચરજ મહા રે;
સીસાબાજીમાં શું મોહ્યો, અમુલખ અવસર ખોયોરે;
જૂઠે જન્મ વગોવ્યો તો કહીએ કહારે, ૧
દેખત ભુલ્યો કહ્યું ન માને, તેને શું સમજાવેરે;
હાથ ન આવે સો મણ છાલાં કૂટીએરે;
ખળને કાંઇ પ્રતીત ન આવે, સામા ઉત્તર આપેરે,
જ્ઞાન ન આવે નિશ્ચે નાસી છુટીએરે. ૨
અદકારીને સંગ લાગે, જેમ નિદ્રાથી જાગેરે;
તેના સંશય ભાગે, જે ભાવે ભજેરે,
મુમુક્ષુની સમજણ ન્યારી, શું જાણે સંસારીરે,
પ્રીતમ અર્થ વિચારે સૌ અનરથ તજેરે. ૩

પદ. ૮૫

સદગુરૂ સંગે રહીએ રંગે, આનંદ વાધે અંગેરે;
પૂરણ પ્રેમ ત્યાં રંગે પ્રભુને નિહાળીએરે;
નેહે નીરખું હૈડે હરખું, નહી શામળીયા સરખું રે,
અલબેલા વાલા શું અંતર ટાળીએરે. ૧
આનંદકારી અખંડ વિહારી, ગોપીવર ગીરધારીરે;
હું બલીહારી વારી તારા નામનેરે;
જ્યાં જેવો ત્યાં તેવો તે તો અકળ સ્વરૂપી એવોરે;
સ્નેહ ધરીને સેવો સુંદર શ્યામનેરે. ૨
રમતાં રામ નિરંતર ન્યાળો, હું મારાને ટાળોરે;
પ્રીતમ પ્રેમે પાળો નાહુ નેહનું રે. ૩

પદ. ૮૬

નેહવિના હરી ન મળે કેને, એવું લક્ષણ એનેરે;
જેને ભેટે તેનાં ભવદુઃખ જાયછેરે;

ભૂપ ભુવન ભોજન ના ભાવે, દાસ તેડે ત્યાં આવેરે,
ભક્ત તણે ઘેર ભાવે ભાજી ખાયછેરે. ૧
શબરી સજન મલીન વિચારી, કરમા કુળ આચારીરે,
સ્નેહ વિચારી શામળીઓ ભોજન કરેરે;
જન્મ કર્મ કુળ જાત નાતની, નહી એને અધિકાઇ રે;
ભાવે ભક્તશું ભૂધરજી પાણી ભરેરે. ૨
સ્નેહ તણું એ કારણ મોટું, પ્રેમ વિના સૌ ખોટું રે;
જપ તપ તીરથ જગન કરે શું થાયછેરે,
ગોપીનાં ગોરસ પીધાં, ચીર હરીને લીધાંરે,
બાળ ચરિત્ર બહુ કીધાં ગ્રંથે ગાયછેરે. ૩
પ્રેમતણે વશ ધાયો આવે, હેતે હસીને બોલાવેરે,
પ્રીતવિના પ્રપંચ ના ભાવે નાથનેરે;
પ્રીતમનો સ્વામી શામળીયો,અતિ બળિયામાં બળીઓરે;
આવી અઢળક ઢળીઓ અબળા સાથનેરે. ૪

પદ. ૮૭ રાગ કાફી.

રતન પદારથરે અલ્યા તને જનમ દીયો;
માયામાં વીંટાણોરે, ભુંડા તું તો કાંઇ ન લહ્યો. ટેક.
બાર વરસ બાળાપણમાં ખોયાં, ત્રીસ વરસનો થયો;
સીત્તેર વરસ સુધી સમજયો નહી, અફળ જન્મારો ગયો;
હવે શું ચેતેરે જનમતો પૂરો થયો. રતન પદા. ૧
મુનશા દેહીએ પ્રભુ ભજયો તે, અખંડ ઉગી રહ્યો;
આવા ગમનનો ફેરોરે ટળીયો, તે સદ્‌ગુરૂ સરખો થયો;
પૂરણ પદ પામ્યોરે, તે તો વૈકુંઠ ગયો. રતન પદા. ૨
સાચો ધણી તે સમરથ બેલી, જો ગુણ હરીના ગાય;
પ્રીતમના સ્વામીને ભજતાં, જન્મો જનમ ઓળખાય;
પ્રાણ જીવન પાતળીયોરે, મારા તો ઘટમાં રહ્યો રતન પદા. ૩

પદ. ૮૮ કાફી.

હરી રસ પીજેરે, પરમ પ્રેમે કરી;
ઉર અંતરમાંરે, લીજે એક ધ્યાન ધરી. ટેક.
અધમ ઉદ્ધારણ ભવ જળ તારણ, નરક નિવારણ નામ;

જાણે અજાણે જપે જીવ્હાએ, તે પામે અવિચળ ઠામ;
શ્વાસ ઉશ્વાસેરે, રસના રટને હરી હરી રસ. ૧
અજામેળ ગજ ગુણકા નારી, નામે પામ્યાં પાર;
પ્રાયશ્ચિત પ્રૌઢ કર્યાં તેનાં પ્રફલે, ક્ષણુ ન લાગી વાર;
ગોવિંદ ગુણ ગાતાંરે, ગયા બહુ પતીત તરી. હરી રસ. ૨
નામ નીસરણી જે જન ચઢીયા, પોહોચ્યા ઇડને પાર;
ધ્રુવના ધામ થકી અતિ ઊંચા, અચળ થયા નિરધાર;
ડગે નહી કબહુરે, બેઠા ઠીક ઠરી. હરી રસ. ૩
પીંડ બ્રહ્માંડનો પ્રેરક પોતે, સૌનો સાક્ષી સોય;
અકળ અરૂપી સહજ સ્વરૂપી, આવરણુ એકે ન હોય;
માયા નવ લાગેરે, નાઠો કાળ ડરી. હરી રસ. ૪
અમલ અખંડ ખુમારી, સદ્દગુરૂથી પીવાય;
લગન મગન તે સાનમાં ગાજે, અભે અમર તે થાય;
કહે જન પ્રીતમરે, ન પડે ફંદ ફરી. હરી રસ. ૫

પદ. ૮૯ કાફી.

સદ્દગુરૂ શબ્દેરે, ત્રિવિધ તાપ ટળ્યા;
એવા અંતર જામીરે, પ્રેમે પ્રગટ મળ્યા. ટેક.
કરી કસોટી કુંદન કીધું, કાપી કાઢયો મેલ;
બાહ્ય ભીતર એક સ્વતંતર થઇ ગયું સૌ સેહેલ;
જ્ઞાન વહનીમાંરે, અધના ઓઘ બળ્યા. સદ્દગુરૂ. ૧
જીવ ભાવ મેટીને ગુરૂએ, કીધો બ્રહ્મસ્વરૂપ;
સંશય રહિત થયો શુદ્ધ ચેતન, કોણ પડે ભવકૂપ;
કલ્પના મટીરે મન પાષાણ ગળ્યા. સદ્દગુરૂ. ૨
કળા કુંચી આપી સદ્દગુરૂએ, રાખ્યો આપ ઉદાસ;
ધરણીરે ઉપર ચરણ ધરે નહી, જેમ અનળ રહે આકાશ;
અજર રસ પીધોરે, પ્રપંચ દૂર પળ્યા. સદ્દગુરૂ. ૩
તત્વમસી તુરીયાપદ પામ્યું, ટળ્યા દ્વૈતના દ્વંદ;
નીજાનંદ નિરંતર નિરખ્યા, નિરાલંબ નિરદ્વંદ;
પ્રીતમ સ્વે પોત્યોરે, અઢળક થઇને ઢળ્યા. સદ્દગુરૂ. ૪

પદ ૯૦ કાફી.

તત્વ સાંખ્યમાંરે, જોયું જુગત કરી;

સરવ સમાતાંરે, ઉગરે એક હરી. ટેક.
ઇંદ્રી દેવ વિશે ગુણવૃત્તિ, સૌનો પ્રેરક સોય;
વસ્તુ વિચાર કરીને જોતાં, આવરણ એકે ન હોય;
આનંદ કોશેરે, અનુભવ દૃષ્ટિ ઠરી. તત્વ સાંખ્ય. ૧
શુદ્ધ ચૈતન્ય સાક્ષી પ્રમાતા, પ્રમાણ પ્રમેતી એક;
અદ્વૈત એક અખંડ અવિનાશી, નીગમ કહે નેતી નેતી;
નાથ નિરંતરરે, નિરખ્યા નજર ભરી. તત્વ સાંખ્ય. ૨
કનક દંડ સાકરનું શ્રીફળ, રત્નકુંભ એક રૂપ;
બાહ્ય ભીતર સાવ નિરંતર, આપે અકળ સ્વરૂપ;
એકરસ ઇશ્વરરે, નહી કોઇ મિત્ર અરી. તત્વ સાંખ્ય. ૩
બ્રહ્મપયોધિ ભર્યો પરિપુરણ, ન મળે ન્યુન લગાર;
મૃત્યુ તે અમૃત થઇ નિવડયું, પ્રગટયો પ્રેમ અપાર;
પ્રીતમ પ્રીછેરે, ગુરૂગમ સાન ખરી. તત્વ સાંખ્ય. ૪

પદ ૯૧ ધોળ.

સખી આજ અનોપમ દાડીલો, અતિ ઉલટ અંગ ન માય;
પ્રાણ પ્યારી તે પરણે પ્રીતસું, મળી માનુની મંગળ ગાય. સ૦
વર તો સુંદર નંદજીનો લાડીલો, વ્રખુભાણ તણીરે કન્યાય;
રાધા મોહન રાગે રળીયાં મળ્યાં, જેની શોભા તો વર્ણવી ન જાય. સ૦
તરીયા તોરણ બાંધ્યાંરે બારણે, મણી મુક્તાના ચોક પુરાય;
મોટા મંડપ છાયારે, કુંમ કુંમ કેસરનાં છાંટણાં છંટાય. સ૦
ચુવાચંદન અગ મદ મુક્તા, પ્રેમે શ્રીફળ પાન વેહેંચાય;
સ્વામી પ્રીતમનાની શોભા ઘણી, જેના રસ ભરીયો વીહ-
વાય. સ૦

પદ ૯૨ ધોળ.

સખી આનંદ સાગર ઉલટયો, મને પ્રગટયો છે પ્રેમ અપાર;
રૂપ સુંદર શ્યામારે સુંદરી, એવા નટવર નંદકુમાર. સખી.
સખી સુંદરતા ત્રીલોકની, આવી એકઠી થઇ એક ઠામ;
એની ઉપમામાં કોઇ આવે નહી, બલીહારી તે કોટીક કામ. સ૦
બ્રહ્માએ લાખેણું લગન વિચારીયું, શુભ મુહુર્ત ને શુભવાર;
તેવું જોઇને ત્રીકમજી તોરણ ચઢયા, સાસુ પુંખવા આવ્યાં સાર. સ૦
વેદ વિધિ કરીને પધરાવીયા, પ્રભુ આવ્યાછે માંયરા માંય,
સ્વામી પ્રીતમનો અતિ રૂડલો, બ્રહ્મા વેદ ભણેછે ત્યાંય. સ૦

પદ ૯૩. રાગ ફેર ધોળ.

બ્રહ્મા વેદ ભણેછેરે, અતિ હૈડે હરખે,
સૂરજ જય બોલેરે, કુસુમ ઘણાં વરસે. ૧
વેદીપર પાવકરે, જવ તલ હોમાયે,
વાજાં બહુ વાગેરે, રંગ રેલો થાયે. ૨
કંચનને કળશેરે, ચોરી રચી ચુંપે,
મોહ્યા લોક ચતુર્દશરે, રસીયાને રૂપે. ૩
વર પાસ બેસાડયાંરે, ચંદ્ર મુખી બાળા,
કંઠે આરોપીરે, સુંદર વરમાળા, ૪
કુમકુમ કેસરનાંરે, છાંટયાં છાંટણલાં,
જુગતેસું કીધાંરે, છેડા ગાંઠલડાં. ૫
ફરવાને લાગ્યાંરે, ત્યાં મંગળ ફેરા,
દુધે મેહ ઉઠયારે, કરા સાકર કેરા. ૬
કંસાર આરોગ્યોરે, પ્રીતે બેઉ જણાં,
ધ્રુવ દર્શન કીધાંરે, દીધાં દાન ઘણાં. ૭
પ્રીતમના પ્રભુનાં રે, મીંડળ છોડાયે;
મળી તારૂણી ટોળેરે, મનગમતું ગાયે. ૮

પદ ૯૪ ધોળ રાગ ફેર.

છોડ છોડ છબીલા દોરડોરે, તારે દોરડાંએ દશ ગાંઠ;અલબેલા.
તે તુજથી કેમ છૂટશેરે, બ્રહ્માએ પાડી આંટ અલબેલા૦ ૧
પય પીતાં મારી પૂતનારે, મહી માખણના ચોર અ૦
આહીર કુળમાં ઉછર્યોરે, ચાર્યાં ગોકુળમાં ઢોર. અ૦ ૨
કુબજાતે દાસી કંસનીરે, તે સું કર્યો ઘરવાસ, અ૦
નવલખ દુઝે નંદનેરે, તોય પીધી પીયારી છાશ. અ૦ ૩
બે બાપનો તું બાળકોરે, જાણ્યું તમારૂં જોર, અ૦
ચતુરપણું તેમાં શું હશેરે,ચાખ્યાં તે ભીલડીનાં બોર અ૦ ૪
તારી જાતને ભાત જડે નહીરે, ન મળે મોટાં સંગ, અ૦
પ્રીતમના સ્વામી શું કહીએરે,એવા તમારા ઢંગ. અ૦ ૫

પદ ૯૫ ધોળ.

છોડ છોડ છબીલા દોરડોરે,તારો સુદામો વીર તેડાવ.અલબેલી.
તેથી જો અર્થ સરે નહીરે,તારો બ્રખુભાણુ બાપ તેડાવ. અ૦ ૧

તું કુંવરી કીરતી તણીરે, તેનું કર્યું સ્તન પાન અ૦
જોર જરાય મા રાખશોરે, અંતરમાં અભિમાન; અ૦ ૨
મનમાં તે મરડ ન રાખશોરે, માન મુકીને કરજોડ, અ૦
શીસ નમાવે સૌ દેખતાંરે, હાથે હારીને દાંતે તોડ. અ૦ ૩
કુણ તપ કીધાં તારૂણીરે, તારા પુન્ય તણો નહી પાર; અ૦
કોટી બ્રહ્માંડપતિ કૃષ્ણ જીરે, તે તું પામી ભરથાર. અ૦ ૪
લાડીલી લાજ ન રાખશોરે, જે જેમ તે તેમ થાય; અ૦
પ્રીતમના સ્વામી શ્યામળારે, તેને તું લાગ પ્રેમે પાય,
અલબેલી દારડોરે, છોડ છોડ છબીલી દારડોરે. ૫

પદ ૯૬ ધોળ. રાગ ફેર.

સાંભળ સૈયર વાતડી, હું વારીરે;
મંદીરે આવ્યા માવ. મંગળકારીરે.
જોતી હતી જેની વાટડી, હું વારીરે;
ઉર અંતરમાં ભાવ. મંગળકારીરે.
અચક મચક ઘેર આવીયા, હું વારીરે;
દીધાં છે દરશન. મંગળકારીરે.
દયાન કરી નીજ દાસને, હું વારીરે;
પ્રેમે કર્યાં પ્રસંન. મંગળકારીરે.
સુંદીર શોભા જોઇને, હું વારીરે,
ભાગી ગઇ સૌ ભ્રાંત. મંગળકારીરે.
ઓરડીયા અજવાળીયા, હું વારીરે,
સેજે પામી સુખશાંત. મંગળકારીરે.
શત્રુ નહી સંસારમાં, હું વારીરે,
સિધ્યાં સર્વે કાજ. મંગળકારીરે.
કુટારો કંઇએ ગયો, હું વારીરે,
આવ્યું અકંટક રાજ. મંગળકારીરે.
શોક નહી સ્વપ્નાંતરે, હું વારીરે,
દુઃખનો ફેડયો ઠામ. મંગળકારીરે.
સુખનો સાગર હુલસ્યે, હું વારીરે,
સન્મુખ ઊભા શ્યામ. મંગળકારીરે.
મેહેર થઇ મહારાજની, હું વારીરે,

ટળીયા ત્રિવીધિ તાપ. મંગળકારીરે.
પ્રીતમનો સ્વામી શામળો, હું વારીરે,
મળીયા આપો આપ. મંગળકારીરે,

પદ. ૯૭ રાગ મોતીદામ છંદ.

હવે હરી ભજતાં રખે જીવ હારે,
નહી દેહ મુનશા મળે વારે વારે;
વિષયને સવાદે વળગતો ફરેછે,
શાને માનવી મોહ મિથ્યા ધરેછે.
જોઈ લે તપાસી નથી કોઇ કેનું,
કરે છે કબાડાં થશે દુઃખ તેનું;
મળ્યાં સ્વારથી સૌ કો સુતનારી,
ભજો ભાવસું કૃષ્ણ આનંદકારી.
જોતાંમાં ગયો જગ્ત તે મણે વારે,
નથી ચેતતો મૂઢ તે કોણ મારે;
ધન ધામ ધરણી ત્રીયા કાજ પ્રાણી,
ભમે જીવ સંસારમાં ચક્ર ઘાણી;
કરે કલ્પના ભ્રમણા ચિત્ત ભારી,
ભજો ભાવસું કૃષ્ણ આનંદકારી.
ગયા રંક રાજા મોટા ચક્રવર્તી,
જેની આણ ફરતી જહાં લગી ધરતી;
ગયું બાળ જોબન તે તન તારૂં,
નથી મૂકતો મૂરખા લોક લારૂ;
ગયો બાપનો બાપ જોને વિચારી,
ભજો ભાવસું કૃષ્ણ આનંદકારી.
જાણો જગ્તના જીવની પ્રીત જૂઠી,
નથી દેખતો દુર્મતિ આંખ ફૂટી;
વાગી તાંત તારે સઉ રાગ બૂજયો,
ચાંપ્યો કણ કાચો ચઢયો સર્વ સુજો;
સદા સદ્‌ગુરૂ સંત કહેછે પોકારી,
ભજો ભાવસું કૃષ્ણ આનંદકારી.
પડયો પામર ખાડમાં શીદ પાછો,

અહો રામના નામનો દ્રવ્ય સાચો;
ખોટા ખેલમાં શું રહ્યાછું ધુંચાઇ,
નથી હાથ આવે એવું કાંઇ ભાઇ.
કર્યું કારમું મોહ માટે મોરારી,
ભજો ભાવસું કૃષ્ણ આનંદકારી.
વળગી જીવને એક નારી નઠારી,
જોડયો જુસરે નાથ ઘાલી કરારી,
કર્યો કામરૂ દેશનો બેલબાળા,
ઘાલ્યા કંઠમાં કામના દઢ ગાળા.
છુટે કેઇ પેરે કરીને સંસારી,
ભજો ભાવસું કૃષ્ણ આનંદકારી.
રચી વિશ્વવાડી વિચિત્ર પ્રકારે,
વેડયાં કાચાં પાકાં સઉ એકીવારે;
કોનો હર્ખ ધરીએ કોનો શોક કીજે,
ગયા કંઇક કોટી કોનું નામ લીજે;
રાખો રૂદીયામાં હરી એક ધારી,
ભજો ભાવસું કૃષ્ણ આનંદકારી.
જેના નામથી ભવનું કષ્ટ ભાગે,
ત્રણે તાપની આંચ એકે ન લાગે,
તથા ઘોર સંસાર તે મહાપાપી,
હરીનામ ખડગે નાંખી જાળ કાપી;
આવ્યા શર્ણ લીધા અનેક ઉગારી,
ભજો ભાવસું કૃષ્ણ આનંદકારી.
કે'તાં જીભ ગાઠી સૂણી કાન ફૂટયા,
હૃદે નાવ્યું જ્ઞાન તેના રામ રૂઠયા,
વૃથા વાતમાં તું રખે દીન ખોતો,
ગયો દાવ નાવે વળતો રેહેશે રોતો;
પ્રભુ ભજે તેને પ્રીતમ બલીહારી,
ભજો ભાવસું કૃષ્ણ આનંદકારી.

પદ. ૯૮

માયા મોહની તે નથી કોઇની દાસી,

વાલો વીખ પાશે દેશે કંઠ ફાંસી;
નાંખે નીરમાં ગુલકાંટા કરીને,
ખાખે ભાવે તે મીન જાયે મરીને;
પાળે પશુને ખાટકી જેહ રીતે,
સેવો સદ્દગુરૂ શ્રીપતી શુદ્ધ ચિત્તે.

સુકાં અસ્તિને શ્વાન ખેંચે હજારો,
લડે આથડે જાય મૂકી બિચારાં;
ત્રિયા હેમ ભુમી અર્થે જુદ્ધ કરતા,
હણુ માંહો માંહી દીસે બહુ મરતા;
ધરે જન્મને મર્ણુ તે નીત્ય નીત્યે,
સેવો સદ્દગુરૂ શ્રીપતી શુદ્ધ ચિત્તે.

પડયો જીવ જંજાળમાં જોઇ જાણી,
હાથે હેડ માંહી પેઠો હરખ આણી;
ત્રિયા તાંસ કંઠે પગે બાળ બેડી,
ભારે ભાસકી જાણજે મેહેલ મેડી,
દમે ધર્મદૂતો વેળા વિપરીતે,
સેવો સદ્દગુરૂ શ્રીપતિ શુદ્ધ ચિત્તે.

કર્યું સાચું જૂઠું ભર્યું પેટ પાપે,
જેવું કર્મ કીધું એવું ફળ આવે,
જેવું વાવ્યું એવું ઉગ્યું ખેતી માંહી,
ઉછેર્યા કંટાળા ફળે અંબ કાંહી;
શુભા શુભ આવી મળે સૌ અંતે,
સેવો સદ્દગુરૂ શ્રીપતિ શુદ્ધ ચિત્તે.

આશા તૃષ્ણા ને ઇરષ્યા લોભ લેહેરી,
વસે એકઠાં પંડમાં પંચ વેરી;
દગો દીન રાત કરે રહી પાસે,
ગ્રહે કેશ કાળ ત્યારે જીવ જાશે;
ભરોંસે કોને નર રહે છે નચિંતે,
સેવો સદ્દગુરૂ શ્રીપતિ શુદ્ધ ચિત્તે.

વિષય વાસના દાસનો દાસ કીધો,
ધર્યું નામ નારી તહાં જન્મ લીધો;

ટળે આપદા જો જપી જાપ જાણે,
પ્રીછે પામશે વેદ શાસ્ત્રો વખાણે;
નહી નીપજે સાર અવતાર વીતે,
સેવો સદ્દગુરૂ શ્રીપતિ શુદ્ધ ચિત્તે.
છેલ્લો દેહ મુનષ્યા તણો પ્રેમે પામે
જુવે જો વિચારી મહા કષ્ટ વામે;
ક્ષણ એક માંહી મળે નાથ ગરવો,
ભળે બ્રહ્મમાં તો ટળે જન્મ ધરવો;
પ્રીતમના પ્રભુને ભજો પ્રેમ પ્રીતે,
સેવો સદ્દગુરૂ શ્રીપતિ શુદ્ધ ચિત્તે.

પદ. ૯૯

કાળ વ્યાલનો ડંખ ન લાગે, અમૃત નામ ઉચારે જો,
પ્રેમ પ્રકાશ કરે ઘટ ભીંતર, દુર્મતિ દુર નિવારે જો.
ચિંતામણી ચિંતાને ટાળે, વાત લેજે માની જો;
જે પંખી સુરતરૂને સેવે, તેને ચિંતા શાની જો.
હરીનું સ્મરણ કરે નિરંતર, તેને સંકટ શાનું જો;
નૌકા સૌને પાર ઉતારે, કોણ મોટું કોણ નાનું જો.
ઊંચ નીચનું અંતર ન મળે, હરીને ભજે તે હરીનો જો,
તે પ્રાણી ન પડે માયામાં, વાસી વૈકુંઠ પૂરીનો જો.
જેને માથે ગીરધર ગાજે, તેને શાનો ટોટો જો,
પ્રીતમ પ્રભુનું ભજન કરશે, તે સરખો નહી મોટો જો.

પદ. ૧૦૦

તુંતો નિંદા ન કરીશ કોઇની, પ્રેમે સુધા રસ પીજે જો,
આ સૃષ્ટિ શામળીયાજીની, કોઇને દુઃખ ના દીજે જો.
જીવ દુઃખાવે હરી દુઃખાયે, એનો અર્થ છે એવો જો,
અવગુણ કોઇનો ઉર ના ધરીએ, ગુણ ગોતીને લેવો જો.
માંદાને મિષ્ટાન્ન પચે નહી, પાંચા ખાલો થાય જો,
ઓસડ ખાયને ચરી ન પાળે, તેનો રોગ ન જાય જો.
હક બોલો હરીને સંભારો, દયા ઉરમાં ધારો જો,
આશા તૃષ્ણા લોભ ઇર્ષ્યા, દિલથી દુર નિવારો જો.
સમદૃષ્ટિ સૌ ઉપર આણો, દુષ્ટ ભાવને ટાળો જો,
પ્રીતમના સ્વામીની સાથે, પ્રેમ નેમ નિત્ય પાળો જો.

પદ. ૧૦૧

પ્રેમી જનની પાસ પ્રભુ છે, દુર્જનીયાંથી દૂર જો,
કીડી કુંજર સ્થાવર જંગમ, રામ રહ્યા ભરપૂર જો.
સર્વ દેવની માંહી નિરંજન, ઘટ ઘટ માંહી બોલે જો,
દયા કરે તે દર્શન પામે, માયાના પટ ખોલે જો.
સચરાચર શોભી રહ્યા એક, અંતરજામી રામ જો,
અણુ માત્ર ખાલી ન મળે કંઇ, પગ ધરવાનો ઠામ જો.
જ્યાં જુઓ ત્યાં તેવો થઇને, રસીએ રંગ મચાવ્યો જો,
પ્રીતમનો સ્વામી શામળીયો, ભાવ્યા તેને ભાવ્યો જો.

પદ ૧૦૨

ઓરા આવો અલબેલા, એક વાત કહું સમજાવી જો,
કાલે મારે મહીએર હુતી, આજ સાસરીએ આવી જો.
અમે વહુવારૂ નાને વેશે, પ્રીત રીત નવ જાણું જો,
રસીયા તારૂં રૂપ જોઇને, મારૂં મન લોભાણું જો.
દુરીજન દેખે આળ ન કીજે, એ અમારે માઠું જો,
ગોરસ પીવા ધાયા આવો, એમ જાય શો નાઠું જો.
સાસુ મારી શૂળી સરખી, જાણી બોલે બાળે જો,
પીયુડો મારી પીડ ન જાણે, હરીને મળતાં ખાળે જો.
લાડસવાયાં લોકડીઆંમાં, સાવધાન થઇ ચાલું જો.
મારા સમજો મોહનજી મને, તમ સરખું નહી વહાલુ જો.
હમણાં હમણાં હેત વધાર્યું, પેહેલાં આવડું નહોતું જો,
પ્રીતમના સ્વામીને મળવા, સર્વે મેલ્યું સૂતું જો.

પદ. ૧૦૩

કાયાનો અહંકાર ન કરશો, કાયા કાચો કળશ્યો જો;
આજકાલ દીન પાંચ સાતમાં, ધુળ થઇને ઢળશો જો.
વેણુનું ઘર વણસી જાશે, માન કહ્યું તું મારૂં જો;
મૃગ તૃષ્ણા સાગરની લેહેરો, એવુ છે તન તારૂં જો.
દહીએ દૂધે દાડી સીંચે, સુધા અંગ લગાવે જો;
જતન કરી બહુ જાળવે કાંઇ, અંતે કામ નહી આવે જો.
વ્યાધી દુઃખ કલેવર કહીએ, કલેશ કેરૂં મૂળ જો;
મૂરખ તેમાં શું મોહ્યા છે, મુખમાં પડશે ધુળ જો.

જમરા ભમરા ફરે શીશ પર, કરશે ખેંચા તાણ જો;
પ્રીતમ પ્રભુનું ભજન કરી લે, જો ઇચ્છે કલ્યાણ જો.

પદ. ૧૦૪

અચેત તારી ઉંઘ ન ઉડે, માથે મરણ ગાજે જો;
ઘણા કાળ કુટાયો કુબુદ્ધિ, તોય લંપટ ના લાજે જો.
વિષય ભોગથી ભુખ ન ભાગી, ભૂત તણી પેરે ભમતો જો,
પોતાના ઉદરને અર્થે, અનેક જીવને દમતો જો.
શીળપણું સંતોષ ન આવ્યો, ઢોર તણી પેરે ધાતો જો;
ધનનો ઢગલો મૂકી દઈને, જઇ ખરસલું ખાતો જો.
પશુ પંખી થઈને પરવરતો, ઝાડ પહાડ અવતરતો જો;
આશા તૃષ્ણા લોભ ઇચ્છા, તેનો તાણ્યો ફરતો જો.
હવે હરીનું ભજન કરીલે, ભવનું ભટકણ ભાગે જો;
પ્રીતમના સ્વામીની સાથે, જો સાચો રંગ લાગે જો.

પદ. ૧૦૫

પરમારથનો અર્થ ન પ્રીછયો. તું તો પામર પ્રાણી જો;
મુનશા દેહ મુક્તિનો અવસર, તેની જુક્તિ ન જાણી જો.
પુરૂષ ખરો પણ પશુથી ખોટો, જીવ જનાવર જેવો જો;
જો ઇચ્છો ભવ તરવાને તો, હરિગુરૂ સંતને સેવો જો.
આપ આપ તે આપણું ને, રાખ રાખ તે રાખ જો;
ધન સામું ખરચી નવ જાણ્યું, જેવી મધની માખ જો;
અસત્ય જૂઠ દ્રવ્ય કર્યું એકઠું, તે તો કોઇક ખાશે જો.
અંતર સમે આવી દુઃખ પડશે, તે પ્રાણી પસ્તાશે જો;
શઠથી ભૂલ્યો દેખત ડુલ્યો, હરી મેલ્યા વિસારી જો.
પ્રીતમ પ્રભુનું ભજન કરી લ્યો, આનંદ અખંડ વિહારી જો.

પદ. ૧૦૬

આળપંપાળે અવસર વીત્યો, શુભ કારજ ના કીધું જો;
એક ઘડી એકાંતે બેશી, હરીનું નામ ન લીધું જો.
આવ્યો તો કાંઇ લાભ કમાવા, મુદ્દલ માંહી ગમાયો જો;
હરી હીરો મૂકીને મૂરખ, કોડી માંહી લલચાયો જો.
ધામ ધૂમ ધંધામાં ધાયો, ગાયો નહી ગીરધારી જો;
હુંકારે કાંઇ હાથ ન આવ્યું, સર્વસ્વ બેઠો હારી જો.

હરીના ભજન વિના બહુ ભમવું, મરવું ને અવતરવું જો;
પ્રીતમ પ્રભુનું ભજન કરીલે, તેથી તારે તરવું જો.

પદ. ૧૦૭

ચહવું તારે હરીને નામે, અવર નહી ઉપાય જો;
અનંતકોટી આગીયા પ્રગટે, પણ રવિ વિના રાત નાજાયજો.
લોહાનું કંચન કરે પણ, પારસ વિના નવ થાય જો;
શુદ્ધવિચાર વિના નવ સમજે, રાત દિવસશું ગાય જો.
સમજે સાધન થાય સેહેજમાં, વણ સમજે પચી મરવું જો;
ગાડે બેઠાં ગામ આવે, ન પડે ચેતન કરવું જો.
હરીગુરૂ સંત કૃપા કરે તો, જન્મ મરણ દુઃખ જાયજો;
પ્રીતમ પ્રભુના ભજન પ્રતાપે, કોઇ દીન કાળ ન ખાય જો.

પદ. ૧૦૮

સૂતાં બેઠાં શામળીયાજી, તાન તમારી સાથે જો;
બોલવું ન ગમે બીજા કોઇનું, નેહ વધાર્યો નાથે જો.
દાતણ કરતાં દર્શન પામું, ન્હાતાં નજરે આવે જો;
ભોજન વેળા ભેળા ભાળું, આનંદ ઊર ઉપજાવે જો.
વસુધા ઉપર વ્યાપક દેખું, ગગને જોઉ તો ગાજે જો;
દશે દીશા દીસે છે રમતા, સઘળે શામ બિરાજે જો.
સર્વે નિરંતર અંતરજામી, કાંઇક ઊરમાં આણું જો;
પ્રીતમના સ્વામીની સાથે, કોઇક માનુની માણું જો.

પદ. ૧૦૯

જોઇ વિચારી હું વરીવું, હવે ડગે નહી મન જો;
શામળીયાજી સરવસ સોંપ્યું. તમને તન મન ધન જો,
ત્રીભુવન વ્યાપક તેજ તમારૂં, નેહ નિરંતર કાધો જો;
અંતરનો અહંમેવ તજીને, પ્રેમ સુધારસ પીધો જો.
રસનો ચસકો રૂદીએ લાગ્યો, તે ટાળ્યો કેમ ટળશે જો;
જે સરીતા ચાલી સાગરમાં, તે પાછી કેમ વળશે જો.
એક પલક અળગો નવ મૂકું, હરી હૈયાનો હાર જો;
પ્રીતમનો સ્વામી શામળીયો, પ્રાણતણો આધાર જો.

પદ. ૧૧૦

આનંદકારી અખંડ વિહારી, આદ્ય પુરૂષ અવિનાશી;

એક પલક અળગાં નવ રહીએ, અમે તમારી દાસી જો.
મારૂં મન માન્યું તમ સાથે, કોઇ કહીને શું કરશે જો;
સિદ્ધ સતીને શૂરવીર નર, તે પાછા કેમ ફરશે જો.
થાકયાંના વિસામા પ્રભુજી, નાઠાંના મેવાસા જો;
શિવ વિરંચી સરખા સેવે, કમળા જેની દાસી જો.
ત્રિવિધિ તાપે તપી રહ્યા તેને ઠરવાનું ઠેકાણું જો;
કામનાઓના કલ્પદ્રુમ છો, નિર્ધનીયાં ધન જાણું જો.
શું કરશે સંસારી કહીને, તમ સંગાથે સાચું જો;
પ્રીતમના સ્વામી શામળીયા, કામ નથી કાંઇ કાચું જો.

પદ. ૧૧૧

પ્રપંચ મુકો મારા પ્રાણી, અંતે સાચ હશે તે ફળશે જો;
કોટિક આગીયા અજવાળું કરે, રવિવિના રૂજની કેમ ટળશેજો.
માયા મીઠી મોસરી ખાંડસી, મૂરખ માંખ થઇ નવ વળગ્યોજો;
તન તુટે પણ મન છુટે નહી, મુઠ મરે તોય ન રહે અળગોજો.
પ્રભુ પરમચતુર અંતરજામી, હરી તે કેના વાહ્યા કેમ જાશેજો;
કર્મ શુભ અશુભ કર્યાં હશે, અંતે આવીને હાજર થાશેજો.
મુસે હંસ તણાં પર કાતર્યાં, એવું મન આત્માનું હેતુ જો;
પ્રીતમ પોતાના અજ્ઞાનથી, દોષ પારકા દાસમાં લેવું જો.

પદ. ૧૧૨

આ અવસરમાં હરીને ઓળખો, જ્ઞાન પામવા તત્પર થાજોજો;
ચુકયો તો ચોરાશીમાં ગયો, એવું જાણી હરીગુણ ગાજોજો.
જેવો સ્વારથમાં શુરો થયો, તેવો પરમારથ આદરતો જો;
તો તું અવિચળ પદવી પામતો, શાને મરતો ને અવતરતો જો.
ઘરના સુખમાં શું રાચી રહ્યો, ઉમરડાં ફળ જંતુની પેરેજો;
હરી નાવનું બળ જાણ્યું નહી, લીધો ભવસાગરની લેરેજો.
હરી નામતણી નૌકા મળે, પ્રાણી સેહેજે પામે પાર જો;
પ્રીતમ જે પરમારથ પ્રીછશે, પુનરપિ નહી તેને અવતારજો

પદ. ૧૧૩

સ્મરણ કરને સચ્ચિદાનંદનું, મુકી મન તણો અહંકારજો;
આ સૌ જુઠી બાજી જાણજો, જેવો સ્વપ્નતણો વેહેવારજો.સ.
જેવા ઝુમાડાના બાચકા, જેવું ઝાંઝવાંનું નીરજો;

શીશુના સરખો સર્વે ખેલછે, ક્ષણમાં વણશી જાય શરીરજો. સ.
શેહેર ગુજરીની પેરે સર્વે મળ્યું, તેને વીછડે તે શું રેહેય જો;
માટે સમજીને સોદો કરે, તેણુ અંતે હાણુ ન હોય જો. સ.
હેતે પ્રીતે હરીને સંભારજો, એ છે તરવાનો ઉપાયજો;
પ્રીતમ પ્રભુનું ભજન નવ ભૂલીએ,તારો જન્મ કૃતારથ થાયજો.

પદ. ૧૧૪

જે જે જગતગુરૂ પરમાત્મા, તમારો મહીમાને શું કહીએજો;
એક જીવ્હાનો તે શો આશરો,શેષ સહુસ્ર મુખે પાર ન લહીએજો
અગમ નિગમ અનુમાને કહે, સરિતા પુરે વરષા વરતે જો;
ધુમ્ર દેખીને વહ્ની કહે, બાણ ચાલે પુરૂષની સરતે જો. જે.
સાગર તીરે જે ઉભા રહે, તે સો તટનું વર્ણન કરશે જો;
મહાજળ માપ્યામાં આવે નહી,તે તો અપાર કહી ઓચરશેજો
બાજી બાજીગરને શું લહે, પુત્ર પીતાને તે શું જાણે જો;
પ્રીતમ જે પરમારથ પ્રાછશે,તે તો અખંડ અભેપદ માણેજો. જે.

પદ. ૧૧૫

આવો મારા અંતર જામી સંત,
સુખડું લીજે આનંદસું અમો જો;
ભુજ ભરી ભેટું ભાવ ધરી ભગવાન,
ભવજળ તારણ નોકા છો તમો જો.
ઉજવળ નિર્મળ કોમળ શબ્દ રસાળ,
સાંભળતાંમાં સૌ સંશય ટળે જો;
પતીત પાવન પુરણ પ્રેમ દયાળ,
દરશન પરસનથી દુખડું ટળે જો.
દેવ મનુષ્યને દુર્લભ છે દેદાર,
સુરસુરી આદે ચરણરજ ચહાય છે જો;
જેનો મહિમા મોટો અગમ અપાર,
નિગમ નિરંતર જે જશ ગાય છે જો.
ભાવે ભેટયા મેટયાં ભવ દુઃખ ફંદ,
જનમ મરણનું જોખમ ખોઇને જો;
પ્રીતમ પ્રગટ પામ્યા પરમ આનંદ,
હરીગુરૂ સંત તણું મુખ જોઇને જો,

### પદ. ૧૧૬

સાંભળ સૈયર વહાલ પનાની વાત,
નાથ ભોવન અમારે આવીયા જો;
ભાવે ભેટી સુંદર વરની સાથ,
શામળીઓજી ભીતર ભાવીયા જો.
સુંદર મુગટ મનોહર કુંડળ કાન,
કેશરી તિલક કર્યું કરૂણાકરે જો;
ચંચળ લોચન ઉત્તમ કમળ સમાન,
વેણુ અધર ધરી ગોપીવરે જો.
ગુંજમાળ મણી કુસુમ કળીના હાર,
હરીને હાથે આભુષણ હેમનાં જો;
સુધા સરોવર નાભિ અંબુજ આકાર,
માનુની મન મધુકર રસ પ્રેમનો જો.
કટી કંદોરો સુંદર ઘંટીકા સાર,
ચિન્હ અષ્ટદશ જોઇ ચિતડાં હર્યાં જો;
કનક તપાવ્યું હોયે તેજ અપાર,
એવાં પીત વસન હરીએ ધર્યાં જો.
નેપુર વીંછીયા ઘુઘરડીનો ઘોર,
શોભા જોઇને સરવસ વારીએ જો;
પ્રીતમ પ્રભુ નાગર નવલકીશોર,
નીરખી રૂપ રૂદામાં ધારીએ જો.

### પદ. ૧૧૭

જગતનું સુખ ઝાકળનું છે પાણીરે જાણી લે;
વણશી જાતાં વાર નહી સત વાણીરે જાણી લે.
સીસાબાજી સંસારનો છે ખેલરે જાણી લે;
એમ વિચારી અહંકાર તું મેલરે જાણી લે.
જોતાં જોતાં જાવું છે તત્કાળરે જાણી લે;
રેહેંટતણી ગેડયો જેવી ઘટમાળરે જાણી લે.
એક ભરાયે એક ઠાલી થાય રે જાણી લે;
એક અવતરે એક મરીને જાય રે જાણી લે.
પરમારથને પંથે પગલાં માંડ રે જાણી લે;

કુડ કપટને છળવિદ્યા તું છાંડ રે જાણી લે.
પાપ પુન્યનો ઉત્તર દેવો પડશે રે જાણી લે;
જમકિંકર જ્યારે આવી અડશે રે જાણી લે.
માટે ગરવ તજી ગોવિંદ ગુણ ગાજેરે જાણી લે;
પ્રીતમ પ્રભુને ભજીને પાવન થાજે રે જાણી લે.

પદ. ૧૧૮

મિથ્યા માયામાં શું મોહ્યા મઢ રે ચેતી લે;
હું હું કરતો શું હીંડે છે હૂડ રે ચેતી લે.
કુબુદ્ધિથી તારૂં કર્તવ્ય કાંયે ન ચાલેરે. ચેતી લે;
હરીના હુકમ વિના તો તરણુ ન હાલે રે ચેતી લે.
મૂરખ મિથ્યા મમત કરે શું થાય રે ચેતી લે;
તુજથી તુટયો વાળ નવ સંધાય રે ચેતી લે.
મારૂં મારૂં કરતો જઇશ મરીને રે ચેતી લે;
મુનષ્યા દેહ તે મળવો નથી ફરીનેરે ચેતી લે.
મલીન માયા મૃગ તૃષ્ણાનું તોય રે ચેતી લે;
ઓસતણા મોતીના હાર ન હોય રે ચેતી લે.
અંજળીનું જળ ક્ષણું ક્ષણું ઓછું થાય રે ચેતી લે;
એણીપેરે આવરદા તારો જાય રે ચેતી લે.
આવો બનાવ બને નહી બીજીવારરે ચેતી લે;
પ્રીતમ પ્રભુને ભજતાં ભવનો પાર રે ચેતી લે.

પદ ૧૧૯

હું મારૂં તે સંસારનું છે મૂળ રે સમજી લે;
ક્ષણ ક્ષણ ચાલે સંશયરૂપી શુળ રે સમજી લે.
મારૂં તારૂં મટતાં ભવનો અંતરે સમજી લે;
સૌ શાસ્ત્ર પોકારી કુહેછે સંત રે સમજી લે.
કુમતણુ દ્રષ્ટાંતે આ વેરાટ રે સમજી લે;
પત્રતણી પેરે આવે જાયે ઘાટ રે સમજી લે.
કનકકુટ જેમ ઘાટ ઘડીને ભાગે રે સમજી લે;
એમ એને બ્રહ્માંડની વાર ન લાગે રે સમજી લે.
ઇંદ્રજાળ જેમ બાજીગરનો ખેલ રે સમજી લે;
કમર કોકડાં ગુંચાયાં ઉકેલ રે સમજી લે.
શું સૂતો છે અચેત આળસ આણી રે સમજી લે;

આયુષ્ય તારૂં ઓસતણું જે પાણી રે    સમજી લે.
સંસાર સુખથી રેહેજે સદા ઉદાસરે    સમજી લે;
જેમ મધુકર ન કરે ચંપક વન વાસરે    સમજી લે.
શ્વાસે શ્વાસે સમરણ કરજે સારરે    સમજી લે;
રખે ધરતો તું કેહુતણો અહંકાર રે    સમજી લે.
હરી નામ હીરો રૂદાયામાં રાખેરે    સમજી લે;
પ્રીતમ પ્રેમે પ્રેમ સુધારસ ચાખેરે    સમજી લે.

પદ ૧૨૦

રામ રસાયણ પ્રેમ ધરી જે પીએરે    માણી લે;
અમર થાય તે મળે નહી કોઇ કાળ રે    માણી લે.
અમર થાય તે મરે નહી કોઇ કાળ રે    માણી લે;
આપારહિત થઇ આપોપું સંભાળ રે    માણી લે.
અજર પ્યાલો અધર ફરે છે જેહરે    માણી લે;
મરજીવા હોય તે મુખ માંડી લેહરે    માણી લે.
આળસ નિદ્રા ભુખ તરસ સૌ ભાગેરે    માણી લે;
ત્રીભુવન પતિશું તનમાં તાળી લાગેરે    માણી લે.
અખંડ બ્રહ્મ જુગ્મે એકમેક થઇ જાયરે    માણી લે.
સાગર નીર ભળયું ન્યારૂં નવ થાય રે    માણી લે.
તેના સુખને અવર ના જાણે કોય રે    માણી લે;
અમૃતપાન કરી અતિ આનંદ હોય રે    માણી લે.
મહા મગન થઇ મુંગો મીસરી ખાયરે    માણી લે;
પતિનું સુખ સુંદરીએ કેમ કહેવાય રે    માણી લે.
શુદ્ધ વિચાર કરી સુખ માંહે સમાયોરે    માણી લે;
કહે પ્રીતમ તે રંગમાંહે રંગાયો રે    માણી લે.

પદ ૧૨૧

રસીએ રંગ વધારીયા, અતિ આનંદમાં,
મોહનજી મંદીર પધારીઆ, અતિ આનંદમાં.
દયા કરી દુઃખ ટાળીયું, અ૦ ભાવશું સન્મુખ ભાળીયું, અ૦
પ્રભુ પ્રેમે પરસન કીધલાં, અ૦ આજ અમને દરશન દીધલાં અ૦
બંધાવું તોરણ બારણે, અ૦ તન મન ધન કીજે વારણે, અ૦
ઉત્તમ આસન આપીયાં, અ૦ ભાવકેરાં ભોજન કરાવીયાં, અ૦

પય સાકર પ્રેમે પીજીએ, અ૦ સુખ બીડી નાથની લીજીએ. અ૦
સુખ સેજલડીનું સાર છે; અ૦ હૈડામાં હરખ અપાર છે, અ૦
હું રસબસ થઇ રસમાં રહી, અ૦ રંગમાં રજની વીતીગઇ,અ૦
પ્રીતમનો સ્વામી શ્યામળો, અ૦ અબળાપર અઢળક ઢળ્યો,અ૦

પદ ૧૨૨

તનની પીડા સૌ ટળી, મોહન મળતાં
મહા રસ વ્યાપ્યો વેળા વળી, મોહન મળતાં.
તન મન પલટયું તે વારનું, મો. સુખ દીઠું જીગદાધારનું,મો.
હૈડામાં હેત વધારીયું, મો. સે'જે સૌ કારજ સારીયું, મો.
આનંદે સુખ આપીયું, મો. દુઃખ જન્મો જનમનુ કાપીયું, મો૦
સંશયનું શૂળ સમાવીયું, મો. એનું રૂપ રસીલું ભાવીયું, મો૦
થઇ પ્રફુલ્લિત હેતે હૈયે, મો. રસ પ્રીતમ પ્રેમેશું પીયે, મો૦

પદ ૧૨૩

નવ રસના ભર્યા નાથજી. નૌતમ વયમાં;
રહે સદા અમારી સાથજી, નૌતમ વયમાં.
વદન સુધાકર સાર છે, નૌ૦ તે તેજ તણો ભંડારછે. નૌ૦
અધર અરૂણ ઓપે વળી નૌ. હાંસે દશન કુંદ કેરી કળી. નૌ૦
નાસા જળસુત સોહાવ્યું, નૌ૦ ભ્રુ મન્મથ ચાપ ચઢાવ્યું નૌ૦
નેણ બાણ તીખી અણી, નૌ૦ હેલામાં મન લેછે હણી, નૌ૦
રવિનંદક કુંડળ કાન છે, નૌ૦ રસીયાજી રૂપ નિધાન છે, નૌ૦
મૃગમદ ચંદન ટીકો કર્યો, નૌ૦મણીમુગટ લસીત છોગોધર્યોનૌ૦
નટવરની છબી જોઇને, નૌ૦ ભજ પ્રીતમ ચીતડું પ્રોઇને, નૌ૦

પદ ૧૨૪

શામ સોહાગી આવીયા, નવલે નેહે;
ભૂધરજી ભીતર ભાવીયા, નવલે નેહે.
નેણ ભરીને નિહાળીયા, ન૦ તન તાપ ત્રીવીધી ટાળીયા, ન૦
એનું રૂપ રસીલું જોઇને, ન૦ રહ્યું મનડું મારૂં મોહીને, ન૦
નવ અંબુજ નેણ વિશાળછે,ન૦શિર મુગટ કુંડલ ગળે માળછે,ન૦
પિતાંબર જામો જરકસી,ન૦રહ્યાં ચરણ કમળ ચિત્તમાં વસી,ન૦
પ્રીતમના સ્વામીને ભજું,ન૦ બીજું સૌ તુચ્છ કરી તજું,ન૦

પદ ૧૨૫

પામી પ્રેમ સ્નેહીને, પૂરણ પ્રીતે;
રસ પીધો ઉરપર લેઇને, પૂરણ પ્રીતે.
પ્રેમે પીઉજી માણીયો, પુ૦ જુગજીવન જુગતે જાણીયો, પુ૦
જે કારણ જોગી દેહ દમે, પુ૦ તે રસીયો અમ સંગે રમે. પુ૦
દીલ દેખી આવે ધસ્યો, પુ૦ તે ટાણે નહી અંતર કશો, પુ૦
જન પ્રીતમનો સ્વામી મળ્યો, પુ૦ ભવસાગર કેરો ભયટળ્યો, પુ૦

પદ ૧૨૬

સ્નેહ વધારી શામળો, રંગભેર રમતાં;
જેના દરશનથી દુખડાં ટળે, રંગભેર રમતાં,
કમળનેન કરૂણા ભર્યા, રંગ૦ જોઇ લાલે લાખેણાં કર્યાં, રં૦
રસ વ્યાપ્યો પુરણ પ્રીતમાં, રં૦ વાલો વશ્યો ચતુરવર ચિત્તમાં. રં૦
મન અટક્યું મોહનલાલમાં, રં૦ ખંત લાગી લાલજીના ખ્યાલમાં,
સખી સુખસાગર સેંજે ઉછળ્યો રં૦ મનગમતો વર મુજને મળ્યો.
પ્રીતમનો સ્વામી પ્રાણપતિ, રં૦ કેમ મૂકાય મારી વતી, રંગ૦

પદ ૧૨૭

પ્રાતળીયો પ્રાણ આધાર છે, ભાવે ભજીએ;
હાંસી હૈયાનો હાર છે, ભાવે ભજીએ.
વર વરવા સરખો છે સહી, ભાવે ભજીએ.
એ સરખો નર બીજો નહી, ભાવે ભજીએ.
પ્રેમીજન કેરો પ્રાણ છે, ભાવે ભજીએ.
સુંદર વર ચતુર સુજાણ છે, ભાવે ભજીએ.
એની રૂપ કળા ગુણ ચાતુરી, ભાવે ભજીએ.
છે મોહન રત માધુરી, ભાવે ભજીએ.
સુખસાગર નાગર નંદનો, ભાવે ભજીએ.
ગુણ પામી ગોકુળચંદનો, ભાવે ભજીએ.
પ્રીતમનો સ્વામી મન વશ્યો, ભાવે ભજીએ.
જેમ હીરો હાટકમાં રસ્યો, ભાવે ભજીએ.

પદ. ૧૨૮

સખી શામળીયો વર સાર છે, વહાલે વરીએ;
ગુણવંતો ગુણભંડાર છે, વહાલે વરીએ.
સૌ સુખદાયક લાયક હરી, વાહાલે વરીએ,

નિશદીન નિરખું નેણાં ભરી. વાહાલે વરીએ.
એનું રૂપ રૂદીયામાં રાખીએ, વાહાલે વરીએ.
સુખ જનમ કરમ જશ ભાખીએ. વાહાલે વરીએ.
એ સુખ આનંદનો ઓઘ છે, વાહાલે વરીએ.
ભૂધરજી ભજવા યોગ્ય છે, વાહાલે વરીએ.
પ્રીતમ રસ પૂરણ પીજીએ, વાહાલે વરીએ.
એને ચરણકમળ ચિત્ત દીજીએ, વહાલે વરીએ.

પદ. ૧૨૯

પ્રેમ સુધારસ પીજીએ, આનંદ રસીયો;
સૌ સોંપી લ્હાવો લીજીએ, આનંદ રસીયો.
કલ્પદ્રુમ તરૂણી તણો, આ૦ તે ફાલ્યો ફલ્યો છે ઘણો, આ૦
જુવતી જુગ સેવે સદા, આ૦ તેની સદા સમાવે આપદા, આ૦
ઇચ્છા ફળ ગુણમાં નામના,આ૦પુરે જેની જેવી મનકામના,આ૦
પ્રભુ પ્રીતમનો ચતુર શિરોમણી, આનંદ રસીયો.
આ તે અમર અખંડ વર એ ધણી, આનંદ રસીયો.

પદ. ૧૩૦ રાગ કાલેરો. પ્રભાતી.

જાણે નહી જગજીવન અભાગી, મરણ તણો ભય ગોટોરે;
કાચા કુંભ બરાબર કાયા, જેવો જળ પરપોટોરે જાણે.
કૌરવ કંસ જરાસંઘ રાવણ, દંતવક્ત્ર શિશુપાળરે;
એવા ગયા તેની નહી ગણતી, દેતા સાગર ફાળરે. જાણે.
મણીધરના મુખમાંહે, મીડકી માંખ્યને મારેરે,
એવો આ સંસાર ખેલ છે, વીરલા જ્ઞાન વિચારેરે. જાણે.
જગતજીવ ચતુરાનું ચવેણું, કંઇ ખાધા ને કંઇ ખાશેરે;
પ્રીતમ પ્રભુનું ભજન કરીલે, તે નર નિરભે થાશેરે. જાણે.

પદ. ૧૩૧

પરમારથ પીછો નહી પ્રાણી, ઇચ્છો આપ સ્વારથરે;
મૂઢમતિ માયામાં મોહ્યો, ખોયો જનમ અકારથરે. પર.
આપણી હોંસે હેઠમાં પેઠો, અચેત પામર પોતેરે;
કામધેનુનું પય ઢોળીને, શું જડ શ્વાની દોહોતોરે. પર.
રત્નપદારથ જન્મ ગુમાયો, ધાયો ધંધા માંહેરે;
કહે પ્રીતમ તે અંતની વેળા, કામ ન આવ્યું કાંયેરે. પર.

પદ. ૧૩૨

સાકુટ નરનો સંગ ન કરીએ, મરીએ મહા વિખ ખાઇરે;
પરવત ચઢી પડીએ પાવકમાં, તેથી દુષ્ટ દુઃખદાઇરે. સા૦
લેઇ સાણસા અંગ મરોડે, વીંછી તોડે તનરે,
સિંહ ખાયે ભાવે વસીએ ભુજંગમાં, પણ મળશો નહી દુરજનરે
દુષ્ટ નર તે કેને કહીએ, જેને હૈયે દ્વેષ ઘણોરે,
હરીગુરૂ સંતની કરે અવગણના, શત્રુ સૌ જુગ જીવતણોરે. સા૦
નહી આધિન ગુરૂ ગોવિંદને, જ્ઞાનહીણને ઘણું ગુમાનરે;
કહે પ્રીતમ તેને પરહરીએ, જેમ ખર શુકર શ્વાન સમાનરે. સા૦

પદ. ૧૩૩

જે મુખમાં નહી પ્રીત ચરણામૃત, તે મુખ ન હોય પવિત્રરે;
બળ્યા ઘરના ગોસ બરાબર, જેણે ગાયાં નહી ગોવિંદ ચરિત્રરે.
શુકર કુકર પ્રેતતણી પેરે, પોષ્યો પીંડ બહુ પાપેરે;
અડયા થકી સ્નાન ઉપજે, સદા અશુચી આપેરે જે.
મરીએ પણ સુપને નવ કરીએ, એવા પુરૂષનો સંગરે,
સંગ થકી સૌ સુકૃત નાસે, પડે ભજનમાં ભંગરે. જે.
કૃપા કરે ગુરૂદેવ દયાનિધિ, તેનાં તાળાં તુટેરે;
પ્રીતમ પ્રભુનું ભજન કરીલે, ભવનાં બંધન છૂટેરે. જે.

પદ. ૧૩૪.

સત્ય સુધા શ્રી કૃષ્ણ નામ છે, જે જન જુગતે ચાખેરે;
પ્રીત સહિત નિત્ય નેહધરી, હરીરૂપ રૂદીયામાં રાખેરે. સ૦
કોઇ કહે સુધા રહે સીંધુમાં, કોઇ કહે શશીમાં છે સહીરે,
કો કહે વનિતા વદન રહે જેમ કહે છે તેમ વાત નહીરે. સ૦
સાગરમાં હોય તો નહોય ખારો શશીકળા કેમ ઝાંખી હોયરે,
પીયુષ પ્રેમદાને વદન વસે તો પતિ પોતાનો નાશ ન હોયરે. સ૦
પ્રેમ પિયુષ મુખ વસે વૈષ્ણવને. પ્રેમ ધરે તેને રસ પાયરે;
કહે પ્રીતમ પીતાં હોય અમર, જન્મ મરણનું જોખમ જાયરે.

પદ. ૧૩૫

કુરમ કઇપેરે અંગ સમેટે, ઉપર દીસે નહી આકારરે;
જીવજંત જોઇને વળે પાછો, તેને એ ન મળે સંસારરે. કુ.
ઇંદ્રી દેવ વિષે ગુણ વૃત્તિ, સર્વ સંકોચ ન કીજેરે;

મોતી કાજ પડે મરજીવા, એમ અમીરસ પીજેરે. કુરમ.
જોગીનો જીવ જડે નહી જમને, કાળ રહેશીર કુટીનેરે;
અમૃતપાને કોટી થયા અમર, શું કરે રવિસુત કહીનેરે. કુ
રવિનાં કીરણ રહે જેમ રવિમાં, સરીતા સાયરમાં રહેરે;
કહે પ્રીતમ એમ હરીમાં હરીજન, નિમિષમાત્ર તે ન્યારા નરહેરે

પદ. ૧૩૬

આનંદકારી અચળ વિહારી, ગિરિવરધારી ગોકળચંદરે;
સુખસાગર નાગર ગુણસાગર, ગોપીવર ગોવિંદરે. આ૦
ઇંદ્ર કમળભુ શેષ સનકાદિક, નિગમ નિરંતર ગાયરે;
અગમ અપાર હરીનો મહિમા, કોણે કથ્યો નવ જાયરે. આ૦
ચિંતામણિ સુરધેનુ કલ્પતરૂ, જે સેવે શુદ્ધ ચિત્તે સારરે;
રિધસિધ મુક્ત ચતુરધા દાસી, સુખરાશી હરીનામ ઉદારરે. આ૦
પાપ તાપ દીનના ટાળે, અખંડ અભેપદ પામેરે;
કહે પ્રીતમ પ્રભુનામ સમરતાં, અનેક આપદા વામેરે. આ૦

પદ. ૧૩૭

લંપટરે તુંને લાજ ન આવી, મુરખમંદ અભાગીરે;
શાસ્ત્ર પુરાણ કહે સમજાવી, સમજણ શેષ ન લાગીરે. લં૦
શ્વાનપુંછ ને સાકુટનું મન, તે સુધું નવ થાય રે;
નીર વલોવે નવનીત ન મળે, શ્રમ કર્યો તે જાયરે. લં૦
કેસરી કુંજર કોઇ કરે વશ, વશિયરને વશ લાવેરે;
ચંચળ ચોર ચપળ મન જુઠું, કયમે કર્યું હાથ ન આવેરે. લં૦
દુષ્ટ પાપીષ્ટ ઇષ્ટ નહી એને, જેને દુરમત્ય ઝાઝીરે;
પ્રીતમ પ્રભુનું ભજન કરીલે, પરહર પ્રપંચ બાજીરે. લં૦

પદ. ૧૩૮

માયા સૌને મોહ પમાડે, હરીજનથી રહી હારીરે;
જેનો ધણી જોરાવર કહાવે, તેણે કાઢી નારીરે. માયા.
બાજીગરની બાજી માંહે, જંબુરો સૌ જાણેરે;
નાડીનો નાગ કરી દેખાડે, ભેદી ભેદ નવ આણેરે. માયા.
પીછાં કેરૂં કરે કબુતર, જોઇ જગત મોહ પામેરે;
ધૂળનું ધન કરી દેખાડે, સેવક ન ભૂલે ભામેરે. માયા.
હરીરસ અમલ અખંડ ખુમારી, જે પ્રેમે કરી પીશેરે;

/

કહે પ્રીતમ કારજ સર્યું જેહનું, કેમ બીજાથી બીશેરે મા.

પદ. ૧૩૯

જે જન હરીનું નામ ન જાણ્યું, તે પરતાયા પ્રાણીરે;
વેઠે વેણુ દળી તે પુરૂષે, મૃગજળ માયા માણીરે. જે.
ધન દારા સુત કુટુંબ કબીલો, મુઢમતિ શું મોહ્યોરે;
ચિંતામણિ પામ્યોમુનરયા દેહ,તે ખલભળમાં ખોયોરે. જે.
જન્મ ધરી જુગદીશ ન જાણ્યા, હરીરસ અમલ ન પીધોરે;
કહે પ્રીતમ એળે ગયો અવસર, એકે અરથ ન સીધ્યોરે, જે.

પદ. ૧૪૦

કાયારે તારી કામ ન આવે, જો કરે કોટી ઉપાયરે;
વણુશી જાતાં વાર ન લાગે, જો કુંદન કાપીને ખાયરે. કા૦
દેહનાં સ્નેહી સકળ સ્વારથીયાં, અંતે અળગાં રેહેશેરે;
એક ઘડી ઘરમાં નહી રાખે, કાઢો કાઢો કેહેશેરે. કા૦
પાંચ સાત દીન કોઇક સંભારશે, વળતી મુકશે વીસારીરે;
પોતે પોતાને મારગ લાગશે, કોણ પુરૂષ કોણ નારીરે. કા૦
સુપનાનું ધન જોયા સુધી, તેણે કાંઇ કારજ નવ થાયરે;
પ્રીતમ પ્રભુનું ભજન કરીલે, અમુલખ અવસર જાયરે. કા૦

પદ. ૧૪૧

કાયા કલ્પદ્રુમ સમ જાણો, શોભા વરણી ન જાયરે;
કર્મનાં મૂળ અનાદિ ઊંડાં, ફુલે ફળે સદાયરે. કાયા.
શાત શાખા શાખાડાળ દ્વાદશ, પત્ર છત્રીશ હજારરે;
આશાવેલ રહે નવપલ્લવ, પુષ્પ તણો નહી પારરે. કાયા.
જીવ ઇશ્વર પંખી બેઉ બેઠા, એક જોગી એક ભોગીરે;
જોગ ભોગ જુગતશું જીવે, ભોગી તે અતિ રોગીરે કાયા.
કાળ કુંજર કરે ધ્વંસ દ્રુમનો, ચૈતન્ય ચોકી રહેનેરે;
જન પ્રીતમ એવું જાણીને, નામ અમર ફળ લેનેરે. કાયા.

પદ ૧૪૨ રાગ પ્રભાત.

હરી હરી રટણ કર કઠણ કળી કાળમાં,
પઠણ પરીક્ષતનું રાખ પ્રાણી;
પરપંચ પરહરો સાચ રૂદીએ ધરો,
ઓચરો અમૃત વિમળ વાણી. હરી૦

માયાના પુરમાં વિશ્વ સૌ વહી ગયું,
નીરખવા નવ રહ્યા રંક રાજા;
બ્રહ્માના દિવસમાં કીટ ગણતી કશી,
ઉપજે ખપે બહુ જીવ ઝાઝા. હરી૦
અલ્પ સુખ સારૂં શું જીવ ફુલ્યો ફરે,
શીરપર કાળ રહ્યો દાંત કરડે;
પાંમરા પલકની ખબર નહી તુજને,
મૂઢ શું જોઇને મૂછ મરડે. હરી૦
કાળનું ચવેણું કીટ બ્રહ્મા લગે,
મોટા મહંત તે મર્મ પ્રીછે;
પ્રીતમ પ્રભુનું ભજન નવ ભુલીએ,
જો તારા આત્માનું કલ્યાણ ઇછે હરી.

પદ ૧૪૩

અચેત નર તારી ઊંઘ ન ઊડી, કાળ આવીને પોહોચ્યોરે;
એક પલકમાં પકડી લેશે, જાણે જન્મ્યો નહોતોરે. અચેત.
માત તાત સુત ભ્રાતને ભામની, એ સૌ ઠગની ટોળીરે;
સ્નેહ વધારી તારૂં સર્વસ લેશે, રેહેશો આંખ્યો ચોળીરે. અચેત.
સગાં સંબંધી સૌ સુખનાં બેલી, અંતે રેહેશે અળગાંરે;
એરે સહુ પુરવનાં રણીયાં, વેરી થઇને વળગ્યાંરે. અચેત.
માયા મોહ નદીમાં ડુબ્યા, અતીશે ડહાપણ ડાહ્યારે;
પ્રીતમ તે પુરૂષ જગ જીત્યા, જેણે હરીના ગુણ ગાયારે. અચેત.

પદ. ૧૪૪

જીભલડીરે તુને હરીગુણ ગાતાં, આવડી આળસ કયાંથીરે;
લવરી કરતાં નવરી ન મળે, બોલી ઊઠે સૌ પેહેલીરે. જીભ.
પરનિંદા કરવાને પૂરી, શૂરી ખટ રસ ખાવારે;
ઝગડો કરવા જાહેર ઝુઝે, કાયર હરીગુણ ગાવારે. જીભ.
ઘર લાગ્યા પછી કુપ ખોદાવે, આગ એ કયાં ઓલવાશેરે;
ચોરો તો ધન હરી ગયા પછી દીપકથી શું થાશેરે. જીભ.
તલ મંગાવો ને તુલસી મંગાવો, રામ નામ લેવરાવોરે;
પ્રથમ તો મસ્તક નહી નમતું, પછી શું નામ સુણાવોરે જીભ.
હરી નામ લેતાં દામ ન બેસે, કામ ખડે નહી કરવુરે;

સેહેજે પંથનો પાર જ આવે,ભજન થકી ભવ તરવું રે.જીભ.
જેનું નામ જપે જોગેશ્વર, શંકર શેષ વિરંચીરે;
કહે પ્રીતમ પ્રભુ નામ વીસાર્યું, તે પ્રાણી પરપંચીરે. જીભ.

પદ. ૧૪૫ રાગ પ્રભાતી.

કોણ કરમે કરી હરી ગયો વીસરી,
ધરી ધરી દેહ દુઃખ પામ્યો પ્રાણી;
નિર્લજ તુજને લાજ આવે નહી,
શું બેઠો હૈડામાં હરખ આણી. કોણ.
ભુવન એ ભાસકી હેઠ સુત સુંદરી,
દામ ડહુકલા લેજો જાણી,
માયાનો માર માથાપર બહુ પડે,
ફેરવ્યો અહંકારે ચારે ખાણી. કોણ.
મરી મરી અવતર્યો મૂઢ થાકયો નહી,
થાકયા જમદૂત કરી ખેંચતાણી;
કુકર પૂછને વેદ કોટી મળે,
સુધ ન થાય એ વેદ વાણી. કોણ.
વાંસને વાસ લાગે નહી ચંદનની,
મુંજ ભીજે નહી અંગપાણી;
પ્રીતમ પ્રતીત આવે નહી,
જો સમજાવે શીવ સારદ રાણી. કોણ.

પદ. ૧૪૬

શે નથી સમજતો મુરખ માનવી,
જાય પલક તે પાછી નાવે;
ઘડી ઘડી છીન છીન ઘટત ઘટત રહે,
આયુષ્ય અંજલીનું નીર કહાવે. શે૦
કુંભ કાણો કરી મુસ્તક મૂકીએ,
વાર લાગે નહી થાય ઠાલો;
એણીપેરે જીવનું જીવત જાણજો,
ચતુરનર ચિત્તમાં ચેતી ચાલો. શે૦
શ્રવણ મેલાં થયાં નિંદા બહુ સાંભળી,

નેત્ર મેલાંજ પરનારી નીરખી;
જીભ્હા ઝાંખી પડી જૂઠું બહુ બોલીને,
મનમેલું મહા મોહ હરખી; શે૦
સર્વ અંગે કરી ભેટીએ શ્રીહરી,
તે અંગે દોષ બીજા કમાયો;
પ્રીતમ પુરૂષ તે જગ જીતીગયા,
સંસારમાં જેણે શ્રીનાથ ગાયો. શે.

પદ. ૧૪૭

સ્મરણ છે સાચુંરે હરીનું સ્મરણ છે સાચું;
સ્મરણ કરશે તે ભવજળ તરશે કામ નથી કાચું. સ્મરણ. ૧
જે મુખથી હરી નામ ન નીસરે, બાળ તેનું ડાચું;
કર્મ જાળના કુટારામાં તે પડશે પાચું. સ્મરણ. ૨
વ્યાપક અખંડિત બ્રહ્મચરાચર જોઈને રાચું;
પ્રીતમ પ્રભુજીની કથા તે દીન રજની વાંચું. સ્મરણ. ૩

પદ ૧૪૮

પ્રભુને પરહરી જે કોઇ અન્ય વાણીને ગાવે;
આંધળો વણુને વાંસે વાછડું ચાવે. ટેક. ૧
કાળ સ્વરૂપી વાછડું કહીએ, આવરદા ચાવે,
દહાડે દહાડે મૃત્યું તારૂં ઢુંકડું આવે; પ્રભુને. ૨
વેશ પેર્યા પણ દેશ ન આવ્યો, બદલામું બેઠું;
મંઝારી કાઢતાં ઘરમાં ઊંટીયું પેઠું. પ્રભુને. ૩
આવ્યો તો તું સાચે વહાડે, થયો જુઠારે બોલો;
વિશ્વંભર વીસારી ગાયો મારૂ ને ઢોલો, પ્રભુને. ૪
દયારૂપક તું જીવ ના ગાયો પ્રભુને મૂકી,
આગે હુતો વાયુ છેલ્લો લીધી રેચની બુકી. પ્રભુને. ૫
પ્રભુને વિમુખ જીવે કાંઇએ નવ જોયું,
આવીતી ભલી ભલસરા બીજ બાવળનું બોયું. પ્રભુને. ૬
મનખા સ્વરૂપી મશરૂ જીવે, એળે વગોયું;
કહે કૃષ્ણુ પોત બગડ્યું ત્યારે સૂતર ખોયું. પ્રભુને. ૭

પદ. ૧૪૯

જાગીને જપીએરે હરીને જાગીને જપીએ;
જાગ્યાવિના જે જે કરીએ તે ઘેલામાં ખપીએ. ટેક. ૧
જાહેર બેશીને હરી જશ ગાઈએ, શું કરવા છપીએ;
દુરીજનીયાંનાં વચન સાંભળી,તાપે નવ તપીએ. જાગીને ૨
તન મન ધન અંતરજામીને, આપ તજી અર્પીએ;
પ્રાણ ગયા પણ પૃથ્વીનું જળ, ન પીવું બપૈયે. જાગીને. ૩
અનન્યપણે ઇશ્વરને ભજતાં, સૌ દુઃખડાં ટળશે,
પ્રીતમનો સ્વામી પ્રેમ સનેહી, આવીને મળશે. જાગીને. ૪

પદ. ૧૦૫

અનેક જન્મનો ઊંઘ્યો પ્રાણી, કેમ કરી જાગે.
કર્મઘેનનું ઘારણ પડીયું, નિદ્રા નવ ત્યાગે. ટેક. ૧
મલીન અંતઃકરણમાં અંધારૂં, અજવાળું ન મળે;
ઇંદુ અર્કને પીળો દેખે, પોતાને કમળે અનેક. ૨
માયા મોહ મદીરા પીધી, મદ ભરીઓ આગે;
સદ્‌ગુરૂની શીખામણ એને કઇ પેરે લાગે. અનેક. ૩
મરમ ન જાણે મુરખ પ્રાણી માયા સુખ માગે;
પ્રીતમ પ્રભુનું ભજન કરે તો ભવ ભટકણ ભાગે. ૪

પદ. ૧૫૧

રામજી સત્ય છે સુણ સાચું કહું તુજને, એક વાતલડી ચિત્ત ધરજેરે;
જો સુખ ઇચ્છે આપણું તો, સંત સમાગમ કરજે રે.
સતસંગે સુખ છે ઘણું, દુઃખ કોટી જનમનું કાપેરે;
જીવતણી બુદ્ધિ પાલટે, શુદ્ધ જ્ઞાન જથારથ આપેરે.
શીતળ નિર્મળ સંતની, કાંઇ વદન સરોજની વાણીરે;
સાંભળતાં સંશય ટળે, મળે પ્રેમે સારંગપાણીરે.
સદ્‌ગુરૂ શબ્દે સંસાર છુટીએ, જમકીંકરનો ભય ભાગેરે;

નૌકા સ્વરૂપી સંત છે, ભવ તરતાં વાર ન લાગેરે.
એવી સંગત સંતની, તન મનના તાપ નિવારેરે;
પ્રીતમ પૂરણ પ્રેમશું, સુખસાગર સ્નેહ વધારેરે.

પદ. ૧૫૨

સંતવિના સંસારમાં, કોઇ હરીનો મરમ ન જાણેરે;
શ્રીસુખ મહિમા સંતના, પ્રભુ પૂરણ પ્રીતે વખાણેરે.
નારદ પ્રત્યે નાથજી, તે સંતતણા જશ ભાખેરે;
સંત મને વહાલા ઘણા, નિત્ય નામ રૂદીયામાં રાખેરે.
સંત સદા સુખ ધામ છે, મારે રહેવાનું નિરધાર રે;
સંતની રક્ષા કારણે, ધરૂં અવનીમાં અવતારરે.
અરસ પરસ રહું એકમાં, જેમ સાકરમાં મીઠાઇરે;
પુષ્પ મધ્યે જેમ વાસના, તેમ સંતમાં સહુ સમાઇરે.
તરૂણ તેજ ન્યારૂં નહી, કનક કુંડળ ભીન્ન રૂપરે;
જળ તરંગ નહી જુજવાં, એમ સંત તે મારૂં સ્વરૂપરે.
સંત ચરણ રજ વંદશે, તે સર્વ શિરોમણી થાશેરે;
શીવ વિરંચી શારદા, તે સંતતણા ગુણ ગાશેરે.
મૂળે પાણી સીંચતાં, ફળફુલ પાંદડે ફરશેરે;
જે સંતોખે સંતને, તેને સઘળાં કારજ સરશેરે.
સંતતણો મહીમા ઘણો, તે કોઇ વીરલા જન જાણેરે;
પ્રીતમ પુરણ પ્રેમશું, પ્રભુ સંતના સુજશ વખાણેરે.

પદ. ૧૫૩

સંત તે તીરથ રૂપ છે, માંહે રામ સુધાજળ ભર્યુંરે;
વચન લેઇ આનંદમાં, તન પરસે પાતક હર્યુંરે.
સાધુ ચંદન બાવના, સેવે તે શીતળ થાયરે;
તાપ પાપ ભવ આપદા, સૌ દુકીત દૂર પળાયરે.
કામધેનુ ચિંતામણી, મનકામના પૂરણ થાય રે;
હૃદયકોમળ નવનીતથી, પર તાપે ઓગળી જાયરે.
સંત સજીવન ઔષધી, ભવરોગના તાપ નિવારેરે;
સંસાર અપાર સમુદ્ર છે, એક પલકમાં પાર ઉતારેરે.
સંત વચન બિંદુ સ્વાતીનું, મન છીપમાં મુક્તા થાયરે;

પ્રીત સહિત ચિત્ત પ્રોઇલે, તેનું જનમતણું દુઃખ જાયરે.
જે જાણે સુખ સંતનું, તે પળભર સંગ ન છાંડેરે,
પ્રીતમ પૂરણ પ્રીતડી, તે મન ક્રમ વચને માંડેરે.

પદ. ૧૫૪ કાફી.

પ્રીત વિના પ્રભુ દૂર છે; તમે જો જો જુક્તિ કરીનેરે;
શુદ્ધ પ્રેમ જેને પ્રગટે, તે ભાવે ભેટે હરીનેરે.
પ્રીત જુઓ વ્રજનારની, જેણે વશ કીધા વનમાળીરે
તન મન સદા વિસાર્યાં, લોક લાજ મરજાદા ટાળીરે.
સાચી પ્રીત એક મીનની, તે નીર વિના નવજીવેરે;
જુઓ પ્રીત પતંગની, તે દેહ દહન કરે દીવેરે.
ચિત્ત ચોંટયું ચકોરનું ચંદ્રશું, તે પ્રીતે પાવક પ્રાસેરે;
રવી રહે લખ જોજને, જળ મધ્યે પ્રકાશેરે.
પય પાણીને પ્રીતડી, એક મેક થઇને જાયરે;
આપ બળે પય ઉગરે, તે સાચો સ્નેહ કહેવાયરે.
પ્રીત જુઓ પંખી તણી, જળ ચાતક ચંચ ન બોળેરે;
અંબુ પીએ આકાશનું, અવનીનું નીર ન ડોળેરે.
નર માદા મોતી જુઓ, શત જોજનપર વેચાયરે;
આવી મળે તે એકઠાં, અધક્ષણું અળગાં નવ થાયરે.
પ્રીતમ એવી પ્રીતડી, ગુરૂ સંતની સાથે સાચીરે;
તે પૂરણ પદ પામીયા, કાંઇ કહેણી ન રહી કાચીરે.

પદ. ૧૫૫

સખી શામ કીશોર કુંવર જોને, કુંવર જોને, કુંવર જોને;
એનું મુખ જોઇ મનના વિકાર ખોને, સખી૦ ટેક.

વસુદેવને દેવકીના સુત કહાવે,ધનુષ્ય જાગ જોવા આવે; સખી.
કાલ કુબજાનું ચંદન લીધું,તેને રૂપ કમળા સરખું કીધું. સ૦
હતા નંદરાય ઘેર ગોકુળમાં, મઘવાનું માન હર્યું પળમાં સ૦
નિત્ય નિત્ય નીરખે નાર વ્રજની,લોચન સફળ કરો સજની સ૦
રસીક શિરોમણી રંગ રસીયો, પ્રીતમને સ્વામી મન
વસીયો. સ૦

પદ ૧૫૬

જુએ જુવંતી ઝરૂખે જાંખીને, જાંખીનેરે જુએ ઝાંખીને;
કહે પરસ્પર પાંખીને, જુએ જુવંતી ઝરૂખે જાંખીને.
કરે માનુની મનોરથ મધુપુરની,છબી નેહે નીરખે નાથ નટવરનીજુએ
મોર મુગટ કુંડળ વનમાળ, નખ શીખ સુંદર રૂપ રસાળ, જુ.
તડીત સમાન પીત પટ રાજે, શોભા જોઇ મન્મથ લાજે; જુ.
અમૃત દૃષ્ટિ ગંભીર ધેરી, સૌ કોઇ કહે કંસના વેરી; જુએ.
જ્યાં જ્યાં જાય શ્યામ સુખરાશી, મોતીડે વધાવે પુરવાશી;જુએ.
વરવા જોગ સખી આ વર છે, સુંદરતાનો એ સાગરછે; જુએ.
માત તાતને કોણે ભરમાવ્યાં, અવર પુરૂષને પરણાવ્યાં; જુએ.
અવર બીજું સખી શું કરીએ પ્રીતમના સ્વામી પ્રેમે વરીએ;જુ.

પદ. ૧૫૭

ઓ આવે રે ઓ આવે, અલબેલો આનંદ રસીઓ
સુંદર સ્યામ સલુણા સજની, મોહનજી મારે મન વસીઓ; ઓ
કરમાં ગેડીને કમળ ફેરાવે, શીર સોહે ફેંટો ફુલ ભર્યો;
શ્રી ગીરીરાજ ધર્યો નખ ઉપર, ઇંદ્ર તણો અહંકાર હર્યો. ઓ.
બકી બકાસુર શકટ તૃણાવત, ધેનુક વછાસુર પ્રલંબ હણ્યો;
કાળી દૂર કીધો દાવાનળ પીધો, કેશી કંસને કીટ ગણ્યો. ઓ.
કલ્પદ્રુમ વ્રજ જુવતી કેરો, સંત તણો સુખકારી રે;
પ્રીતમનો સ્વામી પ્રેમ સ્નેહી, નટવર નવલ વીહારીરે, ઓ.

પદ. ૧૫૮

ચાલ સખી જોવાને જઇએ, જીવન જોવા સરખોરે;
રૂપ કળા ગુણ લક્ષણ પુરણ, નેણ ભરી ભરી નરખોરે. ચા.
ઘેર ઘેરથી ગોપી જન નીસર્યો, કર ધરી કંચન થાળરે;
અગર કપુરે આરતી સાજી, સુંદર રૂપ રસાળરે. ચાલ,
પય પકવાન મીઠાઇ મેવા, બીડાં બહુ તાંબુલ તણાં;
અધર રસ અરપે અંગ સમરપે વ્રજ જુવતીનાં જુથ ઘણાંરે.ચા.
કામની કનક કમળ વનફુલ્યું, મધ્ય મધુકર મોહનલાલરે;
પ્રીતમનો પ્રભુ પરમ સ્નેહી, ભક્ત વત્સળ પ્રતિપાળરે. ચા.

પદ. ૧૫૯

સુરભી સંગ શામળીયો આવે, જેમ ઉડગણમાં ઇંદુરે;

બાળ મરાળ વિશાળ મંડળી, ચરણ કમળ રજ વંદુરે સુ.
ફુલી કમળ ધ્વજ જવ જાંબુ ફળ, ચિન્હ ખટદશ જોયરે;
હાટક તડિત ઉડીત રવિ રંગે અંગ પીતાંબર સોયરે. સુ.
કેસરી લંક અલંકૃત ભૂષણ, ભુજ અંબુજ નખ જોતીરે;
વદન સુધાકર સુંદર શોભે, શ્રમ નિરમળ મોતીરે. સુરભી.
અરૂણ અધર ધરી મધુર મોરલી, પ્રેમે પાસ બોલાવેરે;
રસ ભર્યાં લોચન ભવભય મોચન આનંદ અતિ ઉપજાવેરે. સુ.
રવિ નિંદક કુંડળ કરણ શોભે, મદન કોટીક છબી છાજેરે;
કુટીલ કેશ આનન અંબુજપર, મધુપ મંડીલ બીરાજેરે સુ.
મૃગમદ ચંદન તિલક બિરાજે, તેનું તે તેજ અપારરે;
મણીમય મુગટપર મોર ચંદ્રીકા, ઈંદ્ર ધનુષ આકારરે. સુરભી.
નખ શીખ રૂપ નાથનું નીરખી, રાખ્યું રૂદીયા માંઝારરે;
પ્રીતમનો સ્વામી પરમ સ્નેહી, પ્રાણ તણો આધારરે. સુ.

પદ ૧૬૦

સુંદર રૂપ રસીકવર કેરૂં, કોટીક મન્મથ લાજેરે;
કમળ વદન અંબુજ આંખલડી, ભાલ તિલક રંગ રાજેરે. સુંદર
મોર મુગટ મકરાકૃત કુંડલ, કર શીરોરૂહ સોહેરે;
નાભી નલીન નવલ પદપંકજ, મુનીમન મધુકર મોહેરે. સું.
કુસુમહાર શણગાર શોભીતા, નીરખી નેણ ઠરાયેરે;
પ્રીતમનો પ્રભુ પરમ સ્નેહી, ભેટે ભવદુઃખ જાયેરે. સુંદર

પદ ૧૬૧

નિર્મળ નામ નિરંતર લેરે, રામ અનંત મુકુંદ મોરારી,
શ્રી ગીરીવરધારી ગોવિંદ તેહરે; નિરમળ ટેક.
કેશવ કૃષ્ણ કૃપા નિધિ માધવ, સંભારે સૌ શોક હરેરે, નિર્મળ.
શ્રીવર સુંદર સ્યામ મનોહર, રૂપ અનેક થઇને રમેરે નિર્મળ
નારાયણ મધુસુદન મોહન, ત્રીભુવન તારણ ત્રીકમ છેરે. નિ.
પ્રીતમ પ્રીત સહિત મન ભાવે, રાત દિવસ હરી રંગમાં
રહેરે. નિર્મળ.

પદ. ૧૬૨

નામવિના ગતિ મુક્તિ નહીરે,

સહસ્રાનન ચતુરાનન શંકર,
સાંખ્ય સંત શ્રુતિ આગમ કહીરે, નામ વિના.
અજામેળ ગજ ગીધ વ્યાઘ્ર કપી,
ગુણુકા વિમાન ચઢી ગગન ગઇરે. નામ.
નામ આધાર તરે જળધર મહીધર,
મૂઢમતી મન સમજ સહીરે. નામ.
તપ તીરથ વ્રત દાન જગ્ન ફળ,
નામ સમોવડ નાવે એહીરે. નામ
રામ નામ સૌ માંહે શિરોમણુ,
ભજ પ્રીતમ રસરૂપ થઇરે નામ.

પદ. ૧૬૩

રામ સુધારસ જે જન પીપે, અદ્યાપિ સિદ્ધ નવનિધ મુક્તિ,
ચતુરધા ચાર પદારથકું નહીં છીવે. રામ.
બ્રહ્મ પ્રકાશ હોય ઘટ ભીંતર, તીમીર ટળી જાય અમીરસે દીવે;રામ
જરાન જંપે કાળ ન વ્યાપે, અમર જુગોજુગ તે નર જીવે; રામ.
ધ્રુવ પ્રલ્હાદ નારદ સનકાદિક, અજર પીયાલો પીધો શીવે; રામ.
કહે પ્રીતમ થયા તે તદ્દવત, જમકીંકરથી કો નવ બીવે; રામ.

પદ. ૧૬૪.

તું તારૂં તન દેખ તપાસી, મટે મોહ મમતા મદ માયા.
તો કાયામાં કેદાર ને કાશી, તું તારૂં તન દેખ તપાસી.
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુરીયા, રોમ રોમ રહ્યો પ્રકાશી. તું.
તું છે સુક્ષમ કારણુનો દ્રષ્ટા, આનંદ રૂપ અખિલ અવિનાશી. તું.
છઠ પીઠકું લાટક સાટક, ભમર ગુફા બ્રમરંધ વિનાશી. તું.
આઠે પોહોર રહે એ સુખમાં, પ્રીતમ તેહની ટળી ચોરાશી. તું.

પદ. ૧૬૫

હરીનો મારગ છે શૂરાનો, નહી કાયરનું કામ જોને;
પ્રથમ પેહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત વીત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને.
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડયા મરજીવા જોને.
મરણુ આગમે તે ભરે મૂઠી, દીલની દુગ્ધા વામે જોને;

તીરે ઉભો જુવે તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમ પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને.
માંહી પડયા તે મહા સુખ પામે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહી સેહેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દીન નીરખે જોને.

પદ. ૧૬૬

સંત સમાગમ જે જન કરશે, તેને પ્રગટે પ્રેમ જોને;
જે ધાતુને પારસ પરસે, તે તો હોયે હેમ જોને.
કથીર કાંસુ હેમ ન હોયે, કોટી પારસ પરસે જોને;
શુન્ય છીપ તે ઉપર નાવે, સોમણ સ્વાતિ વરસે જોને.
અચેતને ઉપદેશ ન લાગે, શીવ બ્રહ્મા સમજાવે જોને;
જેનાં અવળાં અંતઃકરણો, તેને સમજણ નાવે જોને.
કુબુદ્ધિ કાળપ જેને રૂદે, તેને ન લાગે રંગ જોને;
અડદ ઉજળા કયમે ન થાયે, જઇ ઝબોળે ગંગ જોને.
કુશકા કુટેથી શું થાય, કણ ન જડે તેમાંથી જોને;
મંદ અભાગી મૂરખ નરને, સમજણ આવે કયાંથી જોને.
પાપીને પ્રબોધ ન કરીએ, મૌન ગ્રહીને રહીએ જોને;
કહે પ્રીતમ તુલસી દળ તોડી, પ્રેત ન પુજવા જઇએ જોને.

પદ. ૧૬૭

સંત કૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને;
શ્વાસો શ્વાસે સ્મરણ કરતાં, પાંચે પાતક જાય જોને.
કેસરી કેરે નાદે નાસે, કોટી કુંજર જુથ જોને;
હિંમત હોય તો પોતે પામે, સઘળી વાતે સુથ જોને.
અગ્નિને ઉધઇ ન લાગે, મહામણીને મેલ જોને;
અપાર સિંધુ મહાજળ ઊંડાં, મરજીવાને મન સ્હેલ જોને.
બાજીગરની બાજી તે તો, જંબુરો સૌ જાણે જોને.
હરીની માયા બહુ બળવંતી, સંત નજરમાં નાણે જોને.
સંત સેવતાં સુકૃત વાધે, સ્હેજે સીજે કાજ જોને;
પ્રીતમના સ્વામીને ભજતાં, આવે અખંડ રાજ જોને.

### પદ. ૧૬૮ ગરબી.

ગુરૂ બ્રહ્મનાં ચરણ ઉપાસીએ, સે'જે શોક સમૂળો જાય;
વચન સત્ય માનીએ.
જે કોઇ પ્રેમે પાંએરે પગ ધોઇને, ઉઠ ક્રોડ તીરથ તેને થાય, વ.
જગ્ન લક્ષ તે પ્રેમ પ્રસાદમાં, ભુક્તિ મુક્તિ તે સે'જમાં હોય. વ.
જે કોઇ પ્રીતે કરીને પ્રવર્તશે, દેહદર્શી દેખે નહી કોય; વ.
શુદ્ધ ચૈતન્ય સાક્ષી તત્ત્વમસી, સદા સ્મરણ એકરસ જ્ઞાન; વ.
આઠે આવરણ પાર પરમાત્મા, નહી આદ્ય મધ્ય અવસાન; વ.
રૂપ રમણ સગુણ સોહીએ સદ્ગુરૂ,જેને નિગમ નિરંતર ગાય,વ.

### પદ ૧૬૯

એવો અખંડ અમર વર હું વરી, ફરી પડવું નહી ભવફંદ; અ.
જેનું રૂપ સ્વરૂપ સોહામણું, ઘણો અખીલ લોકનો આનંદ.અ.
જેને વરવા તીરથ તપ આચરે, ધરે ધ્યાન તે જોગ વૈરાગ્ય અ.
કરે કાશી કેદાર હિમાળે ગળે; તજે રાજ સર્વ સુખ ત્યાગ. અ.
વરતી ત્રણ લોકમાં કોઇક આચરે, એવા શૂરવીર દૃઢ ધીર. અ.
ભૂમી ગૌપદ ગગન ગુંજામણી,સાત સાગર અંજળીનું નીર.અ.
ખેલી ખેલ બનાવે બહુ ભાતના,કાઢી શકે નહી સતી કેરો વેશ.અ.
સતી સ્વાંગ ધરે તે નિશ્ચે બળે, કરે પાવક માંહી પ્રવેશ. અ૦
પ્રેમે પામી પતિ પરમાત્મા, રહી રૂપમાં એક રસ લીન. અ.
સ્વામી પ્રીતમનોરે સભર ભર્યો, સિંધુ અમૃતમાં મનમીન. અ.

### પદ. ૧૭૦

શું કર્યું ગીતા ગાઇનેરે,
તેં શું કર્યું ગીતા ગાઇને; ટેક.
પોથી વાંચીને પરમારથ ન કીધોરે,
રહ્યો આપ સ્વારથ સ્હાઇને રે; તેં
પરને પરમોધ્યો ને આપ ન શોધ્યો રે,
ઝીક પડી પંડીતાઇને રે; તેં
ભાગવત ભાખે ને હેત રૂદિયે ન રાખે રે,
ધનને કાજે મુઓ ધાઇને રે. તેં
જેમ ભુજંગને માથે મણિછે રે,

તેને તેજે જીવે જીવ ખાઇને રે; તે
ભણ્યો ખરો પણ ભેદ ન જાણ્યો રે,
કુટુંબ પોષ્યું કમાઇને રે. તે
મન મેલું તેને માંજી ન શકયો રે,
ટાળી નહીં કર્મ કસાઇને રે; તે
કહે પ્રીતમ પોતાને ડહાપણ રે,
હરિ હીરો તે હાથથી ગમાઇને રે. તે

પદ ૧૭૧

તું તો રામ રટણ કર રંગમાં,
હવે રાખ હરિ સાથે હેત;
અવસર આવો નહિ મળે. ટેક.
વિષય ભુતે તે તુજને ભમાવીઓ,
ક્ષણું એક બેઠો નહિ ઠરી ઠામ, અવસર.
ખોટા ખેલમાં શું રે ખુંચી રહ્યો,
ઉઠ આળસ મેલ અચેત. અવસર.
પ્રાણી પરપંચમાં શું પચી રહ્યો,
માની સ્વપ્ન તણું સુખસાર; અવસર.
કાળ ખાશે જે કેશે કહ્યું નહિ,
નથી માનતો ગાફલ ગમાર; અવસર.
અંતે રંગ પતંગ જાશે ઉતરી,
કાચી કાયા નહિ આવી કશે કામ. અવસર.
તું તો સ્મરણ કરજે શુદ્ધ ભાવશું,
ટાળી તન મન કેરા વિકાર; અવસર.
ભજો પ્રીતમ બ્રહ્મ સ્વરૂપને,
જેનો મહિમા છે અગમ અપાર; અવસર.

પદ ૧૭૨

સંત પારસ ચંદન બાવના,
કામધેનુ કલ્પતરૂ સાર; સમાગમ સંતનો; ટેક.
એક સમજમાં રે અંતર ઘણો,
તરૂ પારસ ત્રણ પ્રકાર; સમાગમ.
એક પારસથી રે પારસ બને,

એક પારસથી હોયે હેમ; સમાગમ.
એક પારસ લોહને કુંદન કરે,
સો વર્ષે એમનું એમ; સમાગમ.
એક ચંદનથી વીખ ઉતરે,
એક ચંદને અગ્નિ ઓલાય; સમાગમ.
એક તલભર તેલમાં જો પડે,
ફરી તેલ તાતું નવ થાય; સમાગમ.
સર્વે સેના શુરી નવ જાણવી,
સર્વે નારી સતી નવ હોય; સમાગમ.
સર્વે ગજશીર મોતી ન નીપજે,
તેની જુક્તિ વિચારીને જોય; સમાગમ.
જ્ઞાનહિણા ગુરૂ નવ કીજીયે,
વંઝા ગાય દોયે શું થાય; સમાગમ.
કહે પ્રીતમ બ્રહ્મવિદ્ ભેટતાં,
ભવ રોગ સમળો જાય. સમાગમ.

પદ. ૧૭૩

તું તો રામ રટણ કર રંગમાં,
તારા અંગમાં ઉપજે આનંદ; ગોવિંદ ભજ ભાવશું. ટેક
પરમારથ અર્થ વિચારીયે,
તજ સ્વારથ માયાનો ફંદ; ગોવિંદ. ૧
કાયા માયા તે તો કારમી,
તેને વણસતાં ન લાગે વાર; ગોવિંદ. ૨
મૃગ તૃષ્ણાનાં જળ રે જાશક ભર્યાં,
એવો જાણ સકળ સંસાર; ગોવિંદ. ૩
ગુંજા વન્હિ તે મરકટે માનીયો,
તેણે ટાઢ ટળે ન લગાર; ગોવિંદ. ૪
ઉસ ઉદક બીડી બરાસની,
તેને ઉડયા તણો હતબાર; ગોવિંદ. ૫
સ્વપ્નામાં રે સમૃદ્ધિ પામિયે,
જાગી જોતાં ન રહે જરાય; ગોવિંદ. ૬
ધુમાડાના ઢગ રે સોહામણા,

ભર્યે મુઠીમાં નવ રે ભરાય; ગોવિંદ. ૭
સાચી સંગત સદ્ગુરૂ સંતની,
તેથી જીવપણું ટળી જાય; ગોવિંદ. ૮
કહે પ્રીતમ પ્રભુને સંભારતાં,
મહા પાપી પાવન થાય; ગોવિંદ. ૯

પદ ૧૭૪

સદ્ગુરૂના તે શબ્દ વિચારતાં,
મટે માયા મોહ વિકાર, હરીરસ પીજીએ.
બાળી ભસ્મ કરે બીજી વાસના,
ઉર પ્રગટે પ્રેમ અપાર, હરીરસ પીજીએ.
એવો અજર અમીરસ જે પીવે,
તેનાં નેણ વેણ પલટાય; હરીરસ પીજીએ.
લાગી બ્રહ્મખુમારી નવ ઉતરે,
મુખ મુખે કહ્યું નવ જાય; હરીરસ પીજીએ.
તેને સંભવ નથી રે શરીરનો,
થયો અતિમદૃષ્ટે ઉઘાડ; હરીરસ પીજીએ.
મરજીવા થઇ હરીને મળે,
ગળે જ્ઞાન હીમાળે હાડ. હરીરસ પીજીએ.
બ્રહ્મધ્યાને ગગનવત થૈ રહે,
જેમ કુંભ મહાજળ માંઇ. હરીરસ પીજીએ.
કૃષ્ણ પોતામાં પોતે કૃષ્ણમાં,
કૃષ્ણ વિના ન દીસે કાંઇ; હરીરસ પીજીએ.
જઇ સરીતા સાગરમાં ભળે,
તેનું નામ નદી ટળી જાય. હરીરસ પીજીએ.
કહે પ્રીતમ સદ્ગુરૂ સેવતાં,
ટળે અંતર એકરસ થાય, હરીરસ પીજીએ.

પદ ૧૭૫

સંત લક્ષણ ત્રીશ સોહામણાં, ચિત્તવૃત્તિ થઇ જેની શાંત;
એવા જન હરી તણા.
બ્રહ્માનંદ બ્રહ્મરસ ભોગીયા, જીવ ઇશ્વર ભાગી ભ્રાંત, એવા.

દયા દાન દાસત્વ અતિ ઘણું,જ્ઞાન ભક્તિ વિવેક વૈરાગ્ય; એવા.
ક્ષમાવંત તપે નહી તાપમાં,આશા રહીત અમલ અનુરાગ;એવા.
અક્રોધી ઇંદ્રીજીત અનુભવી,કવિ કોમળ શીલ સંતોખ. એવા.
આશા રહિત અમૃત વાણી વદે,સહજાનંદ આનંદ કંદ, એવા.
શુદ્ધ સ્નેહી સ્વારથ નવ મળે, પરમારથ ઉપર પ્રીત, એવા.
શશી સુરજવત સાક્ષી રહે, ઉદાર અર્ણવની રીત. એવા.
હરખ શોક વિષે ડોલે નહી, અર્ધ નિમેષ ન મુકે નામ, એવા.
સુરતરૂ સુરધેનુ ચિંતામણી, મળતાં પોહોચે મન કામ, એવા.
પરિપુરણ લક્ષણ સંતનાં, બત્રીશમાં ઓછાં એય; એવા.
કહે પ્રીતમ એવા સંતને, સહુ સોંપીને શરણે રેહેય; એવા.

પદ. ૧૭૬

મન તું અળગું કાં અકુળાય બીજો નથી બોલતો.
તું તો જાગીને જો તારા રૂપને, ખોળી જોતાંમાં તુંરે ખોવાય. બી૦
તારે ઓથે હરીને નથી દેખતો,કુંડલ ઓથે જેમ કનક ઢંકાય. બી૦
તું તો દરિયાની લેહેર સમાન છે,લેહેર સમતાં જેમ સમુદ્ર દેખાય
તારે ઠેકાણે હરીને ઠેરાવને,એમ સમજે તો મહા સુખ થાય;બી૦
કહે પ્રીતમ એવા પુરૂષને, હું તો લળી લળી લાગું પાય. બી૦

પદ. ૧૭૭

સંતની સેવા કીજીએરે શુદ્ધ ચિત્ત કરીને;
દેહ કૃત ટાળીને બ્રહ્મને નીહાળીએ,
પ્રેમ નેમ નિત્ય પાળીએ રે શુદ્ધ ભાવે કરીને
ચરણોદક પીજીએ ને પ્રસાદ લીજીએ;
તન મન વારી દીજીએ રે, શુદ્ધ ભાવે કરીને.
પાન ચવરાવીએ ને ચરચા ચલાવીએ;
પ્રેમની ગોષ્ટી બનાવીએ રે, શુદ્ધ ભાવે કરીને.
તાળાં તુટશેને બંધન છૂટશે;
બ્રમની ગાગર ફૂટશે રે, શુદ્ધ ભાવે કરીને.
સંશય સમાવશે ને હરી ઓળખાવશે;
પ્રીતમ પ્રેમ ઉપજાવશેરે, શુદ્ધ ભાવે કરીને

પદ. ૧૭૮

સંત ભગવંત એક રૂપ છે રે, બીજા ભાવ ન આણો.

એક રૂપ જાણશે તે મહા રસ માણશે;
તે શાને મત તાણશે રે, બીજા ભાવ ન આણો.
જેમ પુષ્પ વાસના તે અંતર અંબ કાશના;
અખંડ બ્રહ્મની ઉપાસના રે, બીજા ભાવ ન આણો.
જેમ સિંધુ એક છે ને લેહેરી અનેક છે;
જોયામાં જુજવો વિવેક છે રે, બીજા ભાવ ન આણો.
જેમ હાર હેમ છે સંત હરી રામ છે;
પ્રીતમ પ્રભુશું નિત્ય પ્રેમ છેરે. બીજા ભાવ ન આણો.

પદ. ૧૭૯

જન્મ કૃતારથ કીજીએ રે, રહીએ સાધુની સંગે.
સત્સંગ સાર છે એ તત્વ વિચાર છે;
ભજતાં ભવનો પાર છે રે, રહીએ સાધુની સંગે.
પ્રેમ રસ પીજીએ ને કોઇથી ન બીજીએ;
દેહ ધર્યાનો લાવ લીજીએ રે, રહીએ સાધુની સંગે.
સાધન શું કરે તે શીદ કુટી મરે;
સત્સંગે ક્ષણમાં તરે રે, રહીએ સાધુની સંગે.
પ્રીતમ પરમાર્થી હરીના હેતાર્થી;
તે છુટા સંસારથી રે, રહીએ સાધુની સંગે.

પદ. ૧૮૦

જ્ઞાન ગંગામાં ઝીલીએરે, નિત્ય નેહ ધરીને;
પાતીક પ્રજળે મેલ મનનો ટળે,
સચ્ચિદાનંદ સેહેજે મળેરે, નિત્ય નેહ ધરીને.
જીવ પણું જાય છે ને આત્મા દરશાય છે;
કાગ ટળીને હંસ થાય છે રે, નિત્ય.
નીજાનંદ ઉપજે ને બ્રહ્મ ભાવે ભજે;
વિષય વિકાર ન લાગે રજે રે, નિત્ય.
અખંડ અદ્વૈત છે ને સુખ અપાર છે રે;
પ્રીતમ પરમ પદ સાર છે રે. નિત્ય.

પદ. ૧૮૧ રાગ ધોળ.

ગુરૂ ગમે ઘટમાં જોયોરે, સંશય સર્વ ટળ્યો;

અવિનાશી ચૈતન્યરે, શબ્દાતીત મળ્યો.
ચતુરદળ ચીતવી રે ખટદળ માંહે ખળ્યો;
દશ દળમાં દીઠોરે, દ્વાદશ દળમાં મળ્યો.
ષોડશ દળ ખુંપ્યો રે, દ્વીદળમાં દરસો;
સહસ્રદળ ચઢયો રે, પંખી થઇ પરસો.
નહી નાદને વાણી રે, રવી શશી જ્યોત્ય રહી;
શુદ્ધ સ્વયંપ્રકાશી રે, દુનિયા ભાસ નહી.
નહી અભ્ર એ ઉરમી રે, નહી માયા મમતા;
પ્રીતમ સ્વયં પોતે રે, શુન્ય શીખર સમતા.

પદ. ૧૮૨

આ તનમાં તીરથ રે, તત્વ વિચાર તણું;
ચૈતન્ય સાગરમાં રે, નહાવ નું ફળ છે ઘણું.
ગલકીમાં ઝીલો રે, નીરમળ નીર વડે,
ગંગા ને જમુના રે, સરસ્વતી પુર ચઢે.
પ્રભાતમાં પ્રાગે રે, ત્યાંહાં થાયે તરવેણુ;
મરજીવા જોગી રે, ઝીલે દીન રેણુ.
કાયા કાશીમાં રે, વિશ્વના નાથ વસે;
પ્રીતમ પદ પરસે રે, તે તદરૂપ થશે.

પદ. ૧૮૩

સદ્દગુરૂને શબ્દે રે, સો તીરથ તેહેને;
પંડમાં છે પોતે રે, જીતી ફરે જેહેને,
ગુરૂદેવ દયા કરે રે, તેને સઉ સુઝે;
બોલે બહુ નામીરે, બીજો શું બુઝે.
અંતર્ગત ઇશ્વર રે, આપે અવિનાશી;
પોતાની ભુલે રે, ભમે લખ ચોરાશી.
છે શ્રીમંત સુખીયો રે, રાંક થઇ રઝળ્યો;
માયાને સંગે રે, ત્રીવિધી તાપે બળ્યો.
સદ્દગુરૂને સેવે રે, તો નીજ રૂપ જડે;
તનમાંહે તપાસે રે, પોતે પોતા વડે.
નખ શીખ લગી ન્યાળો રે, ન મળે કોઇ બીજો;
પ્રીતમ એક અદ્વૈત રે, જોઇ હૃદયે રીઝો.

પદ. ૧૮૪

પુરણાનંદ પોતે રે, પરપંચ પરહરતા
કારણનું કારજ રે, લઇ અળગું કરતા.
નભ પવન નહીં રે, નહીં અંબુ અવની;
પંચ વિષય ચતુષ્ટી રે, નહીં સૂક્ષ્મ નવની.
દશે ઇંદ્રી અવસ્થારે, નહીં સ્થળનું ઠેકાણું;
સૂરજ જેમ સાક્ષીરે, એમ આત્મા જાણું.
અન્વય વ્યતિરેકેરે, જયમ છે ત્યમ જોયું;
પ્રીતમ છે સ્વરૂપે રે, નહીં પામ્યો નહીં ખોયું.

પદ. ૧૮૫

ભૂલ ઘણી ભાંગી રે, બ્રહ્માનંદ ભાસ્યો;
શુદ્ધ ચૈતન્ય સાક્ષીરે, સઘળે પ્રકાસ્યો.
ટળ્યું તિમીર ત્રિગુણનું રે, તુરીયા તેજ ઘણું;
અખંડ અજવાળું રે, નિર્મળ નામ તણું.
એક રસ અવિનાશી રે, શુદ્ધરૂપ સ્વયંજ્યોતિ;
તરવેણી તારે રે, પ્રોયું મન મોતી.
હરીહાર હીરાનો રે, પેહેરો પ્રીત ધરી;
થઇ પ્રેમ સોહાગણ રે, પુરણ મન મોદ ભરી.
પામી અચળ એવાતણ રે, અખંડ વર વરતાં;
પ્રીતમના સ્વામી રે, સંગ આનંદ ધરતાં.

પદ. ૧૮૬

ભજન કરી લ્યો ભાવેરે ભવ ભટકણ ભાગે;
સંસાર સાગર તરતાંરે ક્ષણું વાર ન લાગે. ૧
માયા મોહ નિદ્રામાંરે ગાફલ શું ઘોરે;
પાંચ ચોર વસે પાસેરે આત્મધન ચોરે. ૨
અચેત શું ઉંઘેછેરે જોને આંખ્ય ઉઘાડી;
વેગે વણશી જાશેરે કાયાની વાડી ૩
ચેત ચિદાનંદ મળશેરે ટળશે અંધારૂં;
આ અવસર છે રૂડોરે હોય કારજ તારૂં ૪
મહા પુરૂષનો મારગરે તે પગલાં સહાજે;
પ્રીતમ પ્રેમ ધરીનેરે હરિના ગુણ ગાજે ૫

### પદ. ૧૮૭.

જા સદ્દગુરૂને શરણુરે સૌ સંશય હરશે;
જીવદશાને ટાળીરે હરિ સરખો કરશે. ૧
ઉઅદશા અનુભવનીરે છે સમજણુ મોટી
મન કંચનને કસવારે ગુરૂ જ્ઞાન કશોટી ૨
હોય હેમ લોહ કેરૂ રે જેને પારસ પરસે;
થાય મહા મુક્તાફળરે જળ સ્વાતિ વરસે ૩
છીપ રહે સાગરમાંરે જેમાં મોતી નિપજે,
જ્ઞાન ગિંનકા પરસેરે તેને રસ ઉપજે. ૪
એમ સતસંગે નર સમજેરે; સૌ દુઃખ્યા જાય
પ્રીતમ તે પ્રાણીનુરે સર્વે કારજ થાય. ૫

### પદ. ૧૮૮

જે પરમારથ પ્રિછે રે, તેને પાપ ન પરસે;
રૂપ અનુપમ હરિનું રે, સચરાચર દરસે. ૧
સૌ સામગ્રી હરીની રે, હરીના થૈ રહીએ;
હરિને સમરપણ કરીને રે, ઉગરતું લૈયે ૨
સાચે રાચે રશીયો રે, પરપંચ પરહરજે;
હેતારથ હરિજનસુંરે, દુરિજનથી ડરજે. ૩
હું મારૂં હરદેથી રે, ટાળીને રમજે;
વિશ્વ આત્મા વિષ્ણુ રે, નિરખીને સમજે. ૪
અસત અન્યાય ન કિજે રે, સત વચન ઉચરજે,
પ્રીતમ પ્રેમ ધરીને રે, પ્રભુજીસું મળજે ૫

### પદ. ૧૮૯

કાયા બની છે તારી કારમી રે, હરીનું ધ્યાન ધરજે;
તારો અમર નથી અવતાર રે, પ્રભુનું ધ્યાન ધરજે.
કાચો તે કુંભ જળે ભર્યો રે, હરીનું ધ્યાન ધરજે;
તેને ભાંગતાં કેટલી વાર રે, પ્રભુનું ધ્યાન ધરજે.
તરૂવરથી ફળ છુટીયું રે, હરીનું ધ્યાન ધરજે,
તે ફરી ન ચોટે ડાળ રે, પ્રભુનું ધ્યાન ધરજે.
ગયો અવસર આવે નહી રે, હરીનું ધ્યાન ધરજે;

બાંધ પાણી પેહેલી પાળ રે પ્રભુનું ધ્યાન ધરજે.
નદી યોગે હેરી નાવ જર જડીરે, હરીનું ધ્યાન ધરજે;
માંહે બેઠા મૂઢ ગમાર રે, પ્રભુનું ધ્યાન ધરજે.
ખોટા છે માંહે ખારવો રે, હરીનું ધ્યાન ધરજે.
તે તો હોડીનો હાંકણુ હાર રે, પ્રભુનું ધ્યાન ધરજે.
કર્મ વા આવી આફળે રે હરીનું ધ્યાન ધરજે;
માંહે મોહનાં મોજા થાય રે, પ્રભુનું ધ્યાન ધરજે.
તેડ ન સુઝે તેહની રે, હરીનું ધ્યાન ધરજે;
તેનો કરવો કોણુ ઉપાય રે, પ્રભુનું ધ્યાન ધરજે.
સદ્‌ગુરૂ શબ્દ ઉચ્ચારીએ રે, હરીનું ધ્યાન ધરજે;
જો કરીએ સદા સત્સંગ રે પ્રભુનું ધ્યાન ધરજે.
તો સેહેજે પાર પામીએ રે, હરીનું ધ્યાન ધરજે;
કહે પ્રીતમ પ્રગટે રંગ રે, પ્રભુનું ધ્યાન ધરજે.

પદ. ૧૯૦

મનમાં જાણે છે મરવું નથી રે, દેહને અભિમાને;
બહુ ગોઠવણુ કરતો ગમાર રે, દેહને અભિમાને.
મારાં મંદીર મારાં માળીયાં રે, દેહને અભિમાને;
કહે મારા પુત્ર વારંવાર રે દેહને અભિમાને.
મારી જગ્યા ને મારી જુવતી રે, દેહને અભિમાને;
કહે મારૂ કુટુંબ પરીવાર રે, દેહને અભિમાને.
જમદુત વરાતી આવશે રે, દેહને અભિમાન;
ઊઠી ચાલવું છે આજ કાલ રે, દેહને અભિમાને,
કાળે અશ્વા કેશ તાહરા રે. દેહને અભિમાને;
તે તો કરશે ઘડીમાં ઘાતરે, દેહને અભિમાને.
વળતી વિચારીશ જીવડારે, દેહને અભિમાને;
ઘણા ઘસવા પડશે હાથ રે, દેહને અભિમાને.
વાત પીત કફ આવી કંઠ રૂંધશેરે, દેહને અભિમાને;
નહી આવે ઉપર લવલેશ રે, દેહને અભિમાને.
મનનું ધાર્યું રહેશે મનમાં રે, દેહને અભિમાને;
પ્રાણી પામશે કષ્ટ કલેશ રે, દેહને અભિમાને.
કર્મ પ્રધાન છે જીવને રે, દેહને અભિમાને.

ફળ શુભ અશુભ દેનાર રે, દેહને અભિમાને
જેવાં કર્યાં તેવાં ભોગવે રે, દેહને અભિમાને.
ધરે ઊંચ નીચ અવતાર રે, દેહને અભિમાને;
પડે પશુ પંખી જાતમાં રે, દેહને અભિમાને
ચાર ખાણ ચોરાશી લક્ષ રે, દેહને અભિમાને;
દુખનો અંત આવે નહી રે, દેહને અભિમાને
કહે નિગમ પુરાણ પ્રત્યક્ષ રે, દેહને અભિમાને;
ગુરૂ ગોવિંદ સેવ્યા નહી રે, દેહને અભિમાને.
કઇપેરે કર્મનો નાશ રે, દેહને અભિમાને;
વાસના બીજ બળ્યું નહી રે, દેહને અભિમાને.
ત્યાં લગી ઉગરવાની શી આશ રે દેહને અભિમાને;
મોહ માયાના મોટા મોરચા રે, દેહને અભિમાને.
જાત રૂપ જુવંતીનું જોર રે, દેહને અભિમાને.
કહે પ્રીતમ કોઇક જીતશે રે, દેહને અભિમાને;
જેને સદ્ગુરૂ શબ્દ અંકોર રે, દેહને અભિમાને.

પદ. ૧૯૧

જતન કર્યે જીવવું નથી રે, ચિત્તમાં ચેત્ય ચોંપે;
તજ દેહતણું અભિમાન રે, ચિત્તમાં ચેત્ય ચોંપે.
સો વરસ જીવ્યો તો શું થયું રે, ચિત્તમાં ચેત્ય ચોંપે૦
સરવાળે મરણ નિદાન રે, ચિત્તમાં ચેત્ય ચોંપે૦
આયુષ્ય નિરંતર અંજળી રે, ચિત્તમાં ચેત્ય ચોંપે૦
તે ટપકે શ્વાસો શ્વાસ રે, ચિત્તમાં ચેત્ય ચોંપે૦
દુર્મતિ શે નથી દેખતો રે, ચિત્તમાં ચેત્ય ચોંપે૦
આંખો આગળ થયા નર નાશરે ચિત્તમાં ચેત્ય ચોંપે૦
દીન દશ પાંચ મુકામ છે રે, ચિત્તમાં ચેત્ય ચોંપે૦
પછે કુચનાં નગારાં કહેવાય રે, ચિત્તમાં ચેત્ય ચોંપે૦
સેનાપતિ ચઢી ચાલશે રે, ચિત્તમાં ચેત્ય ચોંપે૦
ત્યાં પાણી પીવા નહી રહેવાયરે, ચિત્તમાં ચેત્ય ચોંપે૦
તું તારૂં સજી બેસજે રે, ચિત્તમાં ચેત્ય ચોંપે૦
પ્રાણી પછે પસ્તાવો ન થાયરે. ચિત્તમાં ચેત્ય ચોંપે૦
પુણ્ય કર્યું તે પલ્લે બાંધીયું રે, ચિત્તમાં ચેત્ય ચોંપે૦

કને ખરચી વિના શું ખાય રે, ચિત્તમાં ચેત્ય ચાંપે૦
શુરાને શી સોચના રે, ચિત્તમાં ચેત્ય ચાંપે૦
સતીને કોનો સંઘાત રે, ચિત્તમાં ચેત્ય ચાંપે૦
એક ધણી શ્રીરંગ રાખજે રે, ચિત્તમાં ચેત્ય ચાંપે૦
કહે પ્રીતમ પ્રેમની વાત રે, ચિત્તમાં ચેત્ય ચાંપે૦

પદ. ૧૯૨

લંપટ શે નથી લાજતો રે, કુબુદ્ધિ શું કહીએ૦
તને સમજાવ્યો સો વાર રે, કુબુદ્ધિ શું કહીએ૦
તોયે મૂઢમતિ માને નહિ રે, કુબુદ્ધિ શું કહીએ૦
ધીકપામર પશુ ગમાર રે; કુબુદ્ધિ શું કહીએ૦
તારૂં ચતુરપણું પડો ચુલમાં રે, કુબુદ્ધિ શું કહીએ૦
તેં પ્રીછી નહી પ્રભુની પેર રે, કુબુદ્ધિ શું કહીએ૦
તારી જનુની ન રહી વાંઝણી રે, કુબુદ્ધિ શું કહીએ૦
શે જણતાં ન દીધું ઝેર રે, કુબુદ્ધિ શું કહીએ૦
તેને નાળ વધેરતાં નાવડ્યું રે, કુબુદ્ધિ શું કહીએ૦
શે પ્રથમ ન છેદ્યું શીશ રે, કુબુદ્ધિ શું કહીએ૦
તું કૃતઘ્ની કોટીક પાતકી ર, કુબુદ્ધિ શું કહીએ૦
જો વિસાર્યા જુગદીશ રે, કુબુદ્ધિ શું કહીએ૦
તું શીદ અપરાધી અવતર્યો રે, કુબુદ્ધિ શું કહીએ૦
કરવા ભોમીને ભાર રે, કુબુદ્ધિ શું કહીએ૦
શુભ કારજ કીધું નહી રે, કુબુદ્ધિ શું કહીએ૦
તેં ભોગવ્યો બહુ સંસાર રે, કુબુદ્ધિ શું કહીએ૦
જમરાજા લેખું માગશે રે, કુબુદ્ધિ શું કહીએ૦
શો દેશો તેને જવાબ રે, કુબુદ્ધિ શું કહીએ૦
બાંધી રૂંધીને નરકમાં નાંખશે રે, કુબુદ્ધિ શું કહીએ૦
આણી વળગશે મોટાં પાપ રે, કુબુદ્ધિ શું કહીએ૦
હરીવિના બીજો બેલી નથી રે, કુબુદ્ધિ શું કહીએ૦
તારૂં કુડું કુટુંબ પરીવાર રે, કુબુદ્ધિ શું કહીએ૦
કહે પ્રીતમ ચિત્તમાં ચેતજે રે, કુબુદ્ધિ શું કહીએ૦
જેથી જાય જનમનો માર રે, કુબુદ્ધિ શું કહીએ૦

પદ ૧૯૩

દુઃખ ટળશે રે શ્વાસો શ્વાસે સ્મરણ કરજે શામનું,
દુઃખ ટળશે રે રસનાએ રટણ કરજે આતમરામનું.
દુઃખ ટળશે રે આશા તૃષ્ણા લોભ ઇચ્છા ત્યાગજે;
દુઃખ ટળશે રે પરમેશ્વરની ભક્તિ ભવોભવ માગજે.
દુઃખ ટળશે રે જીભ્યાએ જાણું જૂઠું ના બોલીએ;
દુઃખ ટળશે રે દુરીજન વચન સુણી દીલમાં નવ ડોલીએ.
દુઃખ ટળશે રે દીનરજની રહીએ રસીયાના રંગમાં;
દુઃખ ટળશે રે આવરદા પૂરો કરીએ સતસંગમાં.
દુઃખ ટળશે રે એક હરીવિના અન્ય પદારથ સૌ તજો;
દુઃખ ટળશે રે પ્રીતમના સ્વામીને શુદ્ધ ભાવે ભજો.

પદ ૧૯૪

પુન્ય કરજો રે પુન્યવિના પ્રભુ પ્રેમ સ્નેહી કેમ પામીએ;
પુન્ય કરજો રે પુન્યવિના સંસાર સંકટ કેમ વામીએ.
પુન્ય કરજો રે શીળ વિના સ્નાન કર્યે હરી નહિ મળે;
પુન્ય કરજો રે અર્ક ઉછેરી અંબ કહો ક્યાંથી ફળે.
પુન્ય કરજો રે મનમોદક ખાધે ક્ષુધા ભાગે નહી;
પુન્ય કરજો રે બાવળીએ બીજોરાં કાંઇ લાગે નહી.
પુન્ય કરજો રે વાવ્યાવિના લણવાની લાલચ શી કરે;
પુન્ય કરજો રે કથીરથી કંચનનું કારજ નહી સરે
પુન્ય કરજો રે સ્વર્ગતણું સુખ આવીને સેહેજે મળે;
પુન્ય કરજો રે દેવતણી પંક્તિમાં જઇને ભળે.
પુન્ય કરજો રે દત્તવિના વિત્ત કોઇ પ્રાણી પામ્યો નથી;
પુન્ય કરજો રે કહે પ્રીતમ કહીએ તે શું ઝાઝું કથી.

પદ ૧૯૫

જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી.
મિથ્યા માયા મૃગજળ સરખા મોહ કરીને માણીરે, જં૦
ધામધૂમ ધંધામાં ધાયો, ગીરધરલાલ ન ગાયો;
આવ્યો તો પરમારથ કરવા, ઉલટો દોષ કમાયોરે. જં૦
વિષય વાસનામાં વિંટાયો, જેમ કીંટાએ જાળે;

મરતા સુધી કામ ન ખુટશું, મન બહુ લોચા વાળેરે. જ૦
ગાસી તીર ગડે તન માંહી, એમ મનમાંની માયા;
છેદે પણ છેટે નવ થાયે, જેમ કાયાની છાયારે. જ૦
દશ ઇંદ્રિયે દોષ કમાયો, ઉલટો બંધાયો આપે;
કામ, ક્રોધ, મદ, મોહ, અગ્નિમાં, બળી રહ્યો બહુ તાપેરે. જ૦
શ્રવણ દગ્ધ થયાં નિંદા સાંભળી, નેત્ર દગ્ધ થયાં નિહાળી;
જીવ્હા દગ્ધ થઇ જૂઠું બોલી, સર્વસ્વ બેઠો હારીરે. જ૦
પાણ દગ્ધ થયા કરી પ્રતિગ્રહ, પાય પદ્મપર ચાલી;
સુકૃત બીજ બળી ગયું સર્વે ક્ષેત્ર પડી રહ્યું ખાલીરે. જ૦
રાગ દ્વેષ ભર્યા રૂદિયામાં, અનેક દોષ ઉપજાવે;
કલ્પદ્રુમ ચિંતામણી સરખી, પ્રભુ ભક્તિ નવ ભાવેરે. જ૦
રામનામનું દામ ન બેસે, કામ આપણું થાશે;
પ્રીતમ મન પ્રમોદ કરે તો, સકળ કલ્પના જાશેરે. જ૦

પદ ૧૯૬

સંસારી જીવે હરી સાથે હેત ન આણ્યું;
મરતાંસુધી લોભ ન મૂકયો, ઘરનું તરોલું તાણ્યુંરે. સં૦
પાંચ પચીશ પચાસ થયાં તોય રૂદે જ્ઞાન ન આવ્યું;
અંગોઅંગ સૌ શીથલ થયું તોય પ્રભુનું ભજન નવ ભાવ્યુંરે.
અંતસમે જે સાથે કારજ, તે શું હેત ન કીધું;
અમૃતરસને ઢોળીદઇને, ઝેર હળાહળ પીધુંરે. સં૦
માયા છાયા એક બરાબર, કાયા કાચનો કુપો;
કરવું ને કારવવું સર્વે, શામળીયાને સુંપોરે. સં૦
જીવન મરણ હાથ છે જેને, તેને ભાવે ભજીએ;
પ્રીતમના સ્વામીને સેવો, અન્ય પદારથ તજીએરે. સં૦

પદ ૧૯૭

સંસારમાંહી શોક મોહની માયા;
ફેરવું ને અવતરવું મરવું, કર્મ સંજોગ કમાયારે. સં૦
અલ્પ જીવવું જંપ મળે નહી, જીવ જંજાળે વાહ્યો;
પુન્ય પરમારથ કાંઇ નવ પ્રીછયું, લાલચમાં લપટાયોરે. સં૦
આશા તૃષ્ણા તાપ ટળે નહી, ઘણા ઘણાને ધાયો;

માથા ઉપર મરણ ભમે છે, તેની ખબર નવ પાયોરે. સં૦
જે ઉગ્યા તે આથમ્યા ને, ફુલ્યા તે કરમાયા;
જે જન્મ્યા તે જાવું જાણો, ભવમાં કાં ભરમાયારે. સં૦
મૃત્યુલોક આવ્યો તેને મરવું, દિલમાં વિચારો ડાહ્યા;
કાળચક્ર કોને નવ મૂકે, કોણ રંકને રાયારે. સં૦
શુદ્ધચિત્તે જે ભક્તિ કરશે, તે નર લાભ કમાયા;
કહે પ્રીતમ કોઇક ઉગરશે,જેણે ગોવિંદના ગુણ ગાયારે. સં૦

પદ ૧૯૮

હરી સ્મરણ કરીલ્યો, જ્યાંલગી જુગમાં જીવો;
દેહતણો વિશ્વાસ ન કરશો, વાયે ઓલાવ જેમ દીવોરે હરી.
મારૂં તારૂં એ અંધારૂં, જ્ઞાનવિના કેમ ટળશે;
પ્રેમ જ્ઞાન પ્રકાશ થશે તો, અંતરજામી મળશેરે. હરી.
થોડાસા જીવ્યાને કાજે, ઘેલા ગર્વ ન કરીએ;
લોહતણે ત્રાપે વળગીને, કેમ ભવસાગર તરીએરે. હરી.
ધનદારા સુત કુટુંબ કબીલો, મિથ્યા મોહ ચઢાવો;
મારગ વચ્ચે મ્લેચ્છ મળ્યા, જેણે વેઠે ઘાસ વહાવ્યોરે. હરી.
સુરતરૂ તજી શોમળો સેવે, તેતો ભૂલ્યો ભામે;
તજી જાન્હવી ઝાલે ઝાંઝવાં, તે ક્યાંથી સુખ પામેરે. હરી૦
અર્ક ઉછેરી અંબતણું ફળ, કોણ પામ્યા છે પ્રાણી;
હરીકથાવિના કથની તેતો સૌ કહે નની કહાણીરે. હરી.
આયુષ્ય તારૂં નીર અંજલી, ઘડી ઘડી ઘટી જાયે;
અચેત પ્રાણી શું ઊંઘે છે, કાળ નિરંતર ખાયેરે. હરી.
કાચો કુંભ કરી જળ ભરીએ, ક્ષણમાં ખાલી થાય;
સરીતાપુર વહે જેમ વેગે, એમ આવરદા જાયરે. હરી.
માટે હરી હરી કરજો સત્ય ઉચરજો,અધર્મથી ઓસરજો;
કહે પ્રીતમ સત્સંગ કરીને,સંસાર સાગર તરજોરે. હરી.

પદ ૧૯૯ રાગ ગરબી.

મૂકી દે મૂઢ ગમાર, મમતા મન કેરી;
સમજી લે સારમાં સાર, જો હરીને હેરી. ટેક.
હરીને જોતાં દુગ્ધા ખોતાં, પોતે તે પરિબ્રહ્મરૂપ રે;

અંતરજામીમાં એકરસ થાતે, કુણ પડે ભવકૂપરે, મમતા.
પંચ ભાગે પીંડ વેહેંચતાં, ઊગરે તે અવિનાશીરે;
સ્થૂળ સૂક્ષ્મ કારણને તુરીયા, પોતે સ્વપ્રકાશીરે. મમતા.
શુદ્ધ ચૈતન્ય ને સાક્ષી પ્રમાતા, પ્રમાણુનો પ્રમેતારે;
પંચનામ છે પૂર્ણાનંદનાં, નીગમ કહે છે નેતિરે, મમતા.
નિર્ગુણ એક નિરંતર નિરખી, હરખે હૈડા માંયેરે;
પ્રલયમાં પાણી વિના બાજું, નજરે ન આવે કાંયેરે,મમતા.
ચિદાનંદનું ચિંતવન કરતાં, કોટિ કલ્પના જાયરે;
પ્રીતમ પડદા મટે માયાનો, મહાપદમાં લય થાયરે. મમતા.

પદ ૨૦૦

છે બ્રહ્માનંદ ભરપૂર, બ્રહ્મને ભાવેરે;
સચ્ચિદાનંદ સુખમૂળ, તે ફાવે નિરદાવેરે. ટેક.
અણુ થકી તે લઇ અજ સુધી, વ્યાપક વિશ્વાધારરે;
જ્યાં જોઇએ ત્યાં તેવો થઇને, બોલે બોલણહારરે, બ્રહ્મ.
જળ તરંગ નહીં જુજવા રહે, જેમ હાટકમાં હારરે;
તેમ તુંમાં હરીને હરીમાં તું, એમ નિગમ કહે નિરધારરે.બ્રહ્મ.
નખ શિખ સુધી હેમની પૂતળી. હેમ તણા શણગારરે;
બાહ્ય ભીંતરહેમ બિરાજે, હેમ તણો વિસ્તારરે, બ્રહ્મ.
નિઃશંક થઇને નાંખ્યા દે, જે માથેથી સહુ ભારરે,
કર્તા હરતા આપ પોતેછે, અખીલ બ્રહ્માંડના આધારરે. બ્રહ્મ.
શુદ્ધ વિચાર કરી આ સુખાયો, દુઃખનાં બાળી બીજરે;
કહે પ્રીતમ પ્રભુ માંહી સમજે, જેમ વાદળમાં વીજરે. બ્રહ્મ.

પદ ૨૦૧ રાગ સામેરી.

કંઇક જુગ વીત્યારે ભૂતળ ભટકતાંરે,
હવે ગુરૂ દયા કરો દુઃખ જાય;
અનેક વારરે અવનીમાં અવતર્યોરે,
પશુ પંખી કીટ પતંગ કહેવાય, કંઇક જુગ વીત્યારે.
મેઘનાં બિંદુનારે કોઇ સંખ્યા કરેરે,
ધરતીના રેણુ કદીક ગણાય;
નવખંડ તણારે તરૂવર લખવેરે,

મારા કાંઇ જનમ ગણ્યા નવ જાય; કંઇક.
સાતસિંધુ જેટલુંરે પય મેં પાધું હશેરે,
માતા પયોધરના તન પાન;
જળચર થળચરરે ખેચર થઇ ફર્યોરે;
ક્ષણું એક ઠરી ન બેઠો ઠામ; કંઇક.
ચાર ખાણમાંરે જઇને અવતર્યોરે;
હવે પામ્યો મોંઘો મુનશ્યાદેહ:
ભમતાંને ભમતાંરે સદ્દગુરૂ ભેટીયારે,
તેણે ઉપજાવ્યું આત્મતત્ત્વ સ્નેહ; કંઇક.
તરછોડ્યોતોરે ચરણ કમળથીરે,
દેહ પડે પણ નેહ નવ જાય;
પ્રીતમ ચરણેરે પ્રભુને આવીયારે,
સન્મુખ ભાળ્યા સદ્દગુરૂ રાય; કંઇક.

પદ ૨૦૨

આળસ આણીરે ઊંઘ મા અભાગીયારે,
જાગીને જોને અવસર વીતી જાય;
તું તો નથી જોતોરે તારા મોહ પ્રમાદમાંરે,
કાયાને તો કાળ નિરંતર ખાય; આળસ આણીરે.
બાળપણું ગયુંરે ગયું જોબન જ્યારે,
વળી તારા રહ્યા તે દીન જાય;
નજરે દેખેછેરે જાતાં જીવ આવતાંરે,
તોય તારા ચિત્તમાં ચિંતા નવ થાય; આળસ.
રહેવાને રચેછેરે મંદીર માળીયાંરે,
એ સૌ દેખત ભુલ્યા ઉપાય;
સુરતરૂ મૂકીરે સેવે તું શીમળોરે,
તેમાં ફળ શું સરવાળે થાય, આળસ.
ઘણે ઘણે દહાડેરે પામ્યો મુનશ્યા દેહનેરે;
હવે કાંઇ હેત હરીસું આણ;
બોરાંને વેપારે રે લાભ મળ્યો બોરનોરે,
પ્રીતમ જો પરમારથ જાણ. આળસ.

પદ ૨૦૩

હરીરસ પીતાંરે વિલંબ ન કીજીએરે,
સ્મરણ કરને શ્વાસો શ્વાસ;
આવો ને સમયોરે ફરી ફરી નહી મળેરે,
રૂદીએ રાખજે દૃઢ વિશ્વાસ. હરીરસ.
આજ કાલ કરતાંરે ચોંપે તારે ચાલવુંરે,
જઇને વનખંડમાં કરવો વાસ,
કાયા ફીટીનેરે થાશે ઢેરી ધૂળનીરે,
કોઇ પ્રાણી નહી આવે તારી પાસ; હરીરસ.
શરીર સમીનેરે ઝાડની ઝાડી થશેરે,
ઉપર ઢોરાં ચરશે ઘાસ;
ગગન પવનરે પાકળ જળ પૃથવીરે,
જ્યાં જેનો ત્યાં તેનો સમાસ; હરીરસ.
કપટ તજીનેરે ભજી લે પરીબ્રહ્મનેરે,
ટાળી અનિત્ય વિષયની આશ,
પરપંચ ટાળેરે પ્રભુ દરશન થશેરે,
પ્રીતમ પ્રગટે જ્ઞાન પ્રકાશ. હરીરસ પીતાંરે.

પદ ૨૦૪

ફરી ફરીનેરે શીદ પડે ફંદમાંરે,
નિર્લજ નાક વિના નર નીચ;
સદ્ગુરૂ શાસ્ત્રનુંરે કહ્યું નથી માનતોરે,
કુબુદ્ધિ તું કળયો કર્મને કીચ; ફરી ફરીનેરે.
જુડા જગતનારે ખેલને જોઇનેરે,
મુરખ તું શું મનમાં મકલાય;
છાંડ્યા છગધારે ઉલટયા અન્નનેરે,
ગર્દભ શ્વાન સ્વાદે ખાય; ફરી ફરીનેરે.
ગોરખ ગોપીચંદરે બાળ ધ્રુવ ભરથરીરે,
ક્ષણમાં સર્વે સુખ કીધું ત્યાગ;
કહોને તેનાંરે હૃદય કેવાં હશેરે,
ધન્ય ધન્ય એ ધીરજ વૈરાગ્ય; ફરી ફરીનેરે.

નાગરવેલ થકીરે જેજે પાન નીપજેરે,
તે પાન ચઢે છે દેશ વિદેશ;
જડ રહે લીલીરે ત્યાં લગી લીલાં રહેરે,
પ્રીતમ પ્રીછજો એ ઉપદેશ; ફરી ફરીનેરે.

પદ ૨૦૫ રાગ પરજીયો.

ગોવિંદ ગોવિંદ ગાઇલેરે, જબ લગ ઘટમાં શ્વાસ;
આ જુગ જૂઠો જાણજે, જેવો સ્વપન વિલાસ. ગોવિંદ
અમૃત પીતાં ન કીજીએરે, કાંઇ આળસ અંગ;
કોઇ સમે આવી મળે, મગહરમાં ગંગ. ગોવિંદ.
આકડે અંબફળ ઉતરેરે કાંઇ એરંડે અનાર;
ઉસર સુરતરૂ જામીયું, માહાભાગ્ય અનુસાર. ગોવિંદ.
લક્ષચોરાશી જાતનારે ધર્યા બહુ અવતાર;
દુર્લભ દેહ પામ્યો માનસી, મહા મુક્તિનું દ્વાર. ગોવિંદ.
તોયે તું સમજ્યો નહીંરે મન મૂઢ ગમાર;
પ્રીતમ પ્રભુને સંભારજે, નિત્ય વારંવાર. ગોવિંદ.

પદ ૨૦૬

રામસુધારસ પીજીએરે, આ અવસર સાર;
ઝબુકે મોતી પરોવીલે, પછે ઘોર અંધાર. રામ.
જેવાં તે ઝાકળ ઝાંઝવાંરે તેવો આ સંસાર;
દીસંછે તે કારમો, નહીં વણસતાં વાર. રામ.
કાયા છે કુંપો કાચનોરે ઢબકે ઢળી જાય;
જગત ચબેણું કાળનું, નિસવાસુર ખાય. રામ.
માયા જ મીઠી મોહનીરે જેસી મીસરી ખાણ;
જોતાં વગોયો જીવને, કીધો જુગમાં ભાંડ. રામ.
અંતરજામી ના ઓળખ્યારે સચરાચર સોય;
પ્રીતમ રાખ હરી ભાવના, આવાગમન ન હોય. રામ.

પદ ૨૦૭

જોને વિચારી તું જીવડારે માથે મરણનો માર;
આજ કાલ ઊઠી ચાલવું, મુકી સૌ સંસાર. જોને૦
શું કરવાને આવીયોરે, શો કીધો ઉચ્ચાર;

શું સરવાળે ઊગર્યું મન કરને વિચાર. જોને૦
જેમાં ખર્ચ કરી દેખતારે, પડયા મહાજળ પાપ;
કરમ કરોળીયાની જાળમાં,બંધાયો આપોઆપ. જોને૦
જા શરણે ગુરૂ સંતનેરે તેથી ટળશે તાપ;
ક્ષણમાં તે ખોદી નાંખશે, પર્વત સમ પાપ. જોને૦
જેમ જાણો તેમ રાખજોરે હરી બાંનાની લાજ;
પ્રીતમ પતીતને તારવા, થાઓ સાવધાન આજ. જોને૦

પદ ૨૦૮

હરી સમરણ કર હેતમાંરે ચિત્તમાં ચિન ચેત;
આ અવસર ચેત્યો નહી, મુખમાં પડી રેત. હરી૦
કાયાનું કાંઇ નીપજે નહીરે મુકી મિથ્યા અહંકાર;
તનનાં તે ત્રણ વાનાં થશે. કીટ વીટ કે છાર. હરી૦
રહ્યા ન કોઇ રહેશે નહીરે શશી સૂરજ વંશ;
ખડબડ કરતાં ખપી ગયા, કઇ કૌરવ ને કંસ. હરી૦
જેનો તે સુજશ સંસારમાંરે તે નર અમર જાણ;
પ્રીતમ એ પરમાણુજે, હરી હયામાં આણ. હરી૦

ચેતવણી ૨૦૯

ભજન કરીલે ધ્યાન ધરાલે, અવસર વીતી જાયે;
કહે પ્રીતમ ચેતી લે ચિત્તમાં. આયુષ્ય ઓછુ થાયે.
આયુષ્ય તારૂં ઉસતણું જળ, ક્ષણમાં ઉડી જાયે;
કહે પ્રીતમ મન મોદક ખાયે, ભુંડા ભુખ ન જાયે.
માયા તે મન મોદક મિથ્યા, સ્વપ્નાનાં જેમ ધામ;
કહે પ્રીતમ સ્વપ્નાનો વૈભવ; કશો ન આવે કામ.
કથીરનું ધન કામ ન આવે, સાચું નાણું ચાલે;
કહે પ્રીતમ હીરા માણેક મુકી, કોડીને કોણ ઝાલે.
કોડી તે સંસાર તણું સુખ, હીરો હરીનું નામ;
કહે પ્રીતમ પ્રીછી લે પ્રાણી સેહેજે સરશે કામ.
કારજ થાશે ભવ દુઃખ જાશે, અનુભવ આંખ ઉઘડશે;
કહે પ્રીતમ સદ્‌ગુરૂને સેવો, વસ્તુ જથારથ જડશે.
જડશે ત્યારે જશે કલ્પના, માલ ઘણો છે ઘરમાં;

કહે પ્રીતમ ભટકણુ સૌ ભાગે, ઓળખ આ અવસરમાં
અવસર ચેતે તે નર ઉત્તમ, વળતાં શીદ વિચારે;
કહે પ્રીતમ જો દાવ ન સમજે તો જીતી બાજી હારે.
હાર્યો તે હરી નામ સારો, માયા માંય વિગોતો;
કહે પ્રીતમ પ્રપંચે પ્રાણી, પેટ ભરીને સૂતો.
પેટ ભર્યું પામરની પેઠે, પરમારથ નવ પ્રીછો;
કહે પ્રીતમ કાયા તો ખોટી, અમર થવાને ઇચ્છો.
અમર થાય ઇશ્વર ઓળખતાં, તે સમજણ છે ન્યારી,
કહે પ્રીતમ કહીએ શું ઝાઝું, જોજે જીવ વિચારી.
જીવપણાનું જોખમ મોટું, મરવું ને અવતરવું;
કહે પ્રીતમ કુબુદ્ધને સંગે, લખ ચોરાશી ફરવું.
લખ ચોરાશીનું દુઃખ દારુણ, દુર્મતિ શે ન દેખે;
કહે પ્રીતમ નર નજરે આવે, પણ પશુને લેખે.
પુરૂષ ખરો પણ પશુનાં લક્ષણ, જીવ જનાવર જેવો:
કહે પ્રીતમ તેને શું કહીએ, મિથ્યા દોશ ન દેવો;
દુષણ દેવું જે કાંઇ કહેવું, માણસ હોય તે માને;
કહે પ્રીતમ અજ્ઞાની એવો, કહ્યું ધરે નહીં કાને.
કાન ખરા પણ કશું ન સમજે, જેવું હોય તાબુત;
કહે પ્રીતમ ચોરાશી લાત લાગ્યું, વળગ્યો વિષયા ભુત.
વિષયભુત વળગ્યો પ્રાણીને, તેને કાંઇ ન સૂઝે;
કહે પ્રીતમ ખોખું કર્યાં ખાઇ, હાણ લાભ ના બુઝે.
જાણે નહીં જે હાણ લાભને, સ્વારથમાં સૌ ખોયું;
કહે પ્રીતમ અમરફળ ક્યાંથી, બી બાવળનું બોયું.

ચેતવણી ૨૧૦

શામાટે તું સુઇ રહ્યો છે, અચેત પામર પ્રાણી,
માથા ઉપર મોત ભમે છે, તેની ખબર ન જાણી:
મહા મોટા જોરાવર જોદ્ધા, કુટી નાંખ્યા કાળે,
ક્ષણ માત્રમાં કુદી જાતા, સમુદ્ર તો એક ફાળે.
જેને હાલે ધરતી ધ્રુજે, આભ બાથથી ભરતા,
જેની ફુંકે પરવત ફાટે, તે નર દીઠા મરતા.

કુંભ કર્ણ રાવણ દુર્યોધન, કાળજવર ને કંસ.
ખસી પડયા તે ખોળ્યા ન જડિઆ, જેમ અર્કના હંસ,
મધુ સુદન છે નામ હરિનું કોઇનો મદ નવ રાખે;
કાંકરાની પેઠે તેને ઝડપ કાહાડી નાંખે.
અરે બાપડા જીવ અભાગી, શીદ ફરે છે ફુલી,
મિથ્યા રસમાં મોહી રહ્યો છે ભજન હરીનું ભુલી.
હરી હીરો હારીને બેઠો કોડીમાં મન મોહ્યું,
કહે પ્રીતમ ચેતીલ્યો ચિત્તમાં,મુરખે સરવસ ખોયું.

## શ્રીકૃષ્ણ ભગવાનના જન્મની વધાઇનુ.

ઘોળ. ૧—૨૧૧

ધન્ય ધન્ય વસુદેવ દેવકી રાણી રે,
જેને ઘેર પ્રગટયા સારંગપાણીરે;
શ્રાવણ વદ અષ્ટમી બુધવાર રે,
નક્ષત્ર રોહીણી અતિસાર રે.
શુભ લગન સોળ ઘડી ગઇ રાત રે;
દેવકીએ દીઠા વૈકુંઠ નાથ રે.
કીરીટ મુગટ કુંડળ કંઠે હાર રે,
ચતુર્ભુજ આયુધ ધરીયાં ચાર રે;
લોચન અંબુજ પરમ આનંદ રે,
મુખ સોહે સોળ કળાનો ચંદરે.
જળહળ જળહળ રૂપ નિધાન રે,
ધર્યું પિતાંબર વિદ્યુત સમાન રે;
સોળ ચિન્હ જુગતે જુગલ જેના ચરણેરે,
નવઘન સુંદર શામળ વરણે રે.
એવા હરી દીઠા તે અંતરજામી રે,
અબળાતો અતિશે આનંદ પામી રે;
જઇને જગાડયા પોતાના સ્વામી રે,
વસુદેવે નિરખ્યા નાથ બહુ નામી રે.
હૈડામાં વાધ્યો હરખ અપાર રે,

પ્રગટ્યા ત્યાં જુગદાધાર રે;
હવે નિશ્ચે કાજ તે આપણું થાય રે,
પછી મુખે બોલ્યા રસીકવર રાય રે.
તમે તપ કીધાં ને ફળ પામ્યાં રે,
હવે નિશ્ચે જાણજો દુ:ખડાં વામ્યાં રે;
રખે તમે શત્રુનો રાખતાં ત્રાસ રે,
હવે કરૂં કંસાદિકનો નાશ રે,
હજુ એનું પાપ થવા દોને પુરૂં રે;
એના માંહી કાંક છે અધુરૂં રે,
શ્રીમુખ વચન વદે એમ વાલો રે,
માટે મને ગોકુળીએ લઇ ચાલો રે.
નંદજી જસોદાજીને દ્વાર રે;
મારી જોગમાયાએ લીધો છે અવતાર રે,
મને મુકી તેને લાવો નિરધાર રે.
વિલંબ ન કરશો એક લગાર રે,
એટલું કહીને રૂપ સમાવ્યું રે;
નાનું સ્વરૂપ તે નજરે આવ્યું રે.
પ્રભુજીએ પુત્ર ભાવ પ્રગટાવ્યો રે,
મનમાંહી માયાનો પ્રપંચ ફાવ્યો રે.
વસુદેવ બોલ્યા તે વળતી વિચારી રે;
લાવો લઈજઉં કુંવરને નારી રે,
દેવકીજી કહે કુંવર કેમ દીજે રે,
પરઘેર દેતાં મન ના પતિજે રે,
વસુદેવ કહે સાંભળો વાત રે;
જો જાણે કંસ તો કરે ઉતપાત રે,
વારંવાર વસુદેવ સમજાવે રે.
પછે સુત આપતાં આંસુડાં આવે રે,
વસુદેવ લઇ ચાલ્યા જેણીવાર રે;
ભાગીગઇ ભુંગળ ઉઘડયાં દ્વાર રે,
રાયના રક્ષણ હતા જેહરે,

ઘેને ધારણમાં ઘેર્યાં છે તેહ રે,
જેનો શીવ બ્રહ્મા ન પામે પાર રે;
તેની ગતિ શું જાણે સસાર રે,
ઝરમર ઝરમર વરસે મેહ રે,
જુમનાંની તીરે આવ્યા વસુદેવ રે,
પ્રીતે પ્રવેશ કરે જળમાં જેવા રે;
પ્રેમપુર વાધ્યું ચરણોદક લેવા રે,
લાલજીએ લાંબો ચરણ ત્યાં કીધો રે,
વેહેની જુમનાજીએ માર્ગ દીધો રે.
શેષે આવી છત્ર શીરપર કીધું રે,
તેને દયા આણીને દર્શન દીધું રે,
આનંદે આવ્યા નંદજીને દ્વાર રે.
સૌ કોઇ સુતું ભુવન મોઝાર રે,
સેજે સુતાં નાદ ાવશ નંદરાણી રે;
તેણે સુતા જન્મી પણ નવ જાણી રે,
જસોદાની સેજે મુક્યા જગ તાત રે
તેની તો કોઇએ ન જાણી વાતરે,
વસુદેવે હરિની સ્તુતિ કીધી રે;
કુંવર મૂકીને કુંવરી લીધી રે,
વસુદેવ આવ્યા મથુ ાં મોઝાર રે,
પ્રીતમના સ્વામીનો લે કોણ પાર રે.

ધોળ ૨—પદ ૨૧૨

જીરે નંદજીનો કુંવર કોડામણો,
મારા મનમાં રે વસીયા મહારાજ:
આજ આનંદ રંગ અતિઘણો. ટેક.
જીરે ઘેર ઘેરથી સૌ ગોપિકા,
સૌ સજની રે કાંઇ સુભગ સમાજ. આજ૦
જીરે મંગળ ગાતી રે માનની,
આવે આનંદે રે નંદજીને દ્વાર. આજ૦
જીરે વાજાં વાગેરે સોહામણાં;
દુંદુભી ગાજેરે કાંઇ ગગનમોઝાર, આજ૦

જીરે તરીયા તોરણુ બારણે,
મણી મુક્તાનારે કાંઇ ચોક પુરાય. આજ૦
જીરે વિવાહુથીરે રળીયામણું,
સુખ શોભારે કાંઇ વર્ણવી ન જાય, આજ૦
જીરે અઠસઠ તીરથ આવીયાં,
આવ્યા શંકરરે ચતુરાનન દેવ. આજ૦
જીરે રિદ્ધિ સિદ્ધિ નવ નિધિ આવીયાં,
કરે કમળારે પદપંકજ સેવ. આજ૦
જીરે નંદજીનું સદન સોહામણું,
જયહાં પ્રગટ્યારે પુરૂશોત્તમરાય. આજ૦
જીરે લીલા અખંડ અવિનાશની,
જન પ્રીતમરે પ્રેમે જશ ગાય. આજ૦

ઘોળ ૩—પદ ૨૧૩

જીરે હરી લીલા રળીયામણી,
વ્રજવાજેરે કાંઇ રંગ વધાઇ; હરીલીલા.
જીરે સગુણ બ્રહ્મ પ્રભુ પ્રગટ્યા,
સચ્ચિદાનંદરે સેવક સુખદાઇ; હરીલીલા.
જીરે જગત મંગળ જશ એહના,
નીજ દાસનારે દુઃખડાંના જાણ; હરીલીલા.
જીરે અજ ભવ અમર અહિપતિ,
ગુણ ગાયરે કાંઇ નિગમ પુરાણ; હરીલીલા.
જીરે ભક્ત મનોરથ પૂરવા,
ધરે ઇશ્વરરે ઉત્તમ અવતાર; હરીલીલા.
જીરે પરમ ધર્મ પ્રિતે પાળવા,
ઉતારવારે ભૂમિનો ભાર; હરીલીલા.
જુગ દ્વાપર સુંદર શોભીતો,
શુભ મુહુર્તરે અનુકુળ ગ્રહ સાર; હરીલીલા.
જીરે શ્રાવણ માસ સોહામણો,
વદ અષ્ટમીરે રોહીણી બુધવાર; હરીલીલા.
જીરે અર્ધ નિશાએ હરી આવીયા,

વર્ત્યો જુગમાંરે કાંઇ જય જયકાર; હરીલીલા.
જીરે સોળ કળાએ શશી ઉદીયો,
કપ્યો ત્રિભુવનરે કેરો અંધકાર; હરીલીલા.
જીરે ગોકુળ લીલા ગૌ લોકની,
ગૌ ગોપીરે નીજ ઘરનાં નિદાન; હરીલીલા.
જીરે વીરજા તો જુમનાં જાણીએ,
ગોવરધનરે શત સ્વર્ગ સમાન; હરીલીલા.
જીરે કલ્પવૃક્ષ દ્રુમ વેલડી,
સુર મુનિવરરે કાંઇ મોર ચકોર; હરીલીલા.
કહે પ્રીતમ પૂરણ પ્રેમસુ,
નિત્ય નિરખેરે કાંઇ નંદ કિશોર; હરીલીલા.

પદ ૨૧૪

સખી આજ આનંદ રંગ અંગમાં;
નેહે નીરખ્યા શ્રી નંદ કિશોર, આનંદ.
હરીને મસ્તક મુગટ સોહામણો;
તેપર ચમકે છે ચંદ્રિકા મોર, આનંદ.
હરીને લીલવટ તિલક કેસર તણું;
બહુ કુંડળ ઝળકે છે કાન, આનંદ.
નાકે નિર્મળ મોતી મકરા તણું;
સુંદર લોચન કમળ સમાન, આનંદ.
ઓપે અધર અરૂણ પરવાળાંશા,
મુખ સુંદર રૂપ રસાળ, આનંદ.
કંઠે હીરા મોતીના રે હારલા;
કળી કુસુમ ગુંજા મણીમાળ, આનંદ.
ભુજ ભુષણ રતન જડાવનાં;
પોંચી મુદ્રિકા વેઢ વિશાળ, આનંદ.
નાભી અગમ ઉદર રેખા ત્રીવળી;
કેડે કંદોરો મણિકૃત માળ, આનંદ.
પગ પલ્લવ પંકજ પાંખડી;
નખ ચંદ્ર છટા છબી જોર, આનંદ.

ઝમકે ઝાંઝર ઘમકે છે ઘુઘરી;
શબ્દ સંગીત નાદના ઠોર, આનંદ.
પેહેર્યું પીતાંબર દ્યુતી દામની;
તન નવઘન તરૂણ તમાલ, આનંદ.
સ્વામી પ્રીતમનાની શોભા ઘણી;
સદા સેવકનો પ્રતિપાળ, આનંદ રંગ અંગમાં.

પદ ૨૧૫

ભક્તિ એવી રે ભાઇ એવી, તરસ્યાને પાણી રે જેવી;
ભક્તિ જુગમાં કરે નર સોઈ, જાકે ધડપર શીશ ન હોઇ. ભક્તિ૦૧
એક ચોર તે ચોરી કરે છે, ઘર પુઠળ ફેરા ફરે છે;
તેને પારકું ધનજ હરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦૨
એક શૂરો તે રણમાં લડે છે, ધડ જાતે ન પાછો ફરે છે;
એને સન્મુખ પગલું રે ભરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦૩
એક ગુણકા તે ગાન કરે છે, તે તો સોળે શણગાર ધરે છે;
એને પારકું મનજ હરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦૪
એક સતી રે શણગાર કરેછે, તે તો અગ્નિમાં અંગ ધરેછે;
એને અગનથકી નવ ડરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦૫
એક છીપ સાગરમાં રે રેછે, તે તો ખારૂં નીર તજેછે;
(તેને)એક સ્વાતિ બુંદમન કરવું, એવું હરિચરણેચિત્તધરવું ભ૦૬
કહે પ્રીતમ સંત સનેહી, જેણે ધર્યા રે મનુષા દેહી;
તેણે આત્મજ્ઞાન પરહરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦૭

પદ ૨૧૬

જે રાધાવર રાસ બિહારી, સુંદરતાપર વારી;
કૃપાનિધાન કમળ દળ લોચન, દુઃખમોચન ગુણકારી. જે૦ ૧
નટવર નાગર નવલ નાગરો, નિરંજન જોત ઉજારી;
શામ રામ સકળ ગુણ સ્વરૂપ, કોટિ કામ બલિહારી. જે૦ ૨
નંદાનંદ વૃખભાણુનંદની, અદ્ભુત આનંદકારી;
પ્રીતમ રૂપ હૃદેમાં રાખો, ચરણકમળ ચિત્ત ધારી. જે૦ ૩

પદ ૨૧૭

કૃષ્ણ કૃષ્ણ કહો વાસુદેવ, હેત હૈયામાં આણી;

ગોપીવર ગોવર્દ્ધન ધારી, વૃંદાવન દધિનો દાણી. કૃ૦ ૧
પુત્ર ભાવે પ્રેમ લડાવે, નંદરાયની રાણી;
નવલ કિશોર ચોર માખણનો, મીઠી મુખની વાણી. કૃ૦ ૨
વ્રજરજ અજ ઉમયાપતિ ઇચ્છે, પ્રીછે કોઇ એક પ્રાણી;
પ્રીતમ પ્રેમ ધરી ભજ્ય ભાવે, સુંદરવર સુખખાણી. કૃ૦ ૩

પદ ૨૧૮

ઉત્તમ હરિના ગુણવાદ જેણે, સુણ્યા નહિ સ્નેહ ધરીને:
તે પ્રાણીને પશુ બરાબર, જોજો જુગત કરીને. ઉત્તમ૦ ૧
મનુષા દેહ ધરીને પાપી, ના ભજ્યો હેતે હરિને;
કરમ કમાયો અઘ અઘાયો,હીંડયો ભાર ભરીને. ઉત્તમ૦ ૨
કહીં કલ્પાંતે આવ્યો અવસર, ના આવે દાવ ફરીને;
પ્રીતમ પ્રભુનું ભજન કરી, જા ભવસાગર તરીને. ઉત્તમ૦ ૩

પદ ૨૧૯

શામળિયાનું સ્મરણ કરતાં, ભવનું બંધન છૂટે;
હરિ હીરો જેને હાથે આવ્યો, તે કવમ અળગો કૂટે. શા૦ ૧
આશા તૃષ્ણા લોભ અભિમાન, તેની ગાગેર ફૂટે;
પ્રભુનામ પારસનો પર્વત, કો કાળે ના ખૂટે. શા૦ ૨
નિર્ભે થઇ નારાયણ ભજતાં, જમ કિંકર નહિ લૂટે;
પ્રીતમનો સ્વામી પ્રેમ સ્નેહી, તે શું તાર ના તૂટે. શા૦ ૩

પદ ૨૨૦

રામ રામ નિજ નામ રટતાં, મટે તે મોહ ને માયા;
તૃષ્ણા જળ સાચું જાણીને, પશુ પીવાને ધાયા. રામ૦ ૧
ધન જોબન તન જૂઠું જાણો, જયમ વાદળની છાયા;
અખિલ બ્રહ્મનું સ્મરણ કરતાં, નિર્મળ થાયે કાયા. રામ૦ ૨
પૂરણબ્રહ્મશું પ્રીત બંધાણી, તે નર લાભ કમાયા;
કહે પ્રીતમ તે પાર ઉતર્યા,જેને હરિએ હાથે સાહ્યા. રામ૦ ૩

પદ ૨૨૧

હરી નામ લેતાં રે વિલંબ ના કીજીએ રે, ટેક.
સ્મરણ કરીએ શ્વાસોશ્વાસ;
કાયાનો ભરોંસો રે કાંઇ કરવો નહી રે,

એક પળમાં પામે નાશ. હરી નામ. ૧
જગત વેહેવાર રે મેળો તીરથ તણો રે,
જે જેમ આવ્યું તે તેમ જાય;
રાખ્યું નથી રેહેતું રે કોઇ કેની વતી રે,
તેનો શોક કરે શું થાય? હરી નામ. ૨
સવારથ સુધી રે સૌ વળગી રહ્યું રે,
અંતે કામ નહી આવે કાંય;
ઉદાસી તું રેહેજે રે આ સંસારથી રે,
જેમ મધુ રહે ચંપકવન માંય. હરી નામ. ૩
આજ કાલ માંહે રે ઊઠીને ચાલવું રે,
તન ધન ધામ તજી નિરધાર;
એવું ને વિચારી રે ચિત્તમાં ચેતજો રે,
પ્રીતમ પ્રભુ ભજ વારંવાર. હરી નામ. ૪

પદ ૨૨૨

ફરી ફરી મુનખ્યા રે દેહ મળવો નથી રે, ટેક.
બીજા અનેક ધરશો અવતાર;
નરતન જુગતે રે જગમાં છે નહી રે;
જેમ કોઇ કેળ ફળે એકવાર. ફરી ફરી. ૧
કંકર પથ્થર રે બહુ વીધી ખોળતાં રે,
કોઇક હીરલો આવ્યો રે હાથ;
કહ્યું ન થવાને રે કોઇ આવી મળેરે,
બીજાં રોખડીયાં વન સાથ. ફરી ફરી. ૨
સો હાથ દોરી રે મેલે જો કુપમાં રે,
બે આંગળથી આવે બહાર;
એણીને રીતે રે જાણુ તન તાહરૂં રે,
પછી આવે ભવનો પાર. ફરી ફરી. ૩
ભમતાં ને ભમતાં રે ભાગ્યેગણું મળ્યું રે,
ભવજળ તરવા કેરૂં નાવ;
પ્રીતમ વિચારી રે રૂદીયામાં રાખજો રે,
હરી ગુરૂ ચરણે ભક્તિ ભાવ. ફરી ફરી. ૪

પદ ૨૨૩

પૂરવેને પુન્યે રે પામ્યો આ દેહડી રે. ટેક.
હરી ભજન વિના એળે જાય;
પાસેથી વટાવોરે કાંઇ રળ્યો નહી રે;
તેને ધન ક્યાંથી ટોળે થાય. પૂરવેને. ૧
ખાન પાન માંહી રે ખોઇ સો સંપદા રે,
જ્યાં સુધી સુક્ત હતું સાસ;
ભોગને કરતાં રે રોગ વધ્યો ઘણો રે,
ક્રોધ કરે તેમ તપનો નાશ. પરવેને. ૨
માન ગુમાને રે જ્ઞાન તો રહે નહી રે,
નહી મધપાને લાજ લગાર;
લોભને કરતાં રે ધરમ રહે નહી રે,
ના રહે કુસંગે વિવેક વિચાર. પૂરવેને. ૩
સત્સંગ કરીરે સાંસો ટાળજોરે, ફરી નહી આવેરે જોગ;
પ્રીતમ પ્રેમે રે રસ પાઇને પીજીએ રે;
ટળી જાય જનમ મરણ ભય રોગ. પૂરવેને. ૪

પદ ૨૨૪

અતી છબી સારી રે શ્રી રણછોડ છોગાળા;
મુખપર વારી રે જાઉં કાનડ કાળા. ટેક.
પીળાં પીતાંબરને જરકસી જામા, ઓઢી ઉપરણી અમુલ્ય;
લટકે ને પટકે મન મારૂં અટકે, એ લાગ્યા સમતુલ્ય;
ભવ દુઃખ ભંજન રે ભગતના પ્રતિપાળા. અતી૦
કેડે કંદોરો કર કડાં સાંકળાં, પોંચી બાજુબંધ;
હૈયે તે હીરા હાર હેમનો, મણી સાંકળી ગળુબંધ;
ઉપર ઓપેરે મુક્તાફળ માળા. અતી૦
મુસ્તક પાઘ કલગી તોરો, કુંડળ ઝળકે કાન;
ભાળે તીલક કેસરનું સોહે, શોભેછો ભીંને વાન;
આદ્ય અનાદિ રે રાજ ઘણા રૂપાળા. અતી૦
નખશીખ સુધી નંગ જડીત્ર, શોભીતા શણગાર;
એવા પ્રભુજી મારા રૂદીયામાં રેહેજો, દયા કરી આ વાર;
દેવને દુર્લભરે મેં નેણાં ભરી ન્યાળ્યા. અતી૦

એવા પ્રભુજીને અરજ કરૂંછું, વળી વધારજો પ્રીત;
પ્રીતમના સ્વામી અંતરજામી, દરશન દેજો નિત્ય નિત્ય;
પરસંન થઇને રે ઠાકોર ડાકોરવાળા. અતી૦

પદ ૨૨૫ રાગ વસંત.

માયા બ્રહ્મ હોરી ખેલીએ હો,
હો ખેલીએરી જાકો ન આર ને પાર, માયા. ટેક.
બ્રહ્મ ચિદાનંદ આનંદ સિંધુ, જયાં નહી ઉદે ને અસ્ત; સાધુ.
એસે હરીકે એક રોમ પરરી.વારૂં આ વિશ્વ સમસ્ત. માયા.
સાગર તીર નીલ એક ટબકો, મિથ્યા માયા તેહ, સાધો.
તામે પર્યો પ્રતિબિંબ બ્રહ્મકોરી, ઇશ્વર ચૈતન્ય એહ. માયા.
ઇશ્વર માયાએ મળી ઉપજાયો, પ્રગટયો પુત્ર મહત્તત્ત્વ, સાધો.
મહત્તત્વ તે અહંકાર ઉપાયોરી, તામસ રાજસ સત્વ, માયા.
તામસ કે પંચભૂત તન્માત્રા, રાજસ ઇંદ્રિ દેવ, સાધો.
સાત્વિકથી અંતઃકરણ ઉપાયોરી, જાકે ઉર અહંમેવ; માયા.
એ સબ મીલી ખેલ મચાયો, જક્ત ચઢાવ્યો ચાક; સાધો.
કાહુકો ખેલ હોતનહી પૂરોરી, રહેતઅધુરોઅભિલાખ; માયા.
મુક્ત તાર મહી ઉલટ ચઢે જબહી, તબહી પાવે નીજ રૂપ,
પ્રીતમ સોઇ પરસપદ પાવેરી, ફેર ન પડે ભવકૂપ; માયા.

પદ ૨૨૬ રાગ વસંત.

સોહં સંગ હોરી ખેલીએ હો,
હો ખેલીએરી સ્મરણ શ્વાસ ઉશ્વાસ, સોહં સંગ૦
રેહેણી કરણી કર કેસર કસ્તુરી, શોધો સાધુ સંગ; સાધો૦
ગુરૂ ગમ ઘોલ લગાયો લગનસેરી, ચઢયા સોઇ ન ટળે રંગ;
ચિત ચંદન શુદ્ધ ભાવ અરગજા, ધર્મ ધ્વજા રે ફેરાયે; સાધો૦
વિવેક વિચાર સેવક સંગ લાજેરી, અવિદ્યા જુથ હરાયે; સોહં૦
ક્ષમા દયા કર ઝાંઝ મંજીરા, પ્રેમ પખાજ બજાય; સાધો૦
અંતર છાંડી નિરંતર ખેલોરી, આવાગમન મીટી જાય; સોહં૦
તુરત સુરતકી ભરી પીચકારી, જ્ઞાન ગુલાલ અબીર; સાધો૦
ધ્યાનકી ધુન મચાય નીશ દીનરી, તત્વ ત્રીવેણી તીર; સોહં૦

ચૈતન્ય સાગર માંહી ઝીલતાં, શુદ્ધ સ્વરૂપ દેખાય; સાધો૦
પ્રીતમ બ્રહ્મ ચિદાનંદ ભેરેરી, ફ્રુમવા પરમ પદ પાય. સોહં૦

ચેતવણી પદ ૨૨૭

હીરા મોતી નામ હરીનું પથ્થર બીજી વાતો,
કહે પ્રીતમ મૃગજળ દેખીને રખે તું પીવા ધાતો.
ધાયા તે તો ધૂળ કમાયા ડાહ્યા થઇ દંડાયા;
કહે પ્રીતમ માયાના મુશળે ખૂબ તરેહ ખંડાયા.
ખંડાયા તે ખોળ્યા ન જડીયા આટો થઇને ઉડયા,
કહે પ્રીતમ સંસાર સિંધુમાં બહુવાર તે બુડયા;
બુડયા તેને કોણ બચાવે આપે અવળા ચાલે;
કહે પ્રીતમ પોતાને હાથે ફાંસી ગળામાં ઘાલે.
મોહ માયાના મોટા ફાંસા તે તોડયા કેમ તૂટે,
કહે પ્રીતમ હરી દયા કરે તો જગત જાળથી છૂટે.
કાળે કૂટયા ને જમડે લૂટયા ચોરાશીમાં પડીયા;
કહે પ્રીતમ અજ્ઞાની એવા આપે તે આથડીયા.
આથડતાને કોણ ઉગારે કર્મતણો કુઠારો,
કહે પ્રીતમ સત્‌ગુરૂને સેવો એ તરવાનો આરો;
જ્ઞાન વિનાનો ઘેલો થઇને ન કરવાનું કીધું,
કહે પ્રીતમ અમૃત ઢોળીને ઝેર હળાહળ પીધું.
અમૃત તે ઉપદેશ ગુરૂનો ઝેર અવિદ્યા જાણો;
કહે પ્રીતમ પરમારથ મૂકી સ્વારથને શીદ તાણો.

ચેતવણી છંદ.

ચેત મન ચેત મન, ચાલવાની ચાલ છે,
કેડા મોરે સૌ કો ચાલે, કોણ બુઢા બાળ છે;
દિવસમાં ચણુંવાર તાકે, શીર સીંચાણો કાળ છે,
તેને ત્રાસે સૌ કો કંપે, ભલા ભલાને ફાળ છે.
કાયાનો છે કાચો પાયો, ધરતી વસમો ઢાળ છે;
ઘર ધંધામાં સૌ ગુંચવાયું, માયાની મધ લાળ છે.
આજ આયા મીઠા લાગે, અંતે તો જંજાળ છે;
દાતરડાં ગળતાં તો સેહેલાં, વળતાં તો વિકરાળ છે.

અથ નામ મહિમા લીખ્યતે. પદ ૨૨૮

દુહા—રામ નામ અમુલખ રતન, જતન કરે જે કોય;
સુખી રહે સંસારમાં, કોઇ દીન દુખી ન હોય. ૧
રામ નામ શંકર જપે, ચતુરાનન અહિ રાય;
રામનામ સમરૂ સદા, સદ્ગુરૂ સંત પસાય. ૨

છંદ મોતીદામ.

એવું હરી નામ ઉચારે જેહ, સદા સુખ સાગર ઝીલે તેહ,
મીઠું હરી નામ સુણાપે સાર, જપે તેના જાયે કોટી વિકાર. ૧
જેવો અંધકારમાંઆદિત્ય ભાસે,એવું કળીકાળમાં નામપ્રકાશે;
વિષયવ્યાળ કાળનીજવાળાનલાગે,જેનુંનામલેતાંમહાઅઘભાગે.
નામને આધારે રહ્યું ત્રીલોક, જપે જીવ તેના ટળે સહુ શોક;
ભારે ભવરોગ નિવારણ નામ, નાઠાને નિવાસ તણો વિશ્રામ.
ભાગ્યાનોભીરૂ નોધારાં આધાર, એવું હરીનામ શિરોમણી સાર;
સંસાર સમુદ્ર તર્યાનું પોત, એવું હરી નામ અખંડ ઉદ્યોત.
જેનું નામ શીતળ ચંદન છાંઇ, પ્રાણી પરિતાપ ન પામે કાંઇ;
એવું હરી આનંદકંદ સ્વરૂપ, મટાડે અમંગળ મંગળ રૂપ.
અંતસમે નામ ઉચ્ચારે જેહ, સેહેજે મન દુઃખ ન પામે તેહ;
પીત્રી દેવ ગ્રહ ન પાંડે કોય, જેને હરી નામ રૂદેમાં હોય.
નામતણો મહિમા કહ્યોનવ જાય, જેને વેદશાસ્ત્ર નિરંતર ગાય;
ગોકોટી આપે ગંગામાં દાન, ન આવે ગોવિંદના નામસમાન.
કરે જગ્ન સુરસરી તીરે હજાર, નાવે હરી નામને તુલ્ય લગાર;
ખણાવે વાપી કુપ તડાગ; નાવે હરી નામને સહસ્રમે ભાગ.
આપે ભૂમી હેમ કન્યાનાંદાન, ન આવે ગોવિંદનાનામસમાન;
કરે તપ તીરથ વ્રત અનેક, નાવે હરી નામને તુલ્યે રેખ.
એવું હરી નામ અપરંપાર, જાણે મોટા મુનિ જે જાણનહાર;
અધમ ઉદ્ધારણ નિર્મળ નામ, પતીતોને આપે અવિચળ ધામ.
અજામેળનામપોકાર્યો પાપી,જાણે સર્વ જક્ત મહામુક્તિઆપી;
પીડાયો ગજરાજ પોકાર્યો નામ, ટાળ્યું તેનું સંકટસુંદર શામ.
જાણે અજાણે ઉચ્ચારણ કીધું, તેનું જમદૂતે નામ ન લીધું;
દીનકરનંદ કહે પણ પાકી, રખે હરીનામ લેતાં જોત ઝાંખી.

ગુણજ્ઞાનાઅવગુણસામુ નજોયું, તેણ ધર્મરાજાએપાનીયું ખોયું;
પ્રહ્લાદે પ્રેમે લીધું હરી નામ, ટાળ્યો હિરણ્યાકંસ કેરો ઠામ.
ધ્રુવજી આકાશે જપે નિરધાર,મધ્ય લોક માંહી જપે ત્રિપુરાર;
પાતાળમાં નામ જપે નિત્ય શેષ,ભૂમીતણો ભાર ન લાગે લેશ.
પીંડ બ્રહ્માંડમાં રહ્યા રણુંકાર, નામે કરી શોભે સઉ સંસાર;
હરી ગુરૂ રાઘા ગોવિંદ નામ, નારાયણ કેશવ સીતારામ.
જેનાં નામ રૂપ અનંત અપાર, જેના ગુણ પાવન પરમ ઉદાર;
જેના ચરણાંબુજ કેરૂં નીરઃ ધરે શીર શંકર મહામુનિ ધીર.
એવું ચરણામૃત પીએ જે પ્રાણી, વસે વૈકુંઠ અભયપદ જાણી;
સુધાદિક ગંદન તુલસી સાર, શાળીગ્રામ શીલ્યાને શંખ ઉદાર.
ઘંટાનાદ ત્રાંબા પાત્ર શુભ સાર, એવું ચરણામૃત અષ્ટપ્રકાર;
પીએ હૃદે હોય પ્રકાશ અપાર, મહિમા જાણે ઉમા ત્રિપુરાર.
જાણે ભક્ત ઉદ્ધવ બ્રહ્મકુમાર, જપે નામ નરસૈયો વારંવાર;
જેને ચારૂચન્દ્ર શોભેઅંગ છાપ,તેને કોઇકાળે ન પરસેપાપ.
માળા મુદ્રા બન્ને ધરે નર જેહ, કરે સર્વ ભુવન પવિત્રજ તેહ;
ધરે જે દ્વાદશ તિલક વિશાળ, તેને ભાવે ભેટે ભક્ત પ્રતિપાળ.
હેને હરી મંદિર ચાલી જે જાય, તેને શત યજ્ઞતણું ફળ થાય;
હેતે હરી મંદિર કરે સુધારે, તેનાં હરી કોટિક વિઘ્ન નિવારે.
હેતે હરી મંદિર કરે જે દીપ, તેતો વાસ પામે સદાય સમીપ;
કરે હરી મંદિરમાં કીરતન, તેને બ્રહ્માદીક કહે ધન્ય ધન્ય.
કથા કરે હરી મંદર મોઝાર, પામે શત ઈંદ્રતણું સુખ સાર;
હેતે હરીમંદર કરે જે ચિત્ર, તેતો નર પામે વિભુતિવિચિત્ર.
હેતે હરી દ્વારે કરે દંડવત, તેનો અવતાર કહ્યાએ કૃત કૃત્ય;
હરી અર્થે કરે બગીચા બાગ, વસે હરી ચરણે કરી અનુરાગ.
પ્રસાદ લઇ પુષ્પ ચઢાવે જે શીશ, તે તો ત્રિલોક તણો હોયઇશ;
પ્રભાતે પામે હરી દરશન, તેને હોય દેવ સમસ્ત પ્રસન્ન. ૨૫
મધ્યાને માધવ દરશન થાય, તેનાં બહુ જન્મ તણાં દુઃખ જાય;
સંધ્યા સમે દરશન પામે જેહ, સેંજે સંસાર તરે નર તેહ. ૨૬
ભાવે કરી પૂજે જે ભગવત દાસ, તે તો સદા પામે હરીપુર વાસ;
એવું મહા દુર્લભ સુંદર નામ, ભજે તેને બેસે નહી કાંઇ દામ.

મૂઢ નર નીચને શું દઈએ ગાળ, પ્રભુ તજી કરે જે આળ પંપાળ;
પ્રીતમ પ્રેમે નામ જપો શ્રીરંગ, ધરી નિત્ય નેહ કરો સત્સંગ.
દુહા—સત્સંગે સુખ ઉપજે, ભજનાનંદ આનંદ;
સેહેજે સેહેજે સૌ ટળે, મોહ માયાના ફંદ. ૧
કળી કેવળ કિર્તન કથા, પુન્ય ભજન હરીનામ;
ગુરૂ ઇશ્વરની ઉપાસના, એ ઠરવાનો ઠામ. ૨

## અથ જ્ઞાન ગીતા.

પ્રથમ પ્રણમું શ્રી ગુરૂ સ્વામીજી, સર્વ ઘટ પૂરણ અંતર જામીજી.
કહું કરજોડી ચરણ શીર નામીજી, જન્મ મરણની ટાળો ખામીજી.

ઢાળ.

જન્મ મરણની ખામી ટાળો, ભાળો કરૂણા દૃષ્ટે કરી;
દયાસિંધુ દીનબંધુ, ભક્ત હેતે નર દેહ ધરી. ૨
કોમળ વચન રસાળ રૂડાં, સાંભળતાં સુખ લીજીએ;
કૃપારૂપ સ્વરૂપ શીતળ, ચરણ કમળ ચિત્ત દીજીએ. ૩
ચરણ અંબુજ રૂપી નિરભે નૌકા, શુદ્ધ વિચારે સંગ જે કરે;
ઊંચ નીચ ને વરણ આવરણ, આશ્રય તે ભવ નિધિતરે. ૪
અજ્ઞાન તિમિરને ટાળવા, ગુરૂ વચન તે રવિ રૂપ;
અંતર ચક્ષુ અનંત પ્રગટે, પડે નહી ભવ કૂપ. ૫
ના જાણે તેનાં પાપ પૂરણ, પછી પસ્તાશે ફરી;
ગુરૂ વચન વિશ્વાસ નહી જેને, અવિદ્યાએ તેની દેહ ધરી. ૬
હરી ગુરૂ સંતનો મોટો મહિમા, મુઢમતિ નર નવ લહે;
અર્કને જેમ ઉલુક ન માને, ઘીસાવ્યો નીશા દીન રહે. ૭
દોષે કરી દેખે નહી, આંખ્યો ખરી પણ અંધ;
શ્રવણ ખરા પણ સાંભળે નહી, રસના ખરી પણ રૂંધ. ૮
નાક છે પણ નથી જાણો, જે વારે વારે હરી વિસરે;
પરમ સુખને પરહરીને, કુંભીપાક કબુલ કરે. ૯
હસ્ત છે પણ નથી જેવા, સેવા શુભ નવ આદરે;
ચરણ છે પણ નથી સરખા, સત્સંગે નવ સંચરે. ૧૦
નર દેહ ધરી ધન્ય તેહની કહીએ, જે રહે પરમ પવિત્ર;
શ્રવણ તેના સુફલ કહીએ, જે સાંભળે હરીનાં ચરીત્ર. ૧૧

નયણાં નિર્મળ કહીએ તેહનાં, જે નીરખે હરીનું નુર;
રાગ દ્વેષ ન રાખે કોઇશું, ભાવે એક ભરપૂર. ૧૨
જીવ્હા તો ધન્ય તેહની જાણો, જપે હરીનો જાપ;
આળપંપાળ ન ઊચરે, પરહરે જૂઠું પાપ. ૧૩
કૃતારથ કર કહીએ તેહના, જે સેવા શુભ કર્મ આચરે;
પાય તેહના પવિત્ર કહીએ, જે પ્રકમ્મા પ્રભુની કરે. ૧૪
આદ્ય મધ્ય અંત એક હરીગુરૂ, અન્ય પદારથ સત્ય નહી;
એવું જાણી પ્રભુ શરણ આવ્યો, અભેદાન દીજે સહી. ૧૫
પ્રેમે પૂછું પાણ જોડી, જે મને સંશય ઉપન્યો,
મહારાજ નિશ્ચે કરી કીજે, નીવેડો નામ રૂપનો. ૧૬
જીવ તે શું ઇશ્વર તે શું? માયા તે શું જગ માંય;
કેમ થયું એ કર્યા કોણે, સમજાવો સુખ થાય. ૧૭
સંશય સર્વે સમે સિદ્ધાંતે, એવો ઉત્તર આપીએ;
કહે પ્રીતમ કરૂણા કરીને, અસ્થીર મન સ્થીર થાપીએ. ૧૮

વિશ્રામ.

સદ્દગુરૂ બોલ્યા પુરણ પ્રીતેજી, જે તેં પૂછ્યું રૂડી રીતેજી;
દૃષ્ટ પદારથ સર્વ અનીત્યેજી, આદ્ય અનાદ્યે એક હરી સત્યજી.

ઢાળ.

આદ્ય સનાતન એક હરી સત્ય, અખંડીત અવિનાશ;
વિશ્વમાંહી રહ્યા વ્યાપી, જેની નહી ઉત્પત્તિ નાશ. ૨૦
શુદ્ધ ચૈતન્ય સાબસમરસ, બ્રહ્મસાગર રહ્યા ભરી;
મધ્યે માયા અણછતી, તે અજ્ઞાને કલ્પી કરી; ૨૧
વાંઝણીને જેમ કુંવર કલ્પ્યો, ઇંદુ અમાંસે જોય;
ગગનમાં જેમ કુસુમ કલ્પીત, ગાંધર્વ નગર ન હોય. ૨૨
ધુમરનાં જેમ ધામ કલ્પીત, સસ્સા સિંગ કલ્પીત સહી;
અધ્યારૂપ ઉપવાદ માટે, થયા વિના ફીટે નહી. ૨૩
માટે સહુ માંડીને કહીએ, થયું તેનો થાપ;
જ્ઞાન વિવેક વિચારી જોતાં, એક આપો આપ. ૨૪
લોહને જડરૂપ જાણો, ચેતન થાય ચમક વડે;
કરૂ અરીસો અર્ક જોગે, અણઇચ્છયો અગ્નિ પડે. ૨૫

સાગરમાં જેમ લીલ પ્રગટી, કિંચિત કહેવા માત્ર;
તે તણો વિસ્તાર વધ્યો, થઇ જોયાની જાત્ર. ૨૬
માયા અવ્યાકૃત શુદ્ધ તમો ગુણ, પ્રલય અવસ્થા જેહ;
તે માંયે પડયું પ્રતિબિંબ બ્રહ્મનું, ઇશ્વર ચૈતન્ય તેહ. ૨૭
અહંથાઉં અનેક રૂપે, ઇશ્વરનો મોહ અહંકાર;
પ્રીતમ એણીપેરે વૃદ્ધિ પામ્યું, પુરૂષ પ્રકૃતિ સાર. ૨૮

વિશ્રામ.

મુળ માયા એમ જાણોવિસ્તારજી,ઈશ્વર સંતેબળપામી અપારજી;
એકમાયા થઇ પંચ પ્રકારજી,શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ સારજી.૨૯

ઢાળ.

એ પંચે મહાભૂત પ્રગટયાં, અને છઠ્ઠો શુદ્ધ રજો ગુણ રહ્યો;
હિરણ્ય ગર્ભ વપુ સૂત્ર આત્મા,સ્થિતિ અવસ્થાએ સ્થિર થયો.૩૦
શબ્દ વૃદ્ધિ પામ્યો વિશેષે, તેનું થયું આકાશ;
સ્પર્શ વૃદ્ધિ પામ્યો વિશેષે, હવો પવન પ્રકાશ. ૩૧
રૂપ વૃદ્ધિ પામ્યું વિશેષે, તેનું હવું તતક્ષણ તેજ;
રસ વૃદ્ધિ પામ્યો વિશેષે, તેનું હવું ઉદક એજ. ૩૨
ગંધ વૃદ્ધિ પામ્યો વિશેષે, તેની હવી અવની એહ;
એ પંચનાં પચીશ પ્રગટયાં, સેળભેળ થયાં તેહ. ૩૩
સ્થાવર જંગમ થઇ સૃષ્ટિ, નાના મોટા ઘાટ;
ઇચ્છા ઉત્પત્તિ શુદ્ધ સાત્વિક, વિશ્વ ને વૈરાટ. ૩૪
એ ઇશ્વરનું અંગ કહીએ, શીશ સપ્તમે ભુવન;
ભાર અઢાર રોમાવલી, રવી શશી તે લોચંન. ૩૫
દશ દિશા તે શ્રવણ એહના, મહા પવન નાસા વહે;
જમણે કર વિષ્ણુ ડાબે શીવજી, રૂદે ચતુરાનન રહે. ૩૬
સાત સમુદ્ર ઉદર એનું, વદન વન્હિ વિશાળ;
પાહાડ પર્વત અસ્ત એનાં, પાય સપ્ત પીયાલ. ૩૭
ઇશ્વર અંશ તે જીવ જાણો, સાગર બિંદુ જોય;
તણખા દીપ મશાલ ભડકા, ભિન્ન અગ્નિ ન હોય. ૩૮
ભુગતા જીવ ઇશ્વર ફળ દાતા, શુભ અશુભ અનુસાર;
અવિદ્યા માયાને સંગે, ભમે ભવ મોઝાર. ૩૯

કાયા કેરો જોર જાસ્યો, જુગત જાણે તેહની;
પ્રીતમ પ્રીછે ભ્રાંત ભાગે, ટળે ખડબડ દેહની. ૪૦

## વિશ્રામ.

સાંભળો સ્વામી અરજ અમારીજી,
વચન તમારાં કલ્યાણકારીજી;
વાત બ્રહ્માંડની કહી વિસ્તારીજી,
આ કાયાનો ભેદ ઘણો ભારીજી. ૪૧

## ઢાળ.

ભેદ ભારી કાયા કેરો, કોય સમજી નવ શકે;
બાહ્ય દૃષ્ટિ સર્વની પણ, ભાળે નહી ભીતર વિષે. ૪૨
કોણ સંકલ્પ કરે ઘટમાં, ભુખ તરશ કોને વિષે;
કોણ અવસ્થા ભોગવેને, જન્મ મરણ કોને હશે. ૪૩
તમો વિના સંશય એ ટળે નહી, સ્વામી શરણે આવીયો
કૃપા કરીને કહો મુજને, સાંભળવા સન્મુખ રહ્યો. ૪૪
દયા કરી ગુરૂ દેવ બોલ્યા, સાંભળ શુદ્ધ ચિત્ત કરી;
પૂછયાનો પરિઉત્તર કહીએ, રાખે જે રૂદીએ ધરી. ૪૫
આદ્ય બ્રહ્માએ કરી સૃષ્ટિ, તેને આત્મદષ્ટિ ઉપજે;
કોય મોહ પામે નહી, ભાવે કરી હરીને ભજે. ૪૬
કોણ મરે કોણ અવતરે, કોણ ધરે નાના દેહ;
માયાનો પ્રપંચ ન પીડે, સંસારશું નહી સ્નેહ. ૪૭
વિરંચીએ મન વિચાર્યું, ઉપાય એક એવો કરો;
દશ ઇંદ્રીનાં દ્વાર અવળાં, વિષય રસ તેમાં ધરો. ૪૮
ત્યારે સર્વ ભૂલ્યું ભેદ માંહી, ભીતર કોઇ ભાળે નહી;
માટે દૃષ્ટિ બાહ્ય સર્વની, અવિદ્યાએ અટકી રહી. ૪૯
સંકલ્પ વિકલ્પ ધર્મ મનનો, ભોગ કારણ બહુ કરે;
ક્ષુધા પીપાસા પ્રાણને, તે પોતાનો અર્થ આચરે. ૫૦
ખાય પીએ જે ભક્ષ ભોજન, વાયુ વિશેષે વિધિ કરે;
પાંચ મળીને પંડ પોષે, સમજ્યાથી કારજ સરે. ૫૧
ગગનનો ભાગ જાય ગગને, પવનનો પવને મળે;
તેજનો તે તેજ માંહી, જળનો ભાગ જળમાં ભળે. ૫૨

કઠણ ભાગ મળે અવની કેરો, અંગથી અળગો રહે;
કોલુને દૃષ્ટાંતે કરી, જેમ કુચા રસ ન્યારો લહે. ૫૩
તામસનાં પંચભુત માત્રા, રજોની ઇંદ્રી થાય;
ચાર અંતઃકરણ સત્વગુણનાં, એ તત્વ ચોવીશ કે'વાય. ૫૪
તત્વ ચોવીશનું સ્થૂળ થયું, પચીશમી માયા જેહ;
છવીશમો એ શુદ્ધ ચેતન્ય, પ્રીતમ પ્રીછે તેહ. ૫૫

વિશ્રામ.

સાંભળશિષ્યતું સુરત ધરીનેજી,કહીએ જથારથ જુગતકરીનેજી;
જે સમજે ભવ જાય તરીનેજી, ત્રીપુટી વર્જીત જાણ હરીનેજી.

ઢાળ.

તેહનું વર્ણન કરીને કહીએ, ત્રીપુટીપર અવિનાશ;
અચળ અમળ અખંડ અદ્વૈત, પરમ જ્યોત પ્રકાશ. ૫૭
સુખનું સુખ સિદ્ધાંત સૌનું, સમજે સંત સધીર;
દેહ ભાવ ભાસે નહી, આપે તે આત્મ શરીર. ૫૮
ત્રીપુટી તજતાં જથારથ દીસે, જેમ છે તેમ લેહેવાય;
ભિન્ન ભિન્ન ભાસે છે બહુધા, સમજે સમરસ થાય. ૯૬
શ્રવણ ઇંદ્રી શબ્દ વિશે, દીગ દેવ કહેવાય;
ત્રિધા ચૈતન્ય ત્રિધા વૃત્તિ, ત્રિગુણ છે તે માંય. ૫૦
ત્વચા ઇંદ્રી વિશે સ્પર્શ, મારૂત દેવ કહેવાય;
ત્રીધા ચૈતન્ય ત્રિધા વત્તિ, ત્રિગુણ છે તે માંય. ૬૧
નેત્ર ઇંદ્રી રૂપ વિશે, સૂરજ દેવ કહેવાય; ત્રીધા ચૈ૦ ૬૨
જીવ્હા ઇંદ્રી રસ વિશે, વરૂણ દેવ કહેવાય; ત્રીધા ચૈ૦ ૬૩
નાસા ઇંદ્રી ગંધ વિશે, પૃથ્વી દેવ કહેવાય; ત્રીધા ચૈ૦ ૬૪
વદન ઇંદ્રી વિશે વાણી, વન્હિ દેવ કહેવાય; ત્રિધા ચૈ૦ ૬૫
પાણ ઇંદ્રી વિશે કારજ, ઈંદ્ર દેવ કહેવાય; ત્રિધા ચૈ૦ ૬૬
ચરણ ઇંદ્રી વિશે ચાલવો, વિષ્ણુ દેવ કહેવાય; ત્રિધા ચૈ૦ ૬૭
પાયુ ઇંદ્રી વિશે આનંદ, પ્રજસ દેવ કહેવાય; ત્રિધા ચૈ૦ ૬૮
ઉપસ્ત ઇંદ્રી વિશે ક્રિયા, યમ દેવ કહેવાય; ત્રિધા ચૈ૦ ૬૯
મન ઇંદ્રી વિશે વિકલ્પ, ચંદ્ર દેવ કહેવાય;
ચૈતન્યને અભ્યાસે ભાસે, સમજે શંસય પળાય. ૭૫

બુદ્ધિ ઇંદ્રી નિશ્ચે વિશે, બ્રહ્મા દેવ કહેવાય; ચૈતન્યને ૭૧
ચિત્ત ઇંદ્રી વિશે ચિંતવન, વાસુદેવ કહેવાય; ચૈતન્યને. ૭૨
અહંકાર ઇંદ્રી ગર્વ વિશે, રૂદ્ર દેવ કહેવાય; ચૈતન્યને. ૭૩
ચૌદ ઇંદ્રી ચૌદ વિષય, ચૌદ દેવ કહેવાય;
ગ્રંથ અનેકમાં સાખ એહની, વેદશાસ્ત્ર સૌ ગાય. ૭૪
જ્ઞાન વિવેકે વિચારી જોતાં; ઉપજે નહી દુઃખ દ્વંદ;
પ્રીતમ કહીએ કમળની ગત્ય, પ્રગટે પરમાનંદ. ૭૫

વિશ્રામ.

કાયા કમળને કહું વિસ્તારજી, જે જાણેથી હોય નિસ્તારજી
પ્રીછે આવે ભવનો પારજી, ગુરૂ ગમે કરીએ વસ્તુ વિચારજી.૭૬

ઢાળ.

વસ્તુ વિચાર કરીને જોતાં, ટળે ત્રીવીધી તાપ;
અનભે આનંદ અધિક પ્રગટે, આવે સુખ અમાપ. ૭૭
મુળ દ્વાર દળ ચાર પાંખડી, દેવ ગણેશનો વાસ;
ખટસેં નિત્ય અજપા ઉઠે, સૂક્ષ્મ જોત્ય પ્રકાશ. ૭૮
લિંગ ચક્ર કંજ ખટ પાંખડી, તેમાં બ્રહ્મા આપ;
ઝગમગ ઝગમગ જ્યોત જેની, ખટ સહસ્ત્ર થાય જાપ. ૭૯
મણિપુરક નાભિ કમળ દળ દશ, ત્યાં વિષ્ણુ વાસ;
અજપા ખટ સહસ્ત્ર નિત્યે, પુરણ જોત્ય પ્રકાશ. ૮૦
હૃદે અનાહુત રહે સદાશિવ, કમળ દ્વાદશ પત્ર;
જ્યોતિરૂપ સ્વરૂપ સુંદર, અજપા ખટ સહસ્ત્ર. ૮૧
કંઠે વિશુદ્ધ ષોડશ પાંખડી, જીવ રૂપ ત્યાં જોય;
સહસ્ત્ર અજપા થાય નિત્યે, સહસ્ત્ર ગુરૂ સંગ હોય. ૮૨
અગ્નિ ચક્ર ભ્રુ મધ્યે ભણીએ, દ્વાદળ અંબુ આકાર;
શુદ્ધ ચૈતન્ય જોત્ય નિર્મળ, સહસ્ત્ર અજપા સાર. ૮૩
શીશ કમળ દળ સહસ્ત્ર કેરૂં, ધુની અનાહદ હોય;
બ્રહ્મરંધ્રનો ભેદ ભારી, જાણે જોગી કોય. ૮૪
તત્વમસી તુરીયાપદ કહીએ, ગુણ માયા અવસ્થા રહીત;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તીતે, વાસના લિંગ સહિત. ૮૫
જાગ્રત જાણે નેત્ર વાસો, સ્થૂળ ભોગ વિશ્વાભિમાન;

દીઠું વિચાર્યું સાંભળ્યું, સ્ફુરે સુપન નિદાન. ૮૬
સ્વપ્ન અવસ્થા કંઠ વાસો, ભાસે મિથ્યા ભોગ;
ચૈતન્ય તૈજસ અભિમાની, લીંગ શરીરને જોગ. ૮૭
સુષુપ્તીમાં સમે વૃત્તી, હૃદામાં હોય લીન;
આનંદ ભોગતાં પ્રાગંન્ન ભોક્તા, સહજાનંદ સુખ ચેન. ૮૮
ઇશ્વર ચૈતન્ય પ્રાગન્ન એકતા પ્રલ્લે સુષુપ્તી એક;
સુત્રાત્મા તૈજસ એકતા, ક્રિયા ભિન્ન વિવેક; ૮૯
વિશ્વાભિમાની વિશ્વાનર ચૈતન્ય, એને એકતા જોય;
પ્રીતમ પ્રોછે રૂપ પોતાનું, તો હરીસું એક રસ હોય. ૯૦

વિશ્રામ.

સઘળે સરખો એક રસ જાણોજી; વેદ વચન તે સત્ય પ્રમાણોજી;
એ અનુભવ તે ઉરમાં આણોજી;મુક્ત થઇને મહારસ માણોજી.

ઢાળ.

મુક્ત થઇને માણે મહાસુખ, મુક મિથ્યા માન;
હું મારૂં હૃદેથી તજતાં, થઇએ બ્રહ્મ સમાન. ૯૨
ગર્વે ઘણા નર ગયા અધર્વાચ, ડુબ્યા ભવ સંસાર;
કુશળ ઇચ્છો આપણું, તો મુકો માન અહંકાર. ૯૩
સમજ્યાનું સિદ્ધાંત એ છે, જે ટાળવું તિમિર અજ્ઞાન;
શત્રુ બીજા છે ઘણા, પણ નહી ગર્વ સમાન. ૯૪
કોઇ કહેશે જે કહ્યું હમણાં, જોડીને એ જુક્ત;
આગે અનેક સમજ્યા તે બોલ્યા, મોટા જીવન્મુક્ત. ૯૫
શબ્દ વિચારી જોશે જે જન, સમજીને ગ્રહેશે સાર:
ઊંચ નીચનો નથી અંતર, પ્રોછે પામે પાર. ૯૬
થોડા માંહી ઘણું કહ્યું છે, સમજે સર્વે કામ;
શ્રી ગુરૂ ચરણ સરોજ ભજતાં, પામે મન વિશ્રામ. ૯૭
ગુરૂ કૃપા વિના ન હોય જથારથ, જો કરે કોટિ ઉપાય;
ફેરી ફેરી અટકે આચરણમાં, જીવદશા નવ જાય. ૯૮
કૃપા કરે ગુરૂદેવ દયા નિધિ. તો ભવ ભટકણ ભાગે;
આ સંસાર અર્ણવ દુઃખ[illegible], તરતાં વાર ન લાગે. ૯૯
આપ બળે કેમ સિંધુ તરીએ, નિરખે નૌકા સાથ.

મેહેનત મમતા ટળે તેહુની, મળે પારસ મણી હાથ. ૧૦૦
એમ મહામણી જ્ઞાન ગીતા, જ્ઞાન ગુણ ભંડાર;
સુરત ધરીને સાંભળે તો, ટળે દુઃખ સંસાર. ૧૦૧
પય સાકર પુરણ પીવે તે, પ્રેમે થાયે પુષ્ટ;
તેજ પય પન્નગ પીવે તો, હોય ગરલ ઉત્કૃષ્ટ. ૧૦૨
માટે મન વિચારી લીજે, સમજ્યાનો છે અરથ;
શ્રદ્ધાવંતને સ્નેહે કહીએ, ગ્રેહેશે તે સમરથ. ૧૦૩
જિજ્ઞાસુને જુગતે કહીએ, આણી હુરખ અપાર;
અણ અધિકારી સાંભળે તો, વાધે દોષ વિકાર. ૧૦૪
હરિગુરૂ સંતનો હોય ભક્તિ, અથવા નર કેહેનાર;
તેને એ ભણતું સાંભળવું, પામે પદ નિરધાર. ૧૦૫
હરીગુરૂ સંત પ્રસાદે પામ્યો, પ્રીતમ પરમ આનંદ;
કૃત કૃત્ય ધન્ય ધન્ય થયો તે, કૃપા ગુરૂ ગોવિંદ. ૧૦૬
સંદેસરમાં સાધુ સગે, દયા હરી ગુરૂની થઈ;
કમળ લોચન કુંજ વિહારી, કૃપા દ્રષ્ટે ભાળ્યું સહી. ૧૦૭
શુદ્ધ ચૈતન્ય સકળ વ્યાપક, ગુરૂ વચને સાચું લહ્યું;
મન વાણીના પ્રેરક પોતે, ઉપજાવ્યું એવું લહ્યું. ૧૦૮
સંવત ૧૮૩૧ ના વરષે, અશાડ વદ દ્વીતીયાદીન રવિવાર;
જ્ઞાન ગીતા થઇ પૂરણ, પ્રીતમ પરમપદ સાર. ૧૦૯

## તુલસીજીનો વિવાહ.

### પદ ૨૨૯ રાગ ધોળ ૧.

ત્રીભુવન પાવન તુલસીજીનો વીવાહરે,
પ્રેમી જનનો પ્રેમ તણો રસ પીવારે.
શીવ ચતુરાનને ધાર્યું લગન વિચારીરે,
કાર્તક શુદી એકાદશી ઉત્તમ સારીરે.
વર કન્યાને જોયા મળતા વિશેકરે,
જેનાં રૂપ કર્મ ગુણ નામ અનેકરે.
વર તો છેલ છબીલો શાળંગરામરે,
કન્યા તે તો તુળશી નિર્મળ નામરે.
જાનૈયા તો જુઓ હરીના જંનરે,

જેને તુલસી વર છે તન મન ધનરે.
પ્રીતમનો સ્વામી છે પુર્ણાનંદરે,
અખીલ લોકને ઉપજાવે આનંદરે.

પદ ૨૩૦ ધોળ બીજું.

વાલો ચઢયા વરઘોડલે રે, સુખ સાગર કલોલરે;
પાંચ પચીશ મળી પ્રેમદા રે, ગાય મંગળ ને ધોળ રે. ૧
સુંદર સાબેલા શોભતારે, વર વીઠ્ઠલની જોડ રે;
ધ્રુવ અમરીષ પ્રહલાદજી રે, ભક્ત અનંત કરોડ રે. ૨
વાજાં વાજે રળીયામણાં રે, ગાજે નિગમ નગારાં રે;
રવી શશી બેઉ મશાલચી રે, મહિમા અગમ અપાર રે. ૩
બારે તે મેઘ કરે છાંટણાં રે, કરે ચમર પવન રે;
વિધ્ધ વિચિત્ર રંગ વાડીઓ રે, શોભે ચૌદ ભુવનરે. ૪
તત્વ ચોવીશને તોરણે રે, ચડયા ચૈતન્ય બ્રમરે;
પ્રીતમ સ્વરૂપને પ્રોછે તો રે, ટળે ત્રીવિધિ કર્મ રે. ૫

પદ ૨૩૧ ધોળ ૩ જું.

વરકન્યા તો મંડપમાં પધરાવ્યાં રે,
સચી સાવિત્રી મંગળ ગાવા આવ્યાં રે.
ત્રિત્રિ નારદ શુક સારદ વેદ ઉચારે રે,
પલક પલકમાં પ્રભુસું પ્રેમ વધારે રે.
વસુધા વેદી કીધી છે શુભ સારરે,
રવિ શશી દીપક ઝગમગ જ્યોત અપાર રે.
સાતે સાગર કુંભ ભર્યા જળ પાણીરે,
પંખા પવન કરે ઉર આનંદ આણીરે.
ચૌદ માળની ચિતરાવી છે ચોરી રે,
ભાર અષ્ટાદશ ખુંપ વનસ્પતિ મોરી રે.
વિશ્વ ચરાચર અખંડ અંતર જામી રે,
પ્રેમ સ્નેહી જન પ્રીતમનો સ્વામી રે.

પદ ૨૩૨ ધોળ ૪ થું.

ગગન મંડળમાં અનહદ વાજાં વાગેરે,
સુંદરતાનો સાગર શામ બિરાજે રે.

તેણે દીસે રાજ ઘણા રૂપાળા રે,
કંઠે આરોપી સુંદીર વરમાળા રે.
પ્રેમ તણે પટકુળે પાડી ગાંઠી રે,
ઓઢોતી ઉપરણી કેસર છાંટી રે.
વરકન્યાએ વરત્યાં મંગળ ચાર રે,
સુરનર મુનિવર બોલે જય જયકાર રે.
વરકન્યાએ આરોગ્યો કંસારરે,
જેણે સરજ્યો આ સઘળો સંસારરે.
અલબેલોજી પ્રેમે પરણી ઉઠયારે.
મંગળકારી મોતીડે મેહુ ઉઠયારે;
પ્રીતમનો સ્વામીછે પ્રેમ સ્નેહીરે,
ભુવન પધાર્યા લાલ લાડણી લેઇરે;

પદ ૨૩૩ ધોળ ૫ મું.

વરકન્યાના દોરડીયા છોડાયરે,
જુવંતી જુથ મળીને મંગળ ગાયરે.
રાધા મોહન રમાડયાં રૂપૈયેરે,
નેહે નીરખી હરખ ઘણો છે હૈયેરે.
તુળશી વિવાહ સાંભળશે જે ગાશેરે
માત પિતા કુળ તેનાં પાવન થાશેરે.
પતિત પાવન ગોપીવર ગુણ ગ્રામરે,
અધમ ઉદ્ધારણ જેનું નિર્મળ નામરે.
પ્રીતમના સ્વામીની શોભા સારીરે.
રસીયાજીના રૂપ તણી બલીહારીરે.

પદ ૨૩૪ ધોળ છઠું.

આજ સખી અલબેલોજી ઘેર આવ્યારે.
પ્રેમધરીને મંદીરમાં પધરાવ્યારે.
રતન સિંહાસન આસન લેઇ આપ્યાંરે
જન્મોજનમનાં સંકટ સઘળાં કાપ્યાંરે.
ઓરડીયામાં દીવડીયા અજવાળો રે.
તેણાં ભરી નંદકુંવરને ન્યાળોરે.

આંગણે મારે મોતીચોક પુરાવોરે
કેસર કુંમકુંમ છાંટણાં છંટાવોરે,
બારણે બારણે તોરણીયાં બંધાવોરે,
અતી સુંદર સુગંધી સીંચાવોરે;
પય પકવાન મંગાવ્યા મીઠા મેવારે,
લેહેર તોરંગી લક્ષ્મીવરને લેવારે.
અંગે મારે સોળે શણુગાર સારૂંરે.
અગર કપુરની આરતી ઉતારૂંરે,
પ્રેમ સનેહી જન પ્રીતમનો સ્વામીરે,
ઉર અંતરમાં વસીયા અંતર જામીરે.

## સાખીઓ.

### ખળનું અંગ.

અસંતને અડીએ નહી, અડકે ઉપજે સ્નાન;
કહે પ્રીતમ તજ તેહને, શુકર શ્વાન સમાન. ૧
અસંત ઉરગથી નીચ હે, વાણી વિશે વિકાર;
કહે પ્રીતમ સંગ દુષ્ટકે, જન્મે મરે બહુવાર. ૨
અસંત અમંગળ આત્મા, કબહુ ન કરીએ સંગ;
કહે પ્રીતમ સાધન ખડે, પડે ભજનમાં ભંગ. ૩
વીખ ઘોળીને પીજીએ, પડીએ પાવક માંહી;
કહે પ્રીતમ સાકુટ તણો, સંગ કરે સુખ નાંહી. ૪
સીંહ બખો વસીયર અસો, વીંછી વળગો અનંત;
કહે પ્રીતમ સ્વપ્નાંતરે, મળશો નહી અસંત. ૫
શળી ઉપર સેંજડી, ત્યાં સૂતે સુખ હોય;
કહે પ્રીતમ કંટક તણો, સંગ ન કરશો કોય. ૬
અસંત અવિદ્યા રૂપ હે, ઉપજાવે અજ્ઞાંન;
કહે પ્રીતમ સર્વે ભુલે, ભજન સ્મરણ તપ ધ્યાન. ૭
દુષ્ટ તણો નહી દેહ દેશ, દુષ્ટકે નગ્ન નવ હોય;
પ્રીતમ દુષ્ટ સ્વભાવ હે, સંત કહે સબ કોઇ. ૮
બાળકાંડમે બહુ કહે, ખળકે ચરીત્ર અપાર;
કહે પ્રીતમ અનુક્રમે, જાણે જાણનહાર. ૯

અદ્ભુત કહે અગડે બુધ્ધી, રસના હોય ખુવાર;
કહે પ્રીતમ સંકેતમે, સમજે સમજણહાર. ૧૦
લક્ષણ લખીને રાખીએ, સમજ બુજ કર પ્રીત;
કહે પ્રીતમ કહું કેટલું, રાખ રૂદે પરતીત. ૧૧
મનથી મૂકી દીજીએ, તનસું નહી વેહેવાર;
કહે પ્રીતમ ન્યારો રહે, જ્યું જલ કમલ વિચાર. ૧૨
ભેખ દેખી ના ભુલીએ, સ્વાંગ ધરે સબ કોઇ;
કહે પ્રીતમ ચિત્ત શુદ્ધ હોય, સીદ્ધ કહાવે સોઇ. ૧૩
ખીર તક્ર બેઉ શ્વેત હે, સ્વાદ વિચાર વિવેક;
કહે પ્રીતમ પટંતરે, સંત અસંતકુ દેખ. ૧૪
હંસ બગ દોઉ ઉજળે, ચારે ચિન્હ જણાય;
સોમણ સાબુ ધોઇએ, ગરધવ ગાય ન થાય. ૧૫
કોયલ કૌવા એક રંગ હે, ભાષા ભિન્ન જણાય;
કહે પ્રીતમ સૂન શબ્દકું, સબ કોઇ મારન ધાય. ૧૬
ઉદક અંન અસંતનું, ખાન પાન કરે જેહ;
કહે પ્રીતમ સંશય નહી, પડે નરકમાં તેહ. ૧૭
દુષ્ટ સંગનો દોશ બહુ, શાસ્ત્ર પુરાણે સાખ;
કહે પ્રીતમ પ્રપંચ તજી, રામ નામ ચિત્ત રાખ. ૧૮

## ૨ નામ મહાત્મય.

રામ નામ શંકર જપે, સ્મરણ અખંડ સમાધ;
કહે પ્રીતમ મંગળ મહી ન મળે એક ઉપાધ. ૧
રામ નામ નિત્ય રટણ કરે, સનકાદિક શુક શેષ;
કહે પ્રીતમ સદ્ગુરૂ તણો, રામ નામ ઉપદેશ. ૨
નામ નિરંતર લીજીએ, મૈકી માન ગુમાન;
કહે પ્રીતમ દુવધા મિટે, પ્રગટે પૂરણ જ્ઞાન. ૩
રામ નામ રસના રટે, જે કો પરમ સુજાણ;
કહે પ્રીતમ નામે તરે, પાણીમાં પાશાણ. ૪
અધમ અજામેળ પાતકી, અતિ મતિમંદ ગમાર;
કહે પ્રીતમ હરી નામ તેં, સેહેજે પામે પાર. ૫
નામ ઉચાર્યું ગજપતિ, સંકટમાં જેહી વાર;

કહે પ્રીતમ એક પલકમેં, કાટે કષ્ટ અપાર. ૬
ગુનકા સબ ગુન રહિત હે, અવગુણ કે ભંડાર;
કહે પ્રીતમ હરી નામતે, ઉતરી ગઈ ભવપાર. ૭
રામ નામ જોગી જપે, તપે નહી ભવ તાપ;
કહે પ્રીતમ મન જીતકે, જપે અજપા જાપ. ૮
નામ બરાબર કછુ નહી, તપ તીરથ વ્રત દાન;
કહે પ્રીતમ સાધન સબેં, નહી હરી નામ સમાન. ૯
રામ નામ ચિંતામણિ, કલ્પદ્રુમ કામધેન;
કહે પ્રીતમ હરિ નામસેં, લગે રહે દીન રેન. ૧૦
નામ સુધારસ જે પીએ, જન્મ મરણ ભય જાય;
કહે પ્રીતમ પ્રીતે રટે, અમર અભેપદ પાય. ૧૧
નામ રામતેં અધિક હે, મહિમા અધિક અપાર;
કહે પ્રીતમ વીરલા લહે, જાકુ તત્વ વિચાર. ૧૨
પર્વતમેં મેરૂ બડા, તીરથ બડા કેદાર;
કહે પ્રીતમ સબ નામતેં, રામ નામ નીજ સાર. ૧૩
રામનામ પારસમણિ, મન લોહા હોય હેમ;
કહે પ્રીતમ એક નામસેં, કરહુ નિરંતર પ્રેમ. ૧૪
હરી હીરા હીરદે ધરો, મીટે મોહ અંધકાર;
પ્રીતમ રવિ પરમાતમા, પ્રગટે તેજ અપાર. ૧૫
રામનામ હે મહામણિ, કાટે વિષય વિકાર;
કહે પ્રીતમ નીજ નામકી, ઝગમગ જ્યોત અપાર. ૧૬
નામ તણી રચના સકળ, સપ્તદ્વીપ નવખંડ;
પ્રીતમ પસારા નામકા, સો ગાજે બ્રહ્માંડ. ૧૭
નામ લીયે નામી મીલે, ઐસા નામ બળવંત;
પ્રીતમ સ્મરણ નામકે, ભયે શીરોમણિ સંત. ૧૮
નિર્મળ નામ ઉચ્ચારતાં, ઉઘડે નેન અનંત;
પ્રીતમ સ્વપદ પરસતાં, હોય પરમ સુખ શાંત. ૧૯
એક નામ આધાર હે, નામ વિના નહી કોય;
પ્રીતમ નામ ઉચ્ચારતાં, જીવ ટળી બ્રહ્મ હોય. ૨૦
નામ નગારાં ગડગડે, અનહદ આઠે પહોર;

કહે પ્રીતમ દીલ ના ડગે, રહે ઠોરકા ઠોર. ૨૧
નામ બરાબર કછુ નહી, જોગ જગન તપ દાન;
કહે પ્રીતમ ભજ ભાવસું, તજી દેહ અભિમાન. ૨૨
નામ સકળ સંસારમાં, વ્યાપક પીંડ બ્રહ્માંડ;
કહે પ્રીતમ સત નામ હે, સપ્તદ્વીપ નવ ખંડ. ૨૩
નામ સુધારસ જે પીયે, જન્મ મરણ ભય જાય;
કહે પ્રીતમ સુખ સહજમાં, અભય અમર તે થાય. ૨૪
નામ રત્ન અમુલખ હે, દિલ દરિયા કે માંહી;
કહે પ્રીતમ મરજીવા લહે, દુજા પાવે નાંહી. ૨૫
નામ દીપ ઉદ્યોત હે, મન મંદીર કે મધ્ય;
કહે પ્રીતમ રટ નામકું, પ્રગટે જ્ઞાન પ્રસીદ્ધ. ૨૬

## ૩ સંતમહાત્મકો અંગ.

સંત સમાગમ કીજીએ, રૂદીએ રાખો ભાવ;
કહે પ્રીતમ સંસારમાં, તરવાનું એ નાવ ૧
સેવા પૂજા સંતની, જે કરશે નર નાર;
કહે પ્રીતમ આનંદમેં, ઉતર ગયે ભવપાર. ૨
સંત વાસી વૈકુંઠકે, ઉત્તર અવની મોઝાર;
કહે પ્રીતમ પાવન કીયા, પાપરૂપ સંસાર. ૩
સંત સ્વરૂપ હે બ્રહ્મકો, એમાં નહી સંદેહ;
કહે પ્રીતમ ઉપદેશકું, ધર્યો મનુષ્યકો દેહ. ૪
સંત બ્રહ્મકો હંસહે, બ્રહ્મ સરોવર વાસ;
કહે પ્રીતમ મુક્તા ચુગે, નિર્મળ નામ સુવાસ. ૫
સંત સમો સંસારમાં, નહી કોઇ પરમ દયાળ;
કહે પ્રીતમ એક પલકમાં, નજરે કરે નિહાલ. ૬
સંત હરીકે લાડીલે, નિર્મળ બચન રસાળ;
કહે પ્રીતમ નીજ જ્ઞાન દે, કાટે જમકી જાળ. ૭
સંત પ્રગટ પરમાત્મા, પુરણ પરમાનંદ;
કહે પ્રીતમ મહીમા અંગમાં, જાણે નહી મતિમંદ. ૮
સંત બ્રહ્મકો તેજ હે, પુરણ જ્યોત પ્રકાશ;
કહે પ્રીતમ માયા તીમર, તતક્ષણ હોયે નાશ. ૯

સંત સગુણ અવતાર હે, હરીકે અનંત અપાર;
કહે પ્રીતમ ગુણ ગાયકે, કોનો નીજ વિસ્તાર. ૧૦
સંત સુધારસ કે ભરે, નખસે શીશ પર્યંત;
કહે પ્રીતમ પદ પરસતાં, ઉઘડે નેણુ અનંત. ૧૧
સંત સમાધીમાં રહે, દેહ તણી શુદ્ધ નાંહી;
કહે પ્રીતમ બ્રહ્મમાં ભળે, જયમ પાલો પાણીમાંહી. ૧૨
સંત ચિદાનંદ સિંધુ હે, આનંદ અતિ ઉદાર;
કહે પ્રીતમ રજ પરસતાં, છુટે ભવ સંસાર. ૧૩
સંત સમુદ્રકી લેહેર હે, વાણી વચન તરંગ;
કહે પ્રીતમ નિત્ય પરસતાં, પ્રગટે પુરણ રંગ. ૧૪
સંત પરમ ધનવંત હે, કરે દીનતા દૂર;
કહે પ્રીતમ હરી ભજનમાં, રહે રંગ ભરપૂર. ૧૫
સંત શરણ શીતળ સદા, સેવંતાં સુખ હોય;
કહે પ્રીતમ ત્રિલોકમેં, ગાંજ શકે નહી કોય. ૧૬
સંત મહિમા શ્રીમુખ કહે, કમળાને બહુવાર;
કહે પ્રીતમ કોઇ જાનહી, જાકું તત્વ વિચાર. ૧૭
સંત મૂળ મેં ડાળ હું, પત્ર સકળ સંસાર;
કહે પ્રીતમ વીરલા લહે, મહીમા અગમ અપાર. ૧૮
સંત સદા અમરૂપ હે, નાહીન આન વિચાર;
કહે પ્રીતમ મંગલમય, વિચરે અવનીમોઝાર. ૧૯
સંત દીસાસે હોત હે, સ્વાંગે સંત ન હોય;
કહે પ્રીતમ સોનામુખી, કુંદવ કહે ન કોય. ૨૦
સંત વિષયથી વર્જીતા, નાહીન લોભ લગાર;
કહે પ્રીતમ પરમારથી, પ્રેમે પર ઉપકાર. ૨૧
આશા તૃષ્ણા ઇરષ્યા, નીંદા નહી લવલેશ;
કહે પ્રીતમ આનંદમાં, આપે સત ઉપદેશ. ૨૨
મિથ્યા ભાષણ નહી કરે, બોલે અવિચળ વેણ;
કહે પ્રીતમ અતિ મુદીત મન, નિર્મળ વાકે નેણ. ૨૩
જ્ઞાન ગીરા તે ઉચરે, જ્ઞાન તણું દે દાન;
કહે પ્રીતમ રહે જ્ઞાનમાં, ખાનપાનકુ જ્ઞાન. ૨૪

દયા દાન ને દીનતા, આશા રહિત અમાન;
કહે પ્રીતમ પલ ના ડગે, એવું નિરંતર ધ્યાન. ૨૫
નિષ્કંચન નિર વૈરતા, બાજા ભિન્ન પવિત્ર;
કહે પ્રીતમ શુદ્ધ ભાવતે, ગાય સુણે હરી ચરીત્ર. ૨૬
કામ ક્રોધ મદ મોહમાં, પામે નહી પરિતાપ;
કહે પ્રીતમ શીતળ રહે, જપે અજપા જાપ. ૨૭
સુરતરૂ સુરધેનુ સદા, ચિંતામણિસે ચેન;
કહે પ્રીતમ પાવન પરમ, સુધા સનેહી સુખચેન. ૨૮
સંત અમર પદ ભોગવે, રાજકુંવરનું રાજ;
કહે પ્રીતમ દુર્બળ ડરે, સુણી ગજરાજ અવાજ. ૨૯
સંત લક્ષણ કોણ કહી શકે, શેશ ન પાવે પાર;
કહે પ્રીતમ કૈસે કરૂં, વાણી રહિત વિચાર. ૩૦
સતકોટિ મળી શારદા, કથે કલ્પ પર્યંત;
કહે પ્રીતમ કહી નવ શકે, લક્ષણ સંત મહંત. ૩૧
જાત ન જોઇએ સંતકી, સંત નિરંજન દેવ;
કહે પ્રીતમ પ્રેમે કરી, કીજે વાકી સેવ. ૩૨
કાગ વિષ્ટામેં પીપળો, ઉગે ઠોર કઠોર;
કહે પ્રીતમ પૂજે સબૈ, ભાવ ધરે નહિ ઓર. ૩૩

## ૪ ગુરૂ મહિમાકો અંગ.

ગુરૂ પદ પ્રેમે પૂજીએ, પ્રગટે જ્ઞાન પ્રકાશ;
કહે પ્રીતમ એક પલકમાં, કરે અવિદ્યા નાશ. ૧
ગુરૂ ગોવિંદતેં અધિક હે, શુદ્ધ ચિત્તે કરી જોય;
કહે પ્રીતમ કરૂણા કરે, આવાગમન ન હોય. ૨
સદ્ગુરૂ ચરણ સરોજમાં, મન મધુકર કરી રાખ;
કહે પ્રીતમ નિત્ય નેહસું, રામ સુધારસ ચાખ. ૩
સદ્ગુરૂ સમ સંસારમાં, હીતકારી કોઉ નાંહી;
કહે પ્રીતમ ભવપાશતેં, છોડાવે પલમાંહી. ૪
ગુરૂકું માને માનવી, દેખે દેહ વ્યવહાર;
કહે પ્રીતમ સંશય નહી, પડે તે નરક મોઝાર. ૫
ગુરૂ ઇશ્વરતેં અધિક હે, બ્રહ્મરૂપ ભગવાન;

કહે પ્રીતમ પદ પરસતાં, કાટે કોટિ અજ્ઞાન. ૬
અશન વસન વાહન સદન, સદ્‌ગુરૂ અર્પે જેહ;
કહે પ્રીતમ સુખ ભોગવે, અખંડ અભેપદ તેહ. ૭
જાકે મુસ્તક ગુરૂ નહિ, સો નર નુગરા જાણ;
કહે પ્રીતમ પાતક નહી, પુરૂષ નહી પાષાણ. ૮
ચંદ્રવિના જેમ જામની, કંથવિના જેમ નાર;
કહે પ્રીતમ એમ ગુરૂવિના, પ્રાણી પશુ ગમાર. ૯
નગરા નર જ્યાં પગ ધરે, કાંપે ધરણી શેશ;
કહે પ્રીતમ મુખ દેખતાં, પાપ કરે પ્રવેશ. ૧૦
ગુરૂ આજ્ઞા માને નહી, તજે ન દેહ અભિમાન;
કહે પ્રીતમ મહા અરણ્યમેં, રાક્ષસ હોય નિદાન. ૧૧
ગુરૂકું તન મન સોંપીએ, સર્વસ પ્રાણ સમેત;
કહે પ્રીતમ ભવસિંધુમેં, બુડત ભુજ ગ્રહી લેત. ૧૨
સેવકકે સુખ કારણે, ગુરૂ કસોટી દેત;
કહે પ્રીતમ શિક્ષા કરે, અંતરમાંહી હેત. ૧૩
પારસમણિ ચિંતામણી, કલ્પદ્રુમ કામધેન;
કહે પ્રીતમ ગુરૂ ચરણપર, કોટિ વારણ કીન. ૧૪
કોટી ઇંદ્ર કોટી કમલજૂ, કોટી સારદા શેષ;
કહે પ્રીતમ ગુરૂકું ભજે, ગૌરી સિદ્ધ ગણેશ. ૧૫
ઉઠ કરોડ તીરથ સબે, ગુરૂ ચરણોદક જેહ:
કહે પ્રીતમ પીએ પ્રેમસું, પામે અટલપદ એહ. ૧૬
લાખ યજ્ઞ જે કોઇ કરે, વિધિ પૂર્વક વિખ્યાત;
કહે પ્રીતમ પ્રસાદમાં, સમજી લો સાક્ષાત. ૧૭
ગુરૂકો વચન વિચારીએ, મનસું વારંવાર;
કહે પ્રીતમ એક શબ્દમાં, ચાર વેદકો સાર. ૧૮
સબહી મિટાવે કલ્પના, કરે ભમણા દુર;
કહે પ્રીતમ પરમાત્મા, દેખાડે ભરપૂર. ૧૯
કમઠ દ્રષ્ટિ જેમ ઇંડપર, પોષે પૂરણ હેત;
કહે પ્રીતમ એમ શીશકું, જ્ઞાન કૃપા કરી દેત. ૨૦
ગુરૂ મહિમા અતિ અગમહે, નીગમ ન પાવે પાર;

કહે પ્રીતમ કૈસો લહે, જડમતિ જીવ ગમાર. ૨૧
ગુરૂકી પૂજે પાદુકા, આસન સેજ સલામ;
કહે પ્રીતમ રીધ સીદ્ધ સબે, તાકી હોય ગુલામ. ૨૨
શુક નારદ શંકર રટે, ગુરૂકો મહિમા અપાર;
કહે પ્રીતમ ગુરૂ શબ્દસેં, તરીએ ભવ સંસાર. ૨૩
જન્મ મરણ જોખમ ટળે, અખંડ અભેપદ પાય;
કહે પ્રીતમ જોખમ ટળે, અનુભવ એકરસ થાય. ૨૪
અંતરજામી ગુરૂ આતમા, સબ ઘટ કરે પ્રકાશ;
કહે પ્રીતમ ચર અચરમાં, ગુરૂ નિરંતર વાસ. ૨૫
તૃણ ન હાલે ગુરૂ વિના, વ્યાપક વિશ્વાધાર;
કહે પ્રીતમ કાયા વિશે, સદ્ગુરૂ બોલણહાર. ૨૬
ગુરૂકો ધ્યાન જેકો ધરે, બોલે ગુરૂ મુખ વાણ;
પ્રીતમ સંત સમાજમેં, સકલ શિરોમણિ જાણ. ૨૭
સંત હરી ગુરૂ એક હે, ભિન્ન કહો મત કોય;
કહે પ્રીતમ સદ્ગુરૂ મીલે, તાકું માલમ હોય. ૨૮
ગુરૂ કે ગુન કહા ગાઇએ, મેરે મુખ રસના એક;
પ્રીતમ સાગર પુજીએ, અંજલી કશો વિવેક. ૨૯
દીપ આરતી અર્કપર, ઉતારે જે કોઇ;
કહે પ્રીતમ એ દેખતાં, કૈસી શોભા હોય. ૩૦
વાણી વડે કયા વર્ણવું, મન વાણીકે પાર;
કહે પ્રીતમ કૈસે કરૂં, વાણી રહિત વિચાર. ૩૧

## ૫. અથ વિચારકો અંગ.

સદ્ વિચાર નિત્ય કીજીએ, મુકી મન અહંકાર;
કહે પ્રીતમ ચિત્ત વિચારીએ, કોહુંકો સંસાર. ૧
સંસાર કોણે પેદા કર્યો, કોણે ઉપજાવ્યો હું;
કહે પ્રીતમ સો કારનું, દીસે છે તે શું. ૨
હુંકારે આવી અડયું, દાનવ માનવ દેવ;
કહે પ્રીતમ સમજાવતાં, ટળે નહી અહંમેવ. ૩
હુંકારે હરી વેગળા, હુંનું કામ કઠોર;
કહે પ્રીતમ લાગે નહી, હુંકા જંપા જોર. ૪

કોઇ વીરલા જન વીસરે, આપા કૃત અહંકાર
કહે પ્રીતમ સબ દેખતાં, નીકસ ગયે ભવપાર. ૫
ખાતાં પીતાં પેહેરતાં, સૂતાં બેઠાં સાર;
કહે પ્રીતમ તજીએ નહી, આત્મતત્વ વિચાર. ૬
જપ તપ જોગ વિચારમાં, તીરથ વ્રત અનેક;
પ્રીતમ પલક ન છાંડીએ, સાર વિચાર વિવેક. ૭
વિચાર વિરંચીએ કર્યો, ઉપજાવી સો સૃષ્ટ;
કહે પ્રીતમ વિષ્ણુ વિચારતે, સોનું કાપે કષ્ટ. ૮
સદ્‌વિચાર શીવજીએ કર્યો, રૂદીએ રાખ્યા રામ;
કહે પ્રીતમ શત કોટીમાં, લીયો વિચાર નીજ નામ. ૯
સદ્‌વિચાર સનકાદિકે કર્યો, ધર્યો હરિસું સ્નેહ;
કહે પ્રીતમ પરણ્યા નહી, રહ્યા સ્વરૂપે તેહ. ૧૦
શ્રી શુકજી સમ કોઇ નહી, કીયો સુવસ્તુ વિહાર;
કહે પ્રીતમ માયા તણો, વળગ્યો નહી વિકાર. ૧૧
વિચાર વિના જેજે કરે, તે સો સાધન ફોક;
કહે પ્રીતમ સુખ નહી મળે, યહ લોક પરલોક. ૧૨
વચન વિચારી બોલીએ, વચને ટળે વિરોધ;
વિના વિચારે પ્રીતમ કહે, બોલે ઉપજે ક્રોધ. ૧૩
ક્રોધ ટળે ટળે કામના, લોભ ન લાગે લગાર;
કહે પ્રીતમ નિર્મળ રહે, એવો તત્વ વિચાર. ૧૪
વીચારે વ્યાપે નહી, વિષય વાસના શૂળ;
કહે પ્રીતમ તજીએ નહી, સદ્ વિચાર સુખ મૂળ. ૧૫
વીચારી વીખ ખાત હૈ, તાકું દુઃખ ન થાય;
કહે પ્રીતમ સુખમાં રહે, શોક સમૂળો જાય. ૧૬
કર્તવ્ય કોઇ પોહોચે નહી, પોહોચે સદ્‌વિચાર;
કહે પ્રીતમ રહે વિચારમાં, વ્યાપે નહી વિકાર. ૧૭
રાગ દ્વેષ સબહી સમે, દે મન દેહ વ્યવહાર;
કહે પ્રીતમ વસ્તુ વિચારતાં, કહો કહાં સંસાર. ૧૮
વેદ તત્વ વિચારતાં, હારદ આવે હાથ;
કહે પ્રીતમ પ્રગટ મિલે, તરત ત્રિભુવન નાથ. ૧૯

ભક્તિ વિચારથી ઉપજે, ભક્તિથી ઉપજે જ્ઞાન;
જ્ઞાન થકી હું તું ટળે, પ્રીતમ પ્રેમ નિધાન. ૨૦
તત્વ વિચારે દેહનું, સર્વ ટળે અભિમાન;
પ્રીતમ પ્રગટ આત્મા, એક રસ નિર્મળ જ્ઞાન. ૨૧
જીવ ટળી બ્રહ્મ હોત હૈં, એસો તત્વ વિચાર;
કહે પ્રીતમ લાગે નહી, વીખીયા લેહેર લગાર. ૨૨
જન્મ મરણ જોખમ ટળે, મૃત્યુ અમૃત હોય;
કહે પ્રીતમ સાર વિચાર હૈ, કરી શકે જો કોય. ૨૩
સમજે સાધન હોત હૈ, જપ તપ યજ્ઞ અપાર;
કહે પ્રીતમ વિચાર વિના, કર્યાં કરાવ્યા છાર. ૨૪
વિશ્વ આતમ બ્રહ્મ હૈ, સબ ઘટ કરે પ્રકાશ;
કહે પ્રીતમ તત્વ વિચારતે, ભાસ્યો બ્રહ્મવિલાસ. ૨૫
જોગ જુગત સંજમ કરે, એ સબ તત્વ વિચાર;
કહે પ્રીતમ ટળે કલ્પના, પામે પદ નિરધાર. ૨૬

## ૬ જોગનું અંગ.

જોગ સમાધિ જે કરે, સાધે આઠે અંગ;
કહે પ્રીતમ પ્રવૃત્તિ તજે, પ્રગટે પુરણ રંગ. ૧
આસન પ્રાણાયામ પ્રતિહાર કરે, ધ્યાન ધારણા સંજમ નેમ.
કહે પ્રીતમ જોગ સમાધિસે, ધરે નિરંતર પ્રેમ. ૨
મુળ કમળ દળ ચારનું, અજનું ખટ દળ હોય;
કહે પ્રીતમ દશ દળ વિષ્ણુનું, જુક્તિ કરીને જોય. ૩
દ્વાદશ દળ હૃદય કમળ, ચક્ર અનાહત શીવ;
કહે પ્રીતમ દળ સોળનું, કંઠ સ્થાને રહે જીવ. ૪
જુગલ પાંખડી ભ્રુમધ્યે, જ્યાં ઇશ્વર અવિનાશ;
કહે પ્રીતમ દળ સહસ્રનું, પ્રેમે કરે પ્રકાશ. ૫
ખટસેં અજપા હોત હૈ, ગણપતિ દ્વાર ઉદાર;
કહે પ્રીતમ બ્રહ્મા વિષ્ણુ શીવ તહાં અજપા સહસ્ર અઢાર. ૬
છઠે અજપા સહસ્ર એક; જીવાત્મા જ્યાં હોય;
કહે પ્રીતમ પરમાત્મા, સહસ્ર અજપા સોય. ૭
એકવીસ ખટ સહસ્ર અજપા, ધુની અનાહત હોય;

કહે પ્રીતમ પુરણ નિધિ, બ્રહ્મ દૃષ્ટ કરી જોય. ૮
પંચમુખી ગંગા વહે, ઉઠે અનાહદ નાદ;
કહે પ્રીતમ પદ પરસતાં, મટી જાય મોહ પ્રમાદ. ૯
ચીણી ચીણી મંજાઝરી. વાણા તાલ મૃદંગ;
કહે પ્રીતમ ઘંટા શંખ ધુની, ભેરી મેદ સારંગ. ૧૦
ધોતી નેતી ભસ્તી ભ્રમરી, નોળી ત્રાટક ધ્યાન;
પ્રીતમ ખટ કર્મ જોગકે, સમજે સાધન વાન. ૧૧
મુખક હંસ ખગપતિ ગતિ, વૃષભ ચાલ નિરધાર;
કહે પ્રીતમ ગુરૂ ગમ કરી, નીરખો નીજ દેદાર. ૧૨
કુરમ રૂંકોચે શરીરને. એમ સમેટે અંગ;
કહે પ્રીતમ અમૃત પીવે, સુરત સખીકે સંગ. ૧૩
કરે અગોચરી પેગડાં, ખેચરીપર અસવાર;
પ્રીતમ લગામ ગ્રહે ભુચરી, ખેલે ચાચરી સાર. ૧૪
રહે ઉન્મુની આસન, આઠે પોહોર આનંદ;
કહે પ્રીતમ તે નહી પડે, ફરીને માયા ફંદ. ૧૫
ત્રીકુટી ઉઠ પીઠ કુલાંટ ભ્રમર ગુફા બ્રહ્મરંધ્ર મુકામ;
કહે પ્રીતમ સંસાર સુખ, તાકુ સબહી નહી હે કામ. ૧૬
ગગન મંડળમેં ઘર કરે, ધરે સમાધિ ધ્યાન;
કહે પ્રીતમ પ્રેમે કરે, અજર અમીરસ પાન. ૧૭
પ્રેમ જડી અમૃત ઝરે, ભીંજે આઠે અંગ;
કહે પ્રીતમ જોગ તણા, નીત્ય નીત્ય નૌતમ રંગ. ૧૮
ઝગમગ ઝગમગ હોત હે, તેજ પુંજ ભરપૂર;
કહે પ્રીતમ સબ દેવતા, સેવા માંહી હજુર. ૧૯
ગણનાયક પ્રજાપતિ, વિષ્ણુ શંકર ઈંદ્ર;
કહે પ્રીતમ સેવા કરે, અશ્વનીકુમાર રવિ ચંદ્ર. ૨૦
વાયુ વરૂણ અગ્નિ વસુ, દશે દિશા દીક્પાળ;
કહે પ્રીતમ લાગે નહી, કાળ વ્યાળ જંજાળ. ૨૧
ચોરાશી લાખ આસન જોગકે, તામે ચોરાશી સાર;
તામે સોળ પ્રસિદ્ધ હે, પ્રીતમ રૂદે વિચાર. ૨૨
તા માંહી દ્વાદશ કહે, દ્વાદશ માંહી તીન;

કહે પ્રીતમ એ તીનમેં, પક્ષ સિદ્ધ સત કીન. ૨૩
એ સબ સાધન તબ લગે, જબ લગ લાગે સમાધ;
કહે પ્રીતમ નિર્વિધનસેં, મીટ જાય સકલ ઉપાધ. ૨૪
એ સબ સાધન સત્ય હૈ, જબલગ ઉપજે જ્ઞાન;
પ્રીતમ જ્ઞાન પ્રકાશતે, સબહી દુષ્ટ સમાન. ૨૫

## ૭ અથ જ્ઞાનકો અંગ.

જ્ઞાનવિના અભિમાનકી, ટળે નહી અહંતા આડ;
કહે પ્રીતમ નીજ જ્ઞાનકા, જાહેર ઝંડા ગાડ. ૧
જ્ઞાન રવિ ઘટમેં ઉદે, ટાળે તીમીર અજ્ઞાન;
પ્રીતમ મોટમ જ્ઞાનકી, ભાખે શ્રી ભગવાન. ૨
ગીતાકે અધ્યે સાતમેં, જ્ઞાન શિરોમણિ કીન્હ;
પ્રીતમ પારથકું કહા, કૃષ્ણ ચંદ્ર પ્રવીણ. ૩
એકાદશા ઉદ્ધવ પ્રત્યે, કરી જ્ઞાનકી ગોષ્ટ;
કહે પ્રીતમ રઘુવર પ્રત્યે, કહ્યો જોગ વસીષ્ઠ. ૪
સનકાદિક શંકર સદા, હૈ જ્ઞાનમેં લીન;
કહે પ્રીતમ પુરણ સદા, જ્ઞાન ગુરૂકી સેન. ૫
જ્ઞાનીકો જીવન સુફલ, સબહીકુ સુખરૂપ;
કહે પ્રીતમ જ્ઞાને મીટે, માયા ભ્રમ તમ કુપ. ૬
જ્ઞાન ગિરાતે ઉચરે, જ્ઞાન તણો ઉપદેશ;
કહે પ્રીતમ જ્ઞાને ટળે બહુરૂપી રાગ ને દ્રેષ. ૭
એક ચરાચર આતમા, અપના તુલ્ય સબ કોઇ;
કહે પ્રીતમ કો ઉપરે, દુષ્ટ ભાવ ના હોય. ૮
અપને પગસેં પગ સબેં, અપને પાણસેં પાણ;
અપને મુખસેં મુખ સબેં, પ્રીતમ એહ પ્રમાણ. ૯
અપને નૈનસેં નૈન સબેં, અપને કરસેં કર;
અપને અંગસે અંગ સબે, પ્રીતમ એ દુઃખ હરન. ૧૦
સાગર માંહી હોત હૈ, લેહેરી લોઢ તરંગ,
કહે પ્રીતમ ઓ બ્રહ્મમેં, ઉપજત હૈ બહુ રંગ. ૧૧
વાપી કુપ તડાગકે, નીર ભિન્ન ન હોય;
કહે પ્રીતમ ઓ આતમા, જ્ઞાન દૃષ્ટ કરી જોય. ૧૨

ઉમ દશા હૈ જ્ઞાનકી, જે કોઈ જાણે ભેદ;
કહે પ્રીતમ વર્ણન કરે, નીશદીન ચારે વેદ. ૧૩
જ્ઞાની કર્મ કરે સબે, અંતર નહી અહમેવ;
કહે પ્રીતમ ભીતર નહી, ઉપર સકળ અવેવ. ૧૪
જ્ઞાન ગુરૂતે પાઇએ, ગુરૂ હૈ જ્ઞાન સ્વરૂપ;
કહે પ્રીતમ જ્ઞાન મોલે, અખીલ ભુવન કે ભૂપ. ૧૫
નિંદા સ્તુતિ કાં કરો, ચંદન અથવા છાર:
કહે પ્રીતમ દુઃખે નહી, દિલમેં એક લગાર. ૧૬
શત્રુ મિત્ર સમાન ચિત્ત, સરખું કુંચન લોહ;
કહે પ્રીતમ જ્ઞાન વિષે, નહી મમતા મદ મોહ. ૧૭
સોળ વરસના સુંદરી, નખ શીખ સજે શણુગાર;
કહે પ્રીતમ ભેળાં રહે, ન મળે વિષય વિકાર. ૧૮
ખડગ કાઢી શિરપર રહે, મારનકુ નિરધાર;
કહે પ્રીતમ ભય ઉપજે નહી, જ્ઞાન લક્ષણ સાર. ૧૯
છળ પ્રપંચ કરે નહી, સબહી હૈ શુદ્ધ ભાવ;
કહે પ્રીતમ પૂરણ રહે, કોયદો કોયલે જાવ. ૨૦
વસ્તુ છુપાવે નહી કશી, નહી કોઇ ચોર શાહુકાર;
કહે પ્રીતમ એક આતમા, સબહી સરજનહાર. ૨૧
જ્ઞાન વિના બહુ ગરબડો, ઉપજે અનંત અપાર:
કહે પ્રીતમ જ્ઞાન સમે, ભાસે બ્રહ્માકાર. ૨૨
જ્ઞાન જ્ઞાન સબકો કહે, આતમ જ્ઞાન સો જ્ઞાન;
કહે પ્રીતમ પારસમણિ, ઔર સબે પાશાણ ૨૩
ભરત ઋષભ શુકદેવજી, દત્ત કપિલ ત્રિપુરાર;
ગરક રહે તે જ્ઞાનમે, પ્રીતમ પ્રેમ અપાર. ૨૪
ભક્તિ જુક્તા જે જ્ઞાનહૈ, સોઇ જ્ઞાન શુભ સાર;
કહે પ્રીતમ પરમારથી, જ્ઞાની પુરૂષ ઉદાર. ૨૫
દયા કરે સબ દુઃખ હરે, દેવે નિર્મળ જ્ઞાન;
કહે પ્રીતમ પ્રેમે કરી, મુકાવે અભિમાન. ૨૬
તાકો સુખ મેં કા કહુ, એસો અવર ન કોઇ;
કહે પ્રીતમ ત્રિભુવનપતિ, ભક્તનકું વશ હોય. ૨૭

## ૮ અથ ભક્તિકો અંગ.

ભક્તિ કરે ભગવાનકી, તજે વિષય રસપાન;
કહે પ્રીતમ ભૂલે નહી, બ્રૂંમ તણું નિશાન. ૧
અનન્ય ભાવ ઉપાસના, ગુરૂ ઇશ્વરકી હોય;
કહે પ્રીતમ ત્રિલોકમેં, વિઘન કરે નહી કોય. ૨
અમૃત સરખું ઉચરે, કરે તે પર ઉપકાર;
કહે પ્રીતમ ચૂકે નહી, સેવા સ્મરણ સાર. ૩
અપને સુખ માગે નહી, ધન સંપત સુખરાજ;
કહે પ્રીતમ આનંદમેં, કરે પરમારથ કાજ. ૪
ઇશ્વરતા ઇચ્છે નહી, નહી અજ પદની આશ;
કહે પ્રીતમ સમર્થ સબળ, રહે દાસનકા દાસ. ૫
જોગ સિદ્ધ જાચે નહી, રાચે હરીકે રંગ;
કહે પ્રીતમ શુદ્ધ ભાવસું, કરે સદા સત્સંગ. ૬
કોઇ પ્રાણીકુ નીંદે નહી, વંદે જથા બળ બુધ;
કહે પ્રીતમ પુરણ સદા, સદા રહે ચિત્ત શુદ્ધ. ૭
જન્મ કર્મ જશરામકે, ગાય સુણે નિત્ય નિત્ય;
કહે પ્રીતમ સ્વારથ નહી, પરમારથપર પ્રીત. ૮
ભક્તિ ચિંતામણી ચિત્તધરે, કરે ન અન્ય ઉપાય;
કહે પ્રીતમ પ્રેમે કરી, ગુણ ગોવિંદકે ગાય. ૯
ભક્તિ પ્રિય ગોપાળકુ, એસો અવર ન કોય;
કહે પ્રીતમ ત્રિભુવનપતિ, ભક્તનકે વશ હોય. ૧૦
ભક્તિ કરી પ્રહ્લાદજી, હરિ ધર્યો નરસિંહ રૂપ;
કહે પ્રીતમ કર નખવડે. હણ્યો હિરણ્યાકંસ ભૂપ. ૧૧
ભક્તિ વિભિષણજીએ કરી, સાચા રૂઠાયા સાથ,
કહે પ્રીતમ રાવણ હણ્યો, રૂપ ધરી રઘુનાથ. ૧૨
ભક્તિ પાંડુ સુતે કરી. ભજ્યા દ્વારકાધીશ;
કહે પ્રીતમ કૌરવ તણી, જડ કાઢો જુગદીશ. ૧૩
બાળપણે ધ્રુવજી ભજ્યા, આદ્ય પુરૂષ અવિનાશ;
કહે પ્રીતમ અવિચળ થયા, ફરી નહી ગર્ભવાસ. ૧૪
પ્રેમ ભક્તિ અનુપાયની. આનંદ સુખનું મૂળ;

કહે પ્રીતમ વ્યાપે નહી, મોહ માયાનું શૂળ. ૧૫
માયા સુરાતળ ભોગવે, દિવસ પાંચ દશ કોય;
કહે પ્રીતમ યમ યાતના, અંતકાળ બહુ હોય. ૧૬
ભક્તી સુધાસાગર સહી, માયા દુઃખ ભંડાર,
કહે પ્રીતમ સમજે નહી, તો દેખી લે સંસાર. ૧૭
ભક્તિ માયા દોઉ સુંદરી, રહે પ્રભુકે પાસ;
કહે પ્રીતમ ભક્તિ અટલ, માયા સુપન વિલાસ. ૧૮
દૈવીકું ભક્તિ પ્રિય, આસુરી માયા મોહ;
કહે પ્રીતમ એ અનાદિકે, મારગ કહીએ દોય. ૧૯
ભક્તિ વિના ભવમેં ભ્રમે, ગમે નહી ગોપાળ;
કહે પ્રીતમ પીત્રી કહે, કૂટ ભૂંડા ચાંડાળ. ૨૦
બંધન કાટે જીવકે, ઉપજે સુખ આનંદ;
કહે પ્રીતમ ભક્તિ તજે, તેથી કો અતિમંદ. ૨૧
ભક્તિ કરે ભવજળ તરે, પીત્રી સહિત કુળ સાત;
કહે પ્રીતમ છાના નહી, વેદ શાસ્ત્ર વિખ્યાત. ૨૨
ભક્તિ કલ્પતરૂ કામધેનુ, અભિમત ફળ દાતાર;
કહે પ્રીતમ સેવે સદા, નાહીન દુઃખ લગાર. ૨૩
ભક્તિ ભાવ વિના માનવી, મૂરખ મૂઢ ખમાણ;
કહે પ્રીતમ કેસે રહે, પ્રેમ પીંડ બીન પ્રાણ. ૨૪
સહસ્ર જનમ સાધન કરે, જોગ સમાધિ ધ્યાન;
પ્રીતમ પૂર્વ ભાગ્યતે, મિલે ભક્તિ ભગવાન. ૨૫
નહી વૈકુંઠ ગૌલોકમેં, નહી અવની આકાશ;
કહે પ્રીતમ પ્રભુ ત્યાં વસે, ગાય ભક્ત નિજ દાસ. ૨૬

## ૯ અથ પ્રેમકો અંગ.

પ્રેમ પંથ અતિ કઠીન હે, જૈસી ખાંડાધાર;
કહે પ્રીતમ લક્ષ ક્રોડમેં, કોઇક પોહોચે પાર. ૧
સન્મુખ રેહેણા સિદ્ધકું, પ્રગટ પીના ઝેર;
પ્રીતમ પડના અગ્નિમેં, અગમ પ્રેમકી લેહેર. ૨
સ્વાંગ સતીકા પેહેરકે, પીછા માંડે પાવ;
કહે પ્રીતમ એ દુષ્ટકા, દરશન મત દેખાવ. ૩

પ્રેમ વિના પ્રાણી અધમ, છઠ અકૂળ અવતાર;
કહે પ્રીતમ મુખ દેખતાં, ઉપજે દોષ અપાર. ૪
સાચો પ્રેમ ન ઉપજે, જબ ગુરૂ દે સુબાર;
કહે પ્રીતમ કહા હોત હૈ, સ્વાંગ ધરે સો વાર. ૫
પ્રેમ વિના પાવે નહી, હુન્નર કરો હજાર;
કહે પ્રીતમ એક પ્રેમ વિના, ન મળે નંદકુમાર. ૬
પ્રેમ વિના સબ શુન્ય હૈ, જાનત નહી જડ જીવ;
કહે પ્રીતમ કૈસે મીલે, પ્રેમ સનેહી પીવ. ૭
સત્ય પ્રેમ વ્રજ નારકો, વીસરી તન ધન ધામ;
કહે પ્રીતમ પ્રેમે કરી, પરસે સુંદીર શ્યામ. ૮
લોકલાજ વેહેવારકી, નાહીન ખબર લગાર;
કહે પ્રીતમ પ્રભુ મન વસે, ભૂલ ગઈ સંસાર. ૯
પ્રેમ રસાયન જે પીએ, તન મન કરે કુરબાન;
કહે પ્રીતમ એક પલકમેં, પાવે પદ નિરવાન. ૧૦
શુદ્ધ ચૈતન્ય પરમાત્મા, વ્યાપક વિશ્વાધાર;
કહે પ્રીતમ રસબસ રહે, સત્ય પ્રેમ સોઇ સાર. ૧૧
પ્રેમ નિરંતર કીજીએ, સંત હરીગુરૂ સાથ;
કહે પ્રીતમ ન્યારા નહી, તાસે ત્રીભુવન નાથ. ૧૨
પ્રેમ રતન અમુલ્ય હૈ, સદ્‌ગુરૂ સંતકે હાટ;
કહે પ્રીતમ કૈસે મીલે, મોંઘો માથા સાટ. ૧૩
પ્રેમ સુધારસ પીજીએ, સોંપી તન મન શીશ;
કહે પ્રીતમ પ્રેમી મળે તો પ્રાણ કરૂં બખશીશ. ૧૪
પ્રેમ દયા તે પાઇએ, સદ્‌ગુરૂ હોય દયાળ;
કહે પ્રીતમ પાતક કટે, મીટે મોહ જંજાળ. ૧૫
પ્રેમ પદારથ સાર હૈ, જો હરદામાં હોય;
કહે પ્રીતમ ત્રીલોકમાં, કરતી ગંગા તોય. ૧૬
પ્રેમ વિના પાવે નહી, અપને પીયાકો સંગ;
કહે પ્રીતમ ઉતરે નહી, ચઢ્યા પ્રેમકા રંગ. ૧૭
પ્રેમ વિના સૌ પાંપલાં, પાખંડ ન પડે પાર;
કહે પ્રીતમ ઘોડા ચિત્રકા, ચલે ન એક લગાર. ૧૮

પ્રેમ વિના પ્રપંચ હે, સેવા સ્મરણ ધ્યાન;
કહે પ્રીતમ શુદ્ધ પ્રેમ વિના, ફીકો લાગે જ્ઞાન. ૧૯
જ્યોં કામીકુ કામની, જ્યોં લોભીકુ દામ;
કહે પ્રીતમ એક પ્રેમસુ, રટે નિરંતર નામ. ૨૦
પ્રેમે પ્રગટ્યા નંદઘરે, ગોકુળ ચારી ગાય;
કહે પ્રીતમ પ્રેમે કરી, ગોરસ ચોરી ખાય. ૨૧
ભાજીકો ભોજન કીયો, પ્રેમે પ્રાશ્યાં બોર;
કહે પ્રીતમ વ્રજ સુંદરી, પ્રભુ બંધે પ્રેમકી ડોર. ૨૨
પ્રેમે છાયો છાપરો, પીયો પ્રેમસુ દુધ;
પ્રીતમ નાતો પ્રેમકો, નહી કુળ શુદ્ધ અશુદ્ધ. ૨૩
પ્રેમે જઇ પાણી ભર્યાં, ત્રીલોચનને ઘેર;
પ્રીતમ પોઠ કબીરકી, લાયે ઉલટ ભેર. ૨૪
પ્રેમે પોકારી દ્રૌપદી, પ્રેમે પૂર્યાં ચીર;
કહે પ્રીતમ પારથ તણો; રથ હાંકયો જદુવીર. ૨૫
વેદ શકે નહી વર્ણવી, આદ્ય પુરૂષ અવિનાશ;
કહે પ્રીતમ પરમાત્મા, પ્રેમે પ્રગટે પાસ. ૨૬
ઉંચ નીચ અવતારમેં, વિષય કોટી વિધિ કીન્હ;
કહે પ્રીતમ વૈરાગ્ય વિના, રહા દીનકા દીન. ૨૭

## અથ વૈરાગ્યકો અંગ.

વૈરાગ્ય વિના વળગી રહ્યો, માયાની મદ લાળ;
કહે પ્રીતમ સુખ અલ્પ હૈ, દુઃખ જુગતે કંઇ કાળ. ૧
સુતવીત મંદીર સુંદરી, એ સબ કાલકો ફંદ;
કહે પ્રીતમ દશ દીશમેં, સમજે નહી મતિમંદ. ૨
જીવતે કહે મેરો પતિ, જબ લગ પોહોચે આશ;
કહે પ્રીતમ શ્વાશ મીટે, પલક ન આવે પાસ. ૩
જુઠો માયા મોહની, જુઠો જુગ સંસાર;
કહે પ્રીતમ પંડ કારમો, નહી વણસતાં વાર. ૪
અરે જીવ અભાગીયા, લાજ નહી લગાર;
કહે પ્રીતમ ક્યોં પડત હૈ, ફરી ફરી ભવ મોઝાર. ૫
કાયાકી ઉતપત કહા, પ્રગટ કહે નહી કોઇ;

કહે પ્રીતમ એ દેહકો, ગર્ભ કીયો કહા હોય. ૬
અસ્ત માંસ આળો કીયો; તામેં પંખી પ્રાણ;
કાલ અંહેડી શીર ભમે, પ્રીતમ ચેત અજાણ. ૭
મુસા મન હરખત ફીરે, માલ પીયારા ખાય;
કહે પ્રીતમ મળે મીનકા, જીવ પલકમેં જાય. ૮
વાત પિત્ત કફ મુત્ર વીટ, ચર્મ રોમ નખ અંત;
કહે પ્રીતમ તામેં બંધો, મુરખ જડમતિ જંત. ૯
એસો અધમ શરીર હે, શુકર શ્વાનકો આહાર;
કહે પ્રીતમ ગોવિંદ ભજ, સુફલ હોય અવતાર. ૧૦
જબલગ અંતર આતમા, તબલગ દેહ અમુલ;
કહે પ્રીતમ ચેતન ચલા. કરમાંયા તન ફુલ. ૧૧
જબલગ શ્વાસ શરીરમેં, તબ કછુએ ચિત્ત ચેત;
કહે પ્રીતમ શીર મૃત્યુ હે, અબહી ઘડી તુંહી લેત. ૧૨
ભોગ કીયે બહુ ભાતકે, તોહુ ન ભાગી ભૂખ;
કહે પ્રીતમ કલ્પીત ફીરે, કબહી મીલે મોહી સુખ. ૧૩
ભોગ તજી તું જાયગો, કે તોકુ તજેગા ભોગ;
કહે પ્રીતમ કોઈ દીન મીલે, નદી નાવકો જોગ. ૧૪
ઉંચ નીચ અવતારમેં, વિષય કોટિ વિધિ કીન્હ;
કહે પ્રીતમ વૈરાગ્યવિના, રહા દીનકા દીન. ૧૫
જીવ મુસાફૂર જઈ પડયા, ઠગકે ટોળા માંય;
કહે પ્રીતમ કૈસે કરે, જાકુ ગુરૂ ગમ નાંહી. ૧૬
છીન છીન ઓછા હોત હે, અંજલી કેરા નીર;
કહે પ્રીતમ કૈસે રહે, નવ છીદ્ર યુક્ત શરીર. ૧૭
કામ ક્રોધ મદ લોભ મોહ, ધન લુંટે ચહુ ઓર;
કહે પ્રીતમ ભેળા રહે, અપને ઘરમેં ચોર. ૧૮
કાયા ચારા કાલકા, ઉસમેં કહા ગુમાન;
કહે પ્રીતમ અભિમાન તજ, ભજ ભાવે ભગવાન. ૧૯
ગોપીચંદન ભરથરી, બાજંદા સુલતાન;
કહે પ્રીતમ જુગ પરહર્યા, ગ્રહ્યા ગુરૂકા જ્ઞાન. ૨૦
જઉં ચંપકવન ચચરી, નીશદીન રહે ઉદાસ;

કહે પ્રીતમ સંસારમેં, અમર હે નીજ દાસ. ૨૧
ગઇ પળ આવે નહી, એહી વિધિ આયુષ્ય જાય;
કહે પ્રીતમ જીવકો, કાળ નિરંતર ખાય. ૨૨
જમીજલે તંબુ ગગન, તકીયા પાવટ પાટ;
કહે પ્રીતમ વીત રાગકે, વાડી વનકે ઝાડ. ૨૩
વૈરાગે ટળે વાસના, દોષ દ્રષ્ટિ દરશાય;
કહે પ્રીતમ સુખ ઇંદ્રકો, ચિત્તમેં કબહુ ન ચાય. ૨૪
વૈરાગ્ય વિના કરત હૈ, સંસારીસુ પ્રીત;
ગર્વધરે ગુરૂ સંતસું, એહી બડી વિપરીત. ૨૫
રાગ દ્વેષ સૌમાં રહ્યો, કામ ક્રોધ મદ લોભ;
કહે પ્રીતમ કાળે કરી, સબહી પામે ક્ષોભ. ૨૬
સ્થીરતા નહી અજ ઇંદ્રકી, દેવ સદન કૈલાસ;
કહે પ્રીતમ એ સુખ તણી, તજે અંતરગત આશ. ૨૭
સુખ નહી સંસારમાં, રાજા પ્રજાને રંક;
કહે પ્રીતમ વૈરાગ્ય વિના, નર નહી હોય નિશંક. ૨૮
ભોગ સુખ સબ રોગવત, રામ રૂદામાં રાખ,
કહે પ્રીતમ એક અનન્ય હોય. પ્રેમ સુધારસ ચાખ. ૨૯

અથ અનન્યકો અંગ.

અનન્યકી ઐસી સતી, કબહુ ચળે નહી ચિત્ત;
કહે પ્રીતમ આનંદમાં, સદા એક રસ પ્રીત. ૧
હરીકું સમરપે પ્રાણ દેહ: ચિત્ત વિત્ત હરીકે ચરણ;
કહે પ્રીતમ એક હરી વિના, નહીં કાહુકે શરણ. ૨
નંદો વંદો કોઇ કહુ, સુખ દુઃખ વિઘન અનેક;
કહે પ્રીતમ પ્રેમે કરી, આરાધે હરી એક. ૩
રજ માત્ર ઇચ્છે નહી, સુખ સમૃદ્ધિ ભોગ;
કહે પ્રીતમ હરીકું ભજે, તજે વિષય રસ ભોગ ૪
પતિવ્રતા પતિકું ભજે, નહી અવરની આશ;
કહે પ્રીતમ રંગે રમે, પ્રેમ પીયાકે પાસ. ૫
સત સોહાગ ના ઉતરે, આનંદ આઠે પોહોર;
કહે પ્રીતમ નીજ પતિ વિના, ભાવ ધરે નહી ઔર. ૬

સરોવર સરિતા સમુદ્ર જળ, જહાં તહાં ભરે અપાર;
કહે પ્રીતમ ચાતક ચાંચ દે, પીએ ન એક લગાર. ૭
એસો સુખ સંસારકો, અનન્ય ન ઇચ્છે મન;
કહે પ્રીતમ પૂરણ રહે, આનંદમેં નીશદીન. ૮
ચકોર નિહાળે ચંદકુ, શશીબિંબ હૃદે માંઝાર;
કહે પ્રીતમ પાવક ભખે, દાઝે નહી લગાર. ૯
બ્રહ્મદૃષ્ટિ જાકુ ભઇ, દેખે હરી ભરપુર;
કહે પ્રીતમ માયા તણો, તાપ રહે સો દૂર. ૧૦
મધુકર કોરે કાષ્ટકું, કમળ કોર્યો નહી જાત;
કહે પ્રીતમ એક પટંતરે, પ્રેમ પ્રીતકી બાત. ૧૧
રવિ રહે લખ જોજને, અતિ ઊંચો આકાશ;
કહે પ્રીતમ સરોવર કમળ, પ્રેમે કરે પ્રકાશ; ૧૨
હાલર લાઠી હાથમાં, સુવે ન મૂકે નેહ;
કહે પ્રીતમ પ્રેમી તણી, લક્ષ નિરંતર એહ. ૧૩
હંસ ચુગે મુક્તાફલ, અવર ન ભાવે ભક્ષ;
કહે પ્રીતમ નીજ નામકી, અન્યય તણી એ લક્ષ. ૧૪
ખોપ રહે નિત્ય સમુદ્રમાં, રતી જલ પરસે નાંહી;
કહે પ્રીતમ એક સ્વાતિકી, આશ ધરે મન માંહી. ૧૫
આશા નાંહી આનકી, સાચો હરીકો હેત;
કહે પ્રીતમ જાચે નહી, કાહુકો દીયો નહી લેત. ૧૬
અનન્ય ચુકે ન ચાકરી, હાજર રહે હમેશ;
કહે પ્રીતમ કોઇક ચળે, કઠણ દાસકા દેશ. ૧૭
તરસ્યો તાકે નીરકુ, એસો કરે સત્સંગ;
કહે પ્રીતમ ના ઉતરે, ચઢયો ચોળનો રંગ. ૧૮
સર્વેશ્વર સર્વ ભૂતમાં, ભાળે એક ભગવાન;
કહે પ્રીતમ સબકું નમે, ભૂલે ન ભાસે આન. ૧૯
ઉપાસના ઇષ્ટ અનન્યકી, અણુ સમર્પ્યું લહે ન કાંઇ;
કહે પ્રીતમ પ્રભુકુ ભજે, આન આશરો નાંહી ૨૦
હરીકુ અર્પણ આતમા, દેહ ગેહ સુત નાર;
કહે પ્રીતમ સેવક પણે, કરે ઉદ્યમ વેહેવાર. ૨૧

રૂદે ધ્યાન મુખ નામ નિત્ય, ચિત્ત ચિંતવે હરી રૂપ;
કહે પ્રીતમ એ અનન્યકી, રેહેણી કરણી અનુપ. ૨૨
ચરણોદક પરસાદ આહાર, લેઇ ચઢાવે શીશ;
કહે પ્રીતમ ચર અચરમાં, જાણે એક જુગદીશ. ૨૩
સ્વામી દેખે સર્વ મહીં, આપે રહે નીજદાસ;
કહે પ્રીતમ પરમાતમા, વ્યાપક સર્વાવાસ. ૨૪
મેં મેરી માને નહી, અનન્ય એક લગાર;
કહે પ્રીતમ હાણ વૃદ્ધિકો, ધણી એક કૃષ્ણ મોરાર. ૨૫

## અથ પ્રેહકો અંગ.

જબ લગી પ્રેહ ન ઉપજે, તબ લગી હે હરી દૂર;
કહે પ્રીતમ કૈસે મીલે, નીજ પતિ પરમ ચતુર. ૧
વિરહીકુ વીખ સારીખા, સંસારીકા નેહ;
કહે પ્રીતમ ખોટા લગે, બરખા રત્ય બિન મેહ. ૨
વિરહીકુ વાહાલા નહીં, વિષય ભોગ વેહેવાર;
કહે પ્રીતમ પ્યારા લગે, જીવન જુગદાધાર. ૩
વિરહીકુ વેરી લગે, સુખ સેજે સનમાન;
કહે પ્રીતમ કડવા લગે, મેવા પાન પકવાન. ૪
નજરે દેખ્યા ના ગમે, રંગ ભોગ શણગાર;
કહે પ્રીતમ પીયુકુ રટે, વીસરે નહી લગાર. ૫
વીંછી જૈસે વીંઝુવા, વસીયર જૈસે હાર;
કહે પ્રીતમ વિરહણ દુઃખી, સુખો સકળ સંસાર. ૬
વિરહ તેલ તન કોડીયા, પ્રાણ બનાવું બાત;
કહે પ્રીતમ પતિકું મોલન, જારન હું દીનરાત. ૭
વીરહી જલતા રૂખડા, જલા જંગલકા ઘાસ;
કહે પ્રીતમ પંખી જલે, જેકો આવે પાસ. ૮
વીરહી દાઝી દેહડી, ગયા સમુદ્ર તીર;
કહે પ્રીતમ સાગર જલા, એસા વિરહ શરીર. ૯
વિરહ વિના વરસે બહુ, મુક્તા છીપ ના હોય;
કહે પ્રીતમ પ્રેહ ઉપજે, નાજ પતિ પાવે સોય. ૧૦

વીરહી તાતો આતમા, આઠે પોહોર ઉદાસ;
કહે પ્રીતમ લોચન લગે, શ્રાવણુ ભાદો માસ. ૧૧
વીરહી વીરહાસુ કહે, તું મત બોલે મોર;
કહે પ્રીતમ કોમળ વચન, હીરદે અતિ કઠોર. ૧૨
વીંછી વસીયર ખાત હે, કરત ઉપલકો અહાર;
કહે પ્રીતમ પચ્યા જાત હે, પ્રેહ ઉર અગ્નિ અપાર. ૧૩
વિરહીકુ વીખ નહી લગે, ખાય હળાહળ ઝેર;
કહે પ્રીતમ ચિત્ત ધરે નહી, ચઢે કુનકુ લેહેર. ૧૪
વીરહા દવ ભીંતર જલે, જાર કીયા તન છાર;
કહે પ્રીતમ ધન વરખહી, બુજે નાંહી અંગાર. ૧૫
વીરહી વન ઢુંઢત ફીરે, કોઇ મીલાવે પીવ;
કહે પ્રીતમ સજન દર્શી, કરૂં બલીહારી જીવ. ૧૬
વીરહા મેરા મીતવા, અબ મત કરહું વિલંબ;
કહે પ્રીતમ પીવાકુ મીલું, તેરે હાથ વિલંબ. ૧૭
વીરહીકુ વ્યાપે નહી, કામ ક્રોધ મદ લોભ;
કહે પ્રીતમ કાળે કરી, પાવે નહી મન ક્ષોભ. ૧૮
પ્રથમ પલાસ જબ ફુલહી, તબ તન હોવે શ્યામ;
કહે પ્રીતમ લાલી ગ્રહે, ફરે રૂપ ગુણ નામ. ૧૯
રહા ભમર જરી કેદકી, કરતા નીશ દીન સંગ;
કહે પ્રીતમ શીર છાર લે, જાકર ડુબા ગંગ. ૨૦
વીરહી મરહી મોત બીન, સો જાને પીયા પીર;
કહે પ્રીતમ મચ્છી મરે, જો છીન બિછુડે નીર. ૨૧
વીરહી કરહી કૃષ્ણસુ, અચલ અમલ અનુરાગ;
કહે પ્રીતમ પતિકુ મીલે, કરહી સકલ પરિત્યાગ. ૨૨
સાચો પ્રેહ વ્રજનારકો, છોડ ચલી પરિવાર;
કહે પ્રીતમ પિયાકુ મીલી, ગાવત ગુણ સંસાર. ૨૩
વીરહીકુ ચંદન કહા, કહા ચંદકી સીત;
કહે પ્રીતમ ફુલન કહા, પ્રેહ વન્હિ વિપરીત. ૨૪
વીરહી ડરે ન મરનસે, ચલે અગન જલ માંહી;
કહે પ્રીતમ પિયા અગમ હે, જાય મિલે પલ માંહી. ૨૫

## અથ તૃણાકો અંગ.

તૃષ્ણા તું થ:કી નહી, ખાયો સબ સંસાર;
કહે પ્રીતમ કર દૂરથી, કરજોડી નમસ્કાર. ૧
તૃષ્ણા તું બડી પાપીણી, કીયા સબ લોક બેહાલ;
કહે પ્રીતમ કહુ કેટલું, મૂક અમારો છાલ. ૨
પૃથ્વી કોટી બ્રહ્માંડ ખાઇ ભાખરી, પીયો સબ સરીતા નીર;
કહે પ્રીતમ ધ્રાપી નહી, નાહીન શાંત શરીર. ૩
એક પૈસા આદ લે, કોન્હે લાખ કરોડ;
કહે પ્રીતમ પૂરણ નહી, રહી તૃષ્ણા મુખ મોડ. ૪
નગર દેશ ખંડ દ્વીપકો, ભયો એકછત્ર રાજ;
કહે પ્રીતમ આગે ચલી, નહી તૃષ્ણાકુ લાજ. ૫
પીત્રી ગંધર્વ દેવ મુનિ, ઇંદ્ર વિરચી શીવરાય;
કહે પ્રીતમ તૃપત નહી, તૃષ્ણા બુરી બલાય. ૬
કોટિ બ્રહ્માંડ ભક્ષન કીયો, તોહુ ન ભાગી ભૂખ;
કહે પ્રીતમ ત્રિલોકમેં, તૃષ્ણા પસાર્યો મુખ. ૭
તૃષ્ણા તું પીછે પડી, નહી કરત વશ કોય;
કહે પ્રીતમ સદગુરૂ મીલે, કલુબલ હીણી હોય. ૮
તૃષ્ણા તનમેં તાપણી, જરત રહે દીનરાત;
કહે પ્રીતમ ગુરૂજ્ઞાન જલ, તબ શીતલ હોઇ જાત. ૯
તૃષ્ણા ડોરી ડારકે, ખેંચત ઢીમર કાલ;
કહે પ્રીતમ કર્મે કરી, પડે જીવ જંજાલ. ૧૦
સંસાર પુર સરિતા વહે, તૃષ્ણા તાણ અપાર;
કહે પ્રીતમ કોઇ ઉબરે, જે રહે કોર કિનાર. ૧૧
તૃષ્ણા દવ દહું દિશ લગ્યા, વિધે સુકતાર બ્રંદ;
કહે પ્રીતમ પ્રલે ગયે, જે ન ભજે ગોવિંદ. ૧૨
ધ્રુવ આદે જે ધીર નર, કીયો તૃષ્ણા કો ત્યાગ;
કહે પ્રીતમ પ્રભુકે મીલે, ઉર ધરી દ્રેહ વૈરાગ. ૧૩
ભક્ત અનંત કોડ જે ભયે, રહે રામકે શરન;
કહે પ્રીતમ તૃષ્ણા તજી, મીટે જન્મ અરૂ મરન. ૧૪
તૃષ્ણા મારી ભરથરી, છોડી માયા મોહ;

કહે પ્રીતમ બ્રહ્મરસ પીયે, મીટા હું તું દોય. ૧૫
તૃષ્ણા તજી કપિલજી, શુકજી સનત કુમાર;
કહે પ્રીતમ ન્યારા રહે, નાહીન લગી લગાર. ૧૬
તૃષ્ણા બેટી લોભકી, હૈ પ્રૌઢા પરીવાર,
કહે પ્રીતમ પ્રપંચ કરી, ખાયા સબ સંસાર. ૧૭
સુરીનર મુનિ જોગી જતી, ખાયે ભીક્ષુક ભુપ;
કહે પ્રીતમ કેડે પડી, તૃષ્ણા વિકટ સ્વરૂપ. ૧૮
કવિ કોવિદ શુરા સુઘડ, વૈદ રોગી દાતા દીન,
કહે પ્રીતમ ખાયે સબેં, મુરખ ચતુર પ્રબીન, ૧૯
તૃષ્ણા ટાળે સદ્‌ગુરૂ, જાકે હાથ ઈલાજ;
કહે પ્રીતમ સમજણ વિના, સબ તન તૃષ્ણા રાજ. ૨૦
હરીગુરૂ સંત કૃપા કરે, દેવે જ્ઞાન વિચાર;
કહે પ્રીતમ તૃષ્ણા કહા, કાપે કોટિ વિકાર. ૨૧
તૃષ્ણા પીડે તબ લગે, જબ લગ નહિ ગુરૂ જ્ઞાન;
કહે પ્રીતમ પ્રીછયા વિના, મિથ્યા દેહ અભિમાન. ૨૨
જબ હરદામેં હરી બસે, ત્રષ્ણા ટળે નીરાટ;
કહે પ્રીતમ કુંચી જ્ઞાનકી, ઉઘડે અગમ કપાટ. ૨૩
વિષય વેલાથી વિછડે, તૂટે તૃષ્ણા ડીંટ;
કહે પ્રીતમ કટુતા ટળે, તબ ફલ હોવે મીષ્ટ; ૨૪
તૃષ્ણા તોરંગ મન ચઢયા, ધાયા દેશ વિદેશ,
કહે પ્રીતમ સ્થીરતા નહી, બીન સદ્‌ગુરૂ ઉપદેશ. ૨૫

## અથ મનકો અંગ.

મન મતવાલા હો રહા, નાહીન માને શીખ;
કહે પ્રીતમ ભવમેં ભમે, માગે ઘર ઘર ભીખ. ૧
ભીખ મળે હરી નામતેં, સો સંત સુખ પ્રતાય;
કહે પ્રીતમ આન પ્રતસેં, લખ ચોરાશી પાય. ૨
મન હરીજન ઘરમાં રહે, કરે દગો દીન રાત;
કહે પ્રીતમ કહા કીજીએ, મન ચંચળ બદ જાત. ૩
મન દુર્જન અતિશય પ્રબલ, મનકે ભેખ અનેક;
કહે પ્રીતમ મન બસ નહી, જાકુ રૂપ ન રેખ. ૪

મર્કટ રાજ બેસાડીએ, કરકે બોહોત બનાવ;
કહે પ્રીતમ ફલ દેખતે, પ્રગટે આપ સ્વભાવ. ૫
કથા શ્રવણ કરે મીનકા, શીર દીપક ધરી દેવ;
કહે પ્રીતમ મુસા મીલે, જાઇ પકડે તતખેવ. ૬
કોટિ જતન પરમોદીએ, મન નહીં માને લેશ;
કહે પ્રીતમ કોઇ પોહોચે નહી. તહાં મન કરે પ્રવેશ. ૭
મન સૃષ્ટિકો મૂલ હે. મનકું હરખ ને શોક;
કહે પ્રીતમ મન ફેરવે, તેહી ફીરે ત્રણ લોક. ૮
સાગર લેહેરી ગુંથીએ, જો આકાશ છેદાય,
પ્રીતમ પવનકું બાંધીએ, તો મન જીત્યો જાય; ૯
પારાશર સૌભરીરૂષી, શૃંગી વિશ્વામિત્ર;
કહે પ્રીતમ કુજેત કીયે, માનકો અગમ ચરીત્ર. ૧૦
મન સુરપતિ કે બસ નહી, ગયો સો ગૌતમ ઘેર;
કહે પ્રીતમ અમૃત પીયા, મીટા નહી મનકા ઝેર. ૧૧
મન બ્રહ્માકે બસ નહી, હાર રહે મુનિ જંન;
કહે પ્રીતમ સરસ્વતી સુતા, તે પૂઠે ધાયુ મંન. ૧૨
મન શંકર નહી વશ કીયો, રૂપ મોહની જાણ;
કહે પ્રીતમ ભુતલ ભયી, સપ્ત ધાતુની ખાણ. ૧૩
મન સબપર અસ્વારહે, મનપર કોઈ અસવાર;
કહે પ્રીતમ મન હાથ કરે, સોઇ પુરૂષ નિરધાર. ૧૪
પૃથ્વીકો ગુણ દેહ હે, આતમ નિર્ગુન નામ;
કહે પ્રીતમ બીચમેં કીયો, મનહી અન્યથા કામ. ૧૫
મનકો કહ્યો ન માનીએ, મનકો કામ કઠોર;
કહે પ્રીતમ કાં સાચવે, ઘર ભીતરકો ચોર. ૧૬
સોઇ બસીયરકું બસ કરે, ધરી ધીરજ હૈયા સાથ;
કહે પ્રીતમ મન કુટિલ હૈ, કબહુ ન આવે હાથ. ૧૭
મણી લાવે પાતાલસુ, જાય ચઢે આકાશ;
કહે પ્રીતમ મન મૂઢકો, નાહી કછુ વિશ્વાસ. ૧૮
કરે વિવાહનું કાયદુ, અતનું પત કરે કાંય;
કહે પ્રીતમ સમજે નહી, પ્રપંચ બહુત મન માંય. ૧૯

બાહર શત્રુ બહુ હણે, જે કોઇ શુરા હોય;
પ્રીતમ મન ભીતર રહે, વાકું માર શકે નહી કોય. ૨૦
રીપુદળ જીતે રણવિષે, કોય ન મેટે આણ;
કહે પ્રીતમ મન જીત્યા નહી, તબ લગ કાયર જાણ. ૨૧
તપ તીરથ આચારવ્રત, ભણે બહુ શાસ્ત્ર પુરાણ;
કહે પ્રીતમ મન બસ નહી, તબ લગ મુરખ જાણ. ૨૨
કથી સાખી બહુતેક કથે, સમજાવે સબ લોક;
કહે પ્રીતમ આશાધરે, તો કહા કર્યો સબ ફોક. ૨૩
ખોટે મન ખોયા સબે, તન ધન રૂપ અરૂ રંગ;
કહે પ્રીતમ કરીએ નહી, મન મુરખકા સંગ. ૨૪
મન હરજીકે હાથ હે, ઓર કીસીકે નાંહી;
કહે પ્રીતમ આને નહી, દેખો ગ્રંથન માંહી. ૨૫
મન સાત્વિક તે ઉપન્યા, સાત્વિક વિષ્ણુ અંશ;
પ્રીતમ મૂળ વિચારતાં, મનકો બઢે નહી બંશ. ૨૬
શુદ્ધ ચિત્ત સુમરન કરે, તજે દેહાભિમાન;
કહે પ્રીતમ આશા મીટે, તબ ભેટે ભગવાન. ૨૭
મન વિકલ્પ મૂકે પરા, હરી ઇચ્છા વ્રતમાન;
કહે પ્રીતમ પ્રેમે કરો, હરી સુમરન સાવધાન. ૨૮

## અથ સુમરનકો અંગ.

સુમરન સોઇ ન વીસરે, રહે રૂપમાં મન;
કહે પ્રીતમ શુદ્ધ સ્નેહસુ, કરે સુમરન નીશ દીન. ૧
નીશ દીન નીમખ ન વીસરે, હરીકો તત્વ વિચાર;
કહે પ્રીતમ તદ્વત રહે, સોઇ સુમરન સાર. ૨
મિથ્યા મુખ બોલે નહી, બોલે તો હરીનામ,
કહે પ્રીતમ રૂદીએ વસે, જ્યું લોભી કે દામ. ૩
સોહું સોહું હોત હે, નખ શીખ સકલ શરીર;
પ્રીતમ પલક ના વિસરે, રૂદીયેથેં રઘુવીર. ૪
ઘડી પોહોર સુમરન કહા. સુમરન સાસ ઉસાસ;
કહે પ્રીતમ અંગમાં રહે, આઠે પોહોર ઉલ્લાસ. ૫
જોઉં આકાશકો આરશી, ભૂલે નહી સ્વરૂપ;

કહે પ્રીતમ સબ ઘટ વસે, નાથ નિરંજન ભૂપ. ૬
ખેતર જેતી ખરપડી, સાગર જેતા વાહાણ;
કહે પ્રીતમ ભૂલે નહી, પ્રેમ તણા નિશાન. ૭
મેરૂ ડગે તો મન ડગે, રહે ભજન લવલીન;
કહે પ્રીતમ હરી સિંધુમેં, મગન રહે મન મીન. ૮
હરી સાગર સન્મુખ ભર્યા, નાહીન નુન્ય લગાર;
કહે પ્રીતમ એકરસ રહે, સોઈ સુમરન સાર. ૯
સબ ઘટ સીતા રામજી, જ્યું હીરાસું હેમ;
કહે પ્રીતમ હરી રૂપ જોઇ, કરહુ નિરંતર પ્રેમ. ૧૦
સુતાં સુમરન હોત હે, બેઠાં બહુત પ્રકાર;
કહે પ્રીતમ ચલતાં ચીંતવે, હરીકા નામ ઉદાર. ૧૧
સુમરનસે સંશય ટળે, શોક સમૂળો જાય;
કહે પ્રીતમ મનકે મહી, ગુણ ગોવિંદ કે ગાય. ૧૨
સહસ્રવદન સુમરન કરે, સદા સર્વદા શેષ;
કહે પ્રીતમ ભૂમિતણો; ભાર ન લાગે લેશ. ૧૩
ગગન પવન પાવક ઉદક, અવનીભાર અઢાર;
કહે પ્રીતમ સુમરન કરે, સહુકો રૂદીયામાંજાર. ૧૪
સુમરન સેવા સંતકી, કીર્તન કથા પ્રસંગ;
કહે પ્રીતમ સુમરન સબે, જ્યું લાગે હરીરંગ. ૧૫
મોહ ટળે ગ્રંથી ગળે, મળે ત્રીભોવન નાથ;
કહે પ્રીતમ ફેરો ફળે, હરી સમરણ હૈયા સાથ, ૧૬
સેહેજે સુમરન હોત હે, અખંડ અજપા જાપ;
કહે પ્રીતમ સમજી શકે, ટળે શોક સંતાપ. ૧૭
એકવીશ સહસ્ર ખટસેં ઉઠે, રાત દિવસ ૨૨ંકાર;
કહે પ્રીતમ પદ પ્રીછતાં, લાગે નહી વિકાર. ૧૮
મુખ જીવ્હા હાલે નહી, અવર ન જાણે કોઇ;
કહે પ્રીતમ આપા મીટે, સેહેજે સુમરન હોય. ૧૯
પંચાસ અક્ષર બંધન પડે, દો ન્યારે દુઃખ હરન;
કહે પ્રીતમ રરો મમ્મો, ભવજળ તારણ તરણ. ૨૦
રરો નિર્ગુણ નામ હે. મમ્મો મંગળ આપ;

કહે પ્રીતમ જુગતે જપે, તપે નહી ત્રિવિધિ તાપ. ૨૧
શત કોટી રામાયણમાં, રામ નામ અક્ષર દોય;
કહે પ્રીતમ રરો મમ્મો, લીયા શંકરને સોય. ૨૨
સબ સાધનમેં સુગમ હૈ, રામનામ મહા મંત્ર;
કહે પ્રીતમ રસના રટે, તન મન હોય પવિત્ર. ૨૩
સમરણથે માયા સમે, દમે નહી લવલેશ;
કહે પ્રીતમ સમરણ ભજન, હરીજન કરે હમેશ. ૨૪
માયા દમે ન મન દમે દમે, ન દુઃખ સંસાર;
કહે પ્રીતમ પરબ્રહ્મકો, ભજન કરે ભવપાર. ૨૫

## અથ માયાકો અંગ.

દૈવી માયા ગુણભયી; કીયો ત્રિગુણ વિસ્તાર;
કહે પ્રીતમ માયા વડે, રચ્યો સકલ સંસાર. ૧
સાત્વિકથે સબ દેવતા, રાજસ ઇંદ્રી વિકાર;
કહે પ્રીતમ તામસ તણા, વિષય તે પંચ પ્રકાર. ૨
મુળ માયા ઇશ્વર થકી, ઉપજાવ્યું બ્રહ્માંડ;
કહે પ્રીતમ બ્રહ્માંડમાં, સપ્ત દ્વીપ નવખંડ. ૩
ખંડ ખંડ બહુ દેશ હૈ, દેશ નગર પુર ગામ;
કહે પ્રીતમ એક ગામમેં, રચ્યો બહોત વિધિ ધામ. ૪
ધામ ધામ બહુ મનુષ્ય હૈ, ઊંચ નીચ નર નાર;
કહે પ્રીતમ માયા ધરે, રૂપ અનંત અપાર. ૫
રાગ દ્વેષ હું તું કરે, એ માયાકો મુળ;
કહે પ્રીતમ કેસે મીટે, ક્ષણ ક્ષણ ઉપજે શુળ. ૬
માંયા માયા એક હૈ, લાગી જીવકુ આય;
પ્રીતમ છાયા દેહકી, સો છેદે કયાં જાય. ૭
માયા મસાલે સબ બના, નાના મોટા ઘાટ;
કહે પ્રીતમ અણુ આદિ લઇ, સૂક્ષ્મ અરૂ વૈરાટ. ૮
એ માયા દીસે સબે, દષ્ટ પદારથ હોય;
પ્રીતમ નાવે દષ્ટમેં, સાર પરંપદ સોય. ૯
માયા ચક ઓથે રહી, જક્ત ખેલકું જોય,
કહે પ્રીતમ પ્રભુ દેખહી, પ્રભુકું દેખે કોય. ૧૦

અંતરજામી આતમા, સબહીકે ઉર વાસ;
કહે પ્રીતમ માયા રહીત, સો આદ્યપુરૂષ અવિનાશ. ૧૧
પ્રકૃતિ સ્વભાવ જુદા પડયા, મૂળે વસ્તુ એક;
કહે પ્રીતમ વીરલા લહે, જાકું જ્ઞાન વિવેક. ૧૨
ઇંદ્રજાલકે ખેલમેં, મોહા સબ સંસાર;
કહે પ્રીતમ સબ હોદલા, જાને જાનનહાર. ૧૩
માયા મોટી ભાસકી, પડયા જીવતા માંય;
કહે પ્રીતમ વીતે કલ્પ, તો હું નીકસે નાંહી. ૧૪
ઉબરતરૂ માયા રહી, ફલ બ્રહ્માંડ અપાર;
કહે પ્રીતમ તામેં પડે; જંતુ કરે વિહાર. ૧૫
કાલ કપી ભક્ષણ કરે, ગુલરકે ફલ બહોત;
કહે પ્રીતમ એસે ફીરે, માણસકે શીર મોત. ૧૬
માયા ગાંધી કોથળો, ચીજ અનેક તામાંહી;
કહે પ્રીતમ જુગતે ધરે, તબ કછુ એકઠા નાંહી. ૧૭
બાવલકો બીજ રાખહી, સહસ્ત્ર વરસ લગી કોય;
કહે પ્રીતમ કાંટા સહિત, જબ ઉગે તબ હોય. ૧૮
માયાકે સબ નામ હૈ, કહે સબ શાસ્ત્ર પુરાણ;
કહે પ્રીતમ ન્યારો રહે, સો નર પરમ સુજાણ. ૧૯
માયા[1] અવિદ્યા[2] અવ્યાકૃત,[3] અક્ષર[4] અરૂ અજ્ઞાન;[5]
કહે પ્રીતમ પ્રકૃતિ[6] અજા,[7] ક્ષેત્ર[8] ધામ[9] પ્રધાન.[10] ૨૦
માયા સબમેં મીલરહી, અવિદ્યા શીખાવે આન;
કહે પ્રીતમ આકૃતિ નહી, અવ્યાકૃત અહમાન. ૨૧
અક્ષર ટાળી ટળે નહી, મિથ્યા ભાસે ભાન;
કહે પ્રીતમ અનુભવ નહી, તાથે એ અજ્ઞાન. ૨૨
પ્રકૃતિ કહીએ પરાક્રમી, અજા જન્મ નહી માટ;
કહે પ્રીતમ સૌ ઉપજે, ક્ષેત્ર કહી તે માટ. ૨૩
ધામ તજે રહેઠાણ એ, ધરે બહુ વિધિ માન;
કહે પ્રીતમ પુરૂષ આગે કરતા હરતા માટે એ પ્રધાન. ૨૪
માયા આઠગુ અષ્ટ હૈ, પૃથ્વી ઉદક તેજ;
કહે પ્રીતમ વાયુ ગગન, ગુણ અહંકાર મન એજ. ૨૫

માયા તીમર સેહેજે ટળે, ને પ્રગટે બ્રહ્મ પ્રકાશ;
કહે પ્રીતમ તત્વ સાંખ્યમાં, ઉગરે તે અવિનાશ. ૨૬

## અથ તત્વ સાંખ્યનું અંગ.

ક્ષીતી જળ પાવક પવન નભ, હું નહી ત્રિગુણ અહંકાર;
કહે પ્રીતમ મહત્તત્વ નહી, પ્રકૃતિ પુરૂષ વિસ્તાર. ૧
ઇંદ્રી ચતુર્દશ દેવતા; શબ્દાદિક સાક્ષાત;
કહે પ્રીતમ સેવે સદા, વિષય ભોગ વિખ્યાત. ૨
પંચતત્વકી ઇંદ્રી દશ, પંચકર્મ પંચજ્ઞાન;
કહે પ્રીતમ એ પ્રીછતાં, ટળે દેહાભિમાન. ૩
શ્રવણ વદન આકાશકી, ત્વચા હસ્ત સોઇ પવન;
કહે પ્રીતમ ચક્ષુ ચરણ, તત્વ તેજકો રવન. ૪
જીવ્હા લીંગ જળકે બને, ભોમ ગુદા અરૂ ઘ્રાણ;
કહે પ્રીતમ એ પ્રસીદ્ધ હૈ, ગાવે નિગમ પુરાણ. ૫
કરણ ઇંદ્રી દિક દેવતા, શબ્દાદિકકો સંગ;
કહે પ્રીતમ ગુણ વાસના, પોહોચાવે સર્વ અંગ. ૬
ત્વચા ઇંદ્રિ સ્પર્શ વિશે, વાયુદેવ દયાળ;
કહે પ્રીતમ ત્રિપુટી તણી, ચૈતન્યકું સંભાળ. ૭
નેત્ર ઇંદ્રીકો રૂપ વિષય, સ્વામી તાકો સુર;
કહે પ્રીતમ તત્વ એ તેજકો, કરેસો તેજ હજુર. ૮
જીવ્હા ઇંદ્રિ રસ વિષય, વરૂણ દેવ સંજોગ;
કહે પ્રીતમ કારણવડે, કરે ચિત્તવૃત્તિ ભોગ. ૯
નાસા ઇંદ્રિ ગંધ વિષય, અવની અધિદેવ સાર;
કહે પ્રીમત ચૈતન્યકું ચઢે, પૂજા પંચ પ્રકાર. ૧૦
કર્મઇંદ્રી ક્રિયા કરે, પંચ પ્રાણ સંગ સોય;
કહે પ્રીતમ શુદ્ધ સમજલે, કારજ કારણ દોય. ૧૧
કારજ કંચન ઘાટ હૈ, કારણ કુંદન મૂળ;
કહે પ્રીતમ એ દેખલે, જે કછુ સુક્ષ્મ સ્થુલ. ૧૨
પૃથ્વી કે પંચ ભાગ હે, અસ્ત માંસ નસ ત્વચારોમ;
કહે પ્રીતમ એ નહી આતમા, પંચે ભાસે ભોમ; ૧૩
પરસ્વેદ અરૂ લાળ કફ, આંસુ અમરી સોય;

કહે પ્રીતમ ઉદકકે, આત્મા અળગો હોય. ૧૪
કામ ક્રોધ અરૂ કલ્પના, દ્વેષ ઉદ્ભાત જાણ;
કહે પ્રીતમ એ તેજકે, પાંચે ભાગ પ્રમાણ. ૧૫
શ્વાસોશ્વાસ અરૂ હેડકી, છીંક બગાસું સીદ્ધ;
કહે પ્રીતમ એ પવનકે, પાંચે ભાગ પ્રસિદ્ધ. ૧૬
કહે સાંભળે વીસરે, થંભણુ દે અવિકાશ;
કહે પ્રીતમ તું પરખ લે, એ પંચ આકાશ. ૧૭
કઠણ ભોમ ભારે ઉદક, તપત તેજ કહેવાય;
કહે પ્રીતમ પ્રસરતા પવનકી, સ્થાર આકાશ ગવાય, ૧૮
પૃથ્વી અધિક પર્વત વીશે, ઉદક અધિક તરૂમાંય;
કહે પ્રીતમ દૃષ્ટે પડે, પંચતત્વ વિના નાંહ. ૧૯
તેજ અધિક મછ મીનમાં, અધિક પંખામાં પવન;
કહે પ્રીતમ આકાશમાં; રહે ચતુર્દશ ભુવન. ૨૦
પરા પશ્યંતિ મધ્યમા, વૈખરી વાણી જેહ;
કહે પ્રીતમ પરમાત્મા. સબકું પ્રેરે તેહ. ૨૧
મન બુદ્ધિ ચિત્ત અહંકાર, શબ્દાદિ વિષય પંચ;
કહે પ્રીતમ લીંગ વાસના, કરે સદા પ્રપંચ. ૨૨
અંતઃકરણ વૃત્તિવડે, જાણે સુખ દુઃખ ભોગ;
કહે પ્રીતમ નિર્લેપ હે, જાકું આતમ જોગ. ૨૩
કર્તા વૃત્તિ નખ શીખ લગા, ક્રિયા રહી દશ દ્વાર;
કહે પ્રીતમ કર્મ વૃત્તિ જે, હો ગઈ વિષયાકાર ૨૪
ઇંદ્રી વિષયને ઓળખે, નહી જાણે નિજરૂપ;
કહે પ્રીતમ પ્રસારક દેહકો. આત્મા બ્રહ્મસ્વરૂપ. ૨૫

## અથ બ્રહ્મસ્વરૂપ વર્ણન.

બ્રહ્મ અખંડિત અવિનાશ હું, અજ અવ્યય અવિકાર:
કહે પ્રીતમ નિર્લેપ હે, નિરાલંબ નિરધાર. ૧
નિર્ગુણ નિરાકાર નિત્ય, નિજાનંદ નિજરૂપ;
કહે પ્રીતમ વ્યાપી રહ્યા, ચૈતન્ય શુદ્ધ સ્વરૂપ; ૨
શુદ્ધ ચૈતન્ય સાક્ષી પ્રમાતા. પ્રમાણ પ્રમેતી જેહ:
કહે પ્રીતમ પંચનામ બ્રહ્મકે, અનુભવે ઓળખે તેહ. ૩

બ્રહ્મ સમુદ્ર સભર ભર્યો, જ્યું પ્રલેકાળ હોય;
કહે પ્રીતમ પુરણ સદા, એક નિરંતર સોય. ૪
સાગરમેં જ્યું બુદબુદા, ઐસે ઉપજે સૃષ્ટ;
કહે પ્રીતમ વીરલા લહે, જાકું આતમ દૃષ્ટ. ૫
જ્યું સિંધુમેં હોત હે, લહરી અનંત અપાર;
કહે પ્રીતમ યું બ્રહ્મમેં, ઉપજે સબ સંસાર. ૬
અંબુ મધ્યે નહી આંતરો, વ્યોમ વિષે નહી વાડ;
કહે પ્રીતમ યું બ્રહ્મમેં, નહી આવરણ કછુ આડ. ૭
નાશ નહી આકાશકો, યું આત્મા હે અદ્વૈત;
કહે પ્રીતમ આનંદઘન, સબ ઘટ તુરીયાતીત. ૮
અભ્ર હોત આકરસમેં, જ્યું તરવર કે પાત;
કહે પ્રીતમ યું બ્રહ્મમેં, આ દેહ આવત જાત. ૯
બ્રહ્મ અનાદિ અટલ હૈ, અકળ અરૂપ અછેદ;
કહે પ્રીતમ નિત્ય કહત હૈ, મહિમા ચારે વેદ. ૧૦
અગ્નિ કે અંબાર્થ, દીપ બહુ વિધિ હોય;
કહે પ્રીતમ યું બ્રહ્મસે, જીવ જગતકે જોય. ૧૧
ભાંડ ભૂમિસો ભિન્ન નહિ, આદ્ય અંત મધ્ય એક;
કહે પ્રીતમ યું બ્રહ્મમેં, ઉપજે ખપે અનેક. ૧૨
કુંદન કાંઇ લાગે નહી, વગળ ભળે હોય હીન;
કહે પ્રીતમ સબ કર્મકે, જીવ ઇશ્વર આધીન. ૧૩
શુદ્ધ દૂધ સોઇ બ્રહ્મ હે, ઇશ્વર આધો નીર;
કહે પ્રીતમ જળ જ્યું મીલા, ત્યું ત્યું વણસ્યા ખીર. ૧૪
બ્રહ્મ કર્મસેં રહિત હૈ, સકળ ધર્મકો મૂળ;
કહે પ્રીતમ દુઃખ પાવહી, હોય બ્રહ્મ પ્રતિકુળ. ૧૫
ચૈતન્ય સાગર એક રસ, કનક ડંડ મણી દીપ;
કહે પ્રીતમ ન્યારા નહી, રહે સદાએ સમીપ. ૧૬
ચંદ્રા અર્ક અગ્નિ વિષે, જળહળ જ્યોત પ્રકાશ;
કહે પ્રીતમ અજ મસકમાં, બ્રહ્મ નિરંતર વાસ. ૧૭
શશી સૂર ચક્ષુ વિષે, જઠરા અગ્નિ જાણ;
કહે પ્રીતમ બ્રહ્માંડમાં, ઐસે પંડ પ્રમાણ. ૧૮

અગ્નિ એક જળ અગ્નિ એક, એક વાયુ આકાશ;
કહે પ્રીતમ એક બ્રહ્મમેં, વસ્તુ વિશ્વ વિલાસ. १૯
સુર તપે સબ ઉપરે, વૃષા સબહી પર હોય;
કહે પ્રીતમ દેહ આતમા, જ્ઞાનદૃષ્ટિ કરી જોય. २०
તરૂવર એક શાખા બહુ, નીચ ઊંચ લઘુ દીર્ઘ;
કહે પ્રીતમ યું બ્રહ્મમેં, ભયો સર્ગ વિસર્ગ. २१
મળ્યો ખાળીયો સમુદ્રમાં, ભયો સમુદ્રાકાર;
કહે પ્રીતમ બ્રહ્મ ભજનથે, ભયો બ્રહ્મ નિરધાર. २२
પારસકો પર્વત બને, લીયો દીયો નહી જાય;
કહે પ્રીતમ સમજી રહે, વાકે એહી ઉપાય. २३
વાણી શકે નહી વર્ણવી, કૃત્ય ન પોહોચે કોય;
કહે પ્રીતમ આકાશમાં, ચિત્ર કોણુ વિધિ હોય. २४
ઊંચ નીચ નહી ઇશ્વરકું, પુરૂષ નપુંસક નાર;
કહે પ્રીતમ વ્યાપી રહ્યો, સબ ઘટ બોલનહાર. २५
મીન કમઠ શુકર સહી, આહીર કુળ અવતાર;
કહે પ્રીતમ પરીબ્રહ્મકું, કહાં વરણુ વેહેવાર. २६
નિર્ગુણ બ્રહ્મ સગુણ ભયે, રામકૃષ્ણ અવતાર;
કહે પ્રીતમ ગુણ ગાયકે, તર ગયે અનેક અપાર. २७
અહંતા મમતા ઇરષ્યા, વિષયાદિક જંજાળ;
કહે પ્રીતમ ભવ સિંધુકે, તીર કીચ સેવાલ. २८
અઢાર અંગ સાખી કહી, સદ્‌ગુરૂ કે પ્રતાપ;
કહે પ્રીતમ સોઇ સમજતાં, મીટ જાય વાદ વિવાદ. २૯
સોગ્ય પડે બ્રહ્મ ભાવના, જબ ટળે કામ કલાપ;
કહે પ્રીતમ કછુ કામના, તબ લગ શોક સંતાપ. ३०

## અથ કામકો અંગ.

કામી કરે ન શુભ કર્મ, ધર્મ ન સમજે લેર;
કહે પ્રીતમ કામી રૂદે, ઉઠે વિષયકી લેહેર. १
વિષય વસીયર તન રાફડો, મન મલીન વીખ રૂપ;
કહે પ્રીતમ સબ શ્રેષ્ઠ હે. પણ કામી કાળ સ્વરૂપ. २
કામી સૂણે ન હરી કથા, નહી હરીજનસુ હેત;

કહે પ્રીતમ કામી તણી, ખાલી કાયા ખેત. ૩
કામીસે કુત્તા ભલા, વરસદીને એક માસ;
કહે પ્રીતમ કામી કરે, નિશદીન વિષય વિલાસ. ૪
કામી કલંક જાકું લગ્યા, એ સમ લાંછન નાંહ;
કહે પ્રીતમ સંસારમાં, સરખંધા સબ માંહ. ૫
કૃત્ય નિવારણ સ્વાંગ ધરે, સો અધિક અધિકાય;
કહે પ્રીતમ સોઇ જીવ, મુક્ત કહી નવ થાય. ૬
કામ કામ સબકો કહે, કામ ન ચિને કોય;
પ્રીતમ મન ઉઠાવ કરે, કામ કહાવે સોય. ૭
કામી નર સુકૃત કરે, જૈસો કુંજર શ્વાન;
કહે પ્રીતમ લઇ શોશપર, ડારે ધૂળ નિદાન. ૮
આત્મા એક નિર્મળા, વિષય વાદળી છાંય;
કહે પ્રીતમ કામે કરી, સાર ન સૂજે કાંય. ૯
આતમ અર્ક ઉદ્યોત હૈ, કામ ગ્રહણ કહેવાય;
કહે પ્રીતમ કૈસે કરે, ભીતર લાગી લાય. ૧૦
વિષય વન્હિ અતિ પ્રબલ હૈ, દાવાનલસે દીર્ઘ;
કહે પ્રીતમ સબ જુગ ભલા, કામી નુગરા ઉર્ગ. ૧૧
કામીકુ સ્વામી નહી, માને નહી મુરજાદ;
કહે પ્રીતમ ઉન્મત્ત રહે, આઠે પોહોર પ્રમાદ. ૧૨
કામી કૃત અકૃત કરે, જબલગ જુવતી તાન;
કહે પ્રીતમ નરકે પડે, નારી પુરૂષ નિદાન. ૧૩
ત્રિયા ચમક લોહ પુરૂષ હૈ, પામર પશુ સમાન;
કહે પ્રીતમ કહો કોટિ વિધિ, કામી ધરે નહી કાન. ૧૪
કામીકુ લજ્જા નહી, નિર્લજ નિર્દે નઠોર;
કહે પ્રીતમ કૈસે કહું, સબહી કર્મ કઠોર. ૧૫
કામી કોઇ મત દુઃખ ધરો, કામી અવર ન કોય;
કહે પ્રીતમ મેં કામી હું, તાય શીખામન સોય. ૧૬
શત્રુ અવર અનેક હૈં, કામ સમો નહી કોય;
કહે પ્રીતમ રજ કામના, સબ જુગ વેરી હોય. ૧૭
કામ કપટ જા ઘટ વસે, સો નર નીચ ગમાર;

કહે પ્રીતમ સુખ અલ્પ હૈ, અવગુન કરે અપાર. ૧૮
કામી કાગ સમાન હૈ, ડરતા રહે નીશદીન;
કહે પ્રીતમ કામી તણો, સદા અપાવન મન. ૧૯
સુકૃત સાત જન્મકો, એક પલકમેં જાય;
કહે પ્રીતમ ધન ગાંઠડી, ઘર આગે લુંટાય. ૨૦
કામી ગર્ધવ સારીખા, સંગ ગર્ધવી નાર;
કહે પ્રીતમ લાતે હણે, તોય ન છોડે લાર. ૨૧
કામીકું બહુ કલ્પના, વિષય લેહેર દીલમાંહી;
કહે પ્રીતમ સબહી તરે, પણ કામીકી ગતિ નાહી. ૨૨
કામી ભૂત ભવમેં ભમે, સમે નહી સંતાપ;
કહે પ્રીતમ રહે કામના, કછુ પુરવલા પાપ. ૨૩
કામ કલેશકો મૂલ હૈ, અનરથકો ભંડાર;
કહે પ્રીતમ તજ તાહકું, ભજ હરી કૃષ્ણ મોરાર. ૨૪
કામરૂપ કલેશ હૈ, ક્રોધ મિલે તબ આય;
કહે પ્રીતમ સોઇ જીવ, જમપુર બાંધા જાય. ૨૫
કામી કૃત જે જે કરે, સોઇ કામ સ્વરૂપ.
કહે પ્રીતમ ના વશ રહે, પડે મોહ અંધ કૂપ. ૨૬
કામ કુસંગતે ઉપજે, કામે ઉપજે ક્રોધ;
કહે પ્રીતમ વશ કામકે, રહે ન જ્ઞાન પ્રબોધ. ૨૭
અજ્ઞાને મોહ ઉપજે, મોહે કરી બુદ્ધિ નાશ;
કહે પ્રીતમ બુદ્ધિ નાસતે, પ્રાણી નરક નિવાસ. ૨૮
મન મરકટ માનવ તણો, કામ ફકીર તે સાથ;
કહે પ્રીતમ નાચ નચાવહી, લોભ લાઠી લીયે હાથ. ૨૯
કામ નેત્ર મુખ ક્રોધકો, રૂદે લોભ કર વાસ;
કહે પ્રીતમ તીનો મિલી, કરે જીવકો નાશ. ૩૦
કામીકું બહુ કલ્પના, નિવૃત્તિ નહી લગાર;
કહે પ્રીતમ ચિત્ત દૂધ હૈ, કસ્તર કામ વિકાર. ૩૧
કામી કંટક લોહ પુરૂષ હૈ, સેહેજ સચેત ન હોય;
કહે પ્રીતમ મન સમજ કે, સંગ કરો મત કોય. ૩૨
કામી તાકુ જાનીએ, પ્રવૃત્તિ વિશે ઉદાર;

કહે પ્રીતમ સાચ સમજકે, વાકો સંગ નિવાર. ૩૩
કામ કૃત્ય અકૃત્ય કરે, ડરે ન એક લગાર;
કહે પ્રીતમ નરકે પડે, નારી પુરૂષ નીરધાર. ૩૪

## અથ નારી નિંદનકો અંગ.

નારીકું નિંદુ નહી, નીંદુ અવગુણ એક;
કહે પ્રીતમ કહેતે ગયે, આગે પુરૂષ અનેક. ૧
નારી નરકકી ખાણ હે, શાસ્ત્ર કહે સબ કોય;
કહે પ્રીતમ પ્રભુ ભજનથે, પરમ પવિત્ર હોય. ૨
નારી ચાર પ્રકારકી, જયું નાણાકી રીત;
કહે પ્રીતમ કર જુગતસુ, જાણ બુઝ કર પ્રીત. ૩
મોહોર રૂપૈયો તાંબીયો, કોડી નાણા માંહી;
કહે પ્રીતમ યહ દામ હે, સબહી બરાબર નાંહી. ૪
સતી શરી ને પતિવ્રતા, કૃત્યા કહીએ નાર;
કહે પ્રીતમ સોઇ સમજકે, વાકો સંગ નિવાર. ૫
અમૃત સીંચે એરંડે, જુગતે જવાસા પાય;
કહે પ્રીતમ કોઇ કાળે કરી, અમૃત ફળ કાંઇ થાય. ૬
સો વરસ સેવે શીમળો, તોય ન ભાગે ભૂખ;
કહે પ્રીતમ વિષય ભોગવે, તોયે દુણા દુઃખ. ૭
નારી નિર્દય નઠોર અતિ, કઠણ કૃપાણકી ધાર;
કહે પ્રીતમ નર કાટતાં, કછુ ન લાગે વાર. ૮
નારીકો અપરાધ નહી, પુરૂષ પાતકી હોય;
કહે પ્રીતમ એક હાથસું, તાળી પડે ન કોય. ૯
નારી પ્યારી લગત હે, તબલગ વિષય વિકાર;
કહે પ્રીતમ કર દૂરસેં, નારીકું નમસ્કાર. ૧૦
હરીકી માયા મોહની, પ્રગટ નારી નીજરૂપ;
કહે પ્રીતમ મોહે સબે, દાનવ માનવ ભૂપ. ૧૧
નારી નેહ ઉપજાવહી, મિથ્યા પ્રપંચ પ્રીત;
કહે પ્રીતમ સબહી હરત હૈ, જ્ઞાન ધ્યાન ગુણ ચિત્ત. ૧૨
નારી ત્રહી એ નાગીણી, નર મેઢક નિરધાર;
કહે પ્રીતમ કેત્તા ગ્રસે, લેખા નહી લગાર. ૧૩

લાલચ લોભ દિખાવહી, અતિ ઉપજાવે ભાવ;
કહે પ્રીતમ જ્યું સુખકપર, મીની માંડે દાવ. ૧૪
નેણ વેહ મોહ બાણ હે, પ્રાણ કીયો બેહાલ;
કહે પ્રીતમ મુસાપરે, મીની કે મન ખ્યાલ. ૧૫
મંજારી કે મુખ થકી, ઉંદર નાસે આપ;
કહે પ્રીતમ ભુખે મરે મીનકો, તેમાં ઉંદરકું કહ્યુ પાપ. ૧૬
નારી નદી સ્વરૂપ હે, પ્રબળ વિષયકો પૂર;
કહે પ્રીતમ કેતે ગયે, તાથેં રહીયો દૂર. ૧૭
નેણે કાજળ નાક નથ, વેણી વસીયર જાણ;
કહે પ્રીતમ ઘુંઘટ કરે, હરે પલકમેં પ્રાણ. ૧૮
કહેત કામરૂ દેશમેં, કરે પુરૂષકું બેલ;
કહે પ્રીતમ સબ દેશમેં, એહી નિરંતર ખેલ. ૧૯
નર મૂરખ માને નહી, કીજે કવન ઉપાય;
કહે પ્રીતમ હાથે કરી, પડે જાલમેં જાય. ૨૦
બંધન બીજે બોહોત હે, નારી સમો નહી કોય;
કહે પ્રીતમ છૂટે નહી, જે કોઇ બંધન હોય. ૨૧
મુખસે મીઠા ઊચરે, અંતર ઓરૂ બાત;
કહે પ્રીતમ જુદી ન હોય, કરે દગા દઇ ઘાત. ૨૨
પરમેશ્વરકે પંથમેં, નારી ડર ચોપાસ;
કહે પ્રીતમ અધવીચથેં, ઉડાવે આકાશ. ૨૩
મારગ બુટા દો મીલી, કનક કાંતા કહેવાય;
કહે પ્રીતમ વાટ ભુલાવહી, જીદર તીદર લે જાય. ૨૪
વાત પીત કફ આદ્ય લઇ, સમ ધાતુકો દેહ;
કહે પ્રીતમ નર મૂઢ જે, કરે તેહસું નેહ. ૨૫
માંસ લપેટયા ચરમસે, ઉપર આછા રંગ;
કહે પ્રીતમ ભય પાવહી, જબહી ઉઘડે અંગ. ૨૬
સ્રી પુરૂષ આનંદમેં, સબહી હરીકો રૂપ;
કહે પ્રીતમ જાકુ જે ભાવના, તાકુ તા ફળ રૂપ. ૨૭

## અથ ભાવકો અંગ.

કલ્પદ્રુમકું સેવીએ; જેસો આપણો ભાવ;
કહે પ્રીતમ તેસે ફલ, ઔર ન લાગે દાવ. ૧

ઉપજે ભગવત ભાવના, તો ભેટે ભગવાન;
કહે પ્રીતમ ચિત્ત આનંદ ધરે, તો કછુ ન ભાસે આન. ૨
અપને ભાવે બ્રહ્મ હે, અપને ભાવે જીવ;
કહે પ્રીતમ ભાવે કરી, શુદ્ધ સનાતન શીવ. ૩
આપણે ભાવે બ્રહ્મ હે, આપણે ભાવે ભૂત;
કહે પ્રીતમ નીજ ભાવસું, દીસે દેવ અરૂ દૂત. ૪
ભાવે ગોકુળ અવતરે, ભાવે ચારી ગાય;
કહે પ્રીતમ ભાવે કરી, ગોરસ ચોરી ખાય. ૫
ભાવે રોકી સુંદરી, ભાવે લીનો દાણ;
કહે પ્રીતમ ભાવે કરી, ધર્યો ગોવરધન પાણ. ૬
ભાવે ગુંજા ઉરધરી, ભાવે ચંદ્રીકા શીશ;
કહે પ્રીતમ ભાવે કરી, ગેડી ગ્રહી જુગદીશ. ૭
ભાવે વ્રજ લીલા કરી, ભાવે વાયો બંસ;
કહે પ્રીતમ ભાવે કરી, માર્યો મામો કંસ. ૮
ભાવે બસે બંદ્રાબન, ભાવે રચીયો રાસ;
કહે પ્રીતમ ભાવે કરી, કર્યો દ્વારકાં વાસ. ૯
ભાવે છાયો છાપરો, ભાવે પીનો દુધ;
કહે પ્રીતમ ભાવે કર્યો, જઇ જમકો જુધ, ૧૦
ભાવે ખાધો ખીચડો, ભાવે દીનો હાર;
કહે પ્રીતમ ભાવે ભયે, વણીક વેશ કીરતાર. ૧૧
ભાવે ભૂપ મરજન કીયો, નાઇ ધરાયો નામ;
કહે પ્રીતમ ભાવે કરે, અનેક ભક્તકે કામ. ૧૨
ભાવે વીખ અમૃત કીયો, ભાવે દીની છાપ;
કહે પ્રીતમ ભાવે કરી, આધીન હોય રહે આપ. ૧૩
અપણે ભાવે ગોમતી, અપણે ભાવે ગંગ;
કહે પ્રીતમ શુદ્ધ ભાવસું, હોય પવિત્ર તે અંગ. ૧૪
ભાવે જાઓ મધુપુરી, ભાવે કાશી કેદાર;
કહે પ્રીતમ શુદ્ધ ભાવ વિના, ફળે ન એક લગાર. ૧૫
ભાવ વિના પૃથ્વી ભમે, દમે દેહ બહુ ભાત,
કહે પ્રીતમ શુદ્ધ ભાવ વિના, મિલે નહીં સુખ શાંત. ૧૬

ભાવે બ્રહ્મ લીલા કરે, હરે ભૂમિકો ભાર;
કહે પ્રીતમ ભાવે ધરે, ચતુર્વિંશ અવતાર. ૧૭
ભાવ ભરોંસો જે ઘટ નહી, સો ઘટ ઘોર અંધાર;
કહે પ્રીતમ સમજે નહી, હરી હીરા અંબાર: ૧૮
હરી હીરા જાહેર પડયા, જગત ખુંદકે જાય;
કહે પ્રીતમ દેખ્યા વિના, કૈસે ધરે ઉઠાય. ૧૯
સુઝે સો બુઝે સહી, પૂજે પ્રેમે સોય;
કહે પ્રીતમ પ્રીછયા વિના, પ્રીત કોન વિધિ હોય. ૨૦
ભાવે જોગી વન વસે, ભાવે ભોગવે રાજ;
કહે પ્રીતમ સમજયા વિના, કછુ સરે નહી કાજ. ૨૧
ભાવે મીલે આતમા, આનંદરૂપ અખંડ;
કહે પ્રીતમ શુદ્ધ ભાવ વિના, ભાવે નહી પાખંડ. ૨૨
ભાવે સ્વર્ગે સંચરે, ભાવે નરક નિદાન;
કહે પ્રીતમ ભાવે મળે, ભક્તવત્સળ ભગવાન. ૨૩
ભાવ વિના ભટકી મરે, કરે જો કોટિ ઉપાય,
કહે પ્રીતમ એક ભાવ વિના, સંશય શોક ન જાય. ૨૪
ભાવે ઇષ્ટ ઉપાસના, કરી શકે જે કોય;
કહે પ્રીતમ શુદ્ધ ભાવસું, હરી હસ્તામલ હોય. ૨૫
ભાવે બંધન ઉપજે, ભાવે હોવે મુક્ત;
કહે પ્રીતમ વીરલા લહે, જીવન મુક્તકી જુક્ત. ૨૬

## અથ જીવનમુક્તકો અંગ.

જીવનમુક્ત રહે જક્તમાં, વરતે દેહ વ્યવહાર,
કહે પ્રીતમ ભીતર નહી, ઉપર કે ઉપચાર. ૧
સુપનામેં કોઇ સુખ કરે, કોઇ દુઃખકો દેનાર;
કહે પ્રીતમ કોઇસુ નહી, રાગ દ્વેષ લગાર. ૨
સુપનામેં લાડુ જમે, સુપને શૌચાચાર;
કહે પ્રીતમ ચિને નહી, દેનારો લેનાર. ૩
સતી સજે નખ શીખ લગી, અંગે સૌ શણગાર;
કહે પ્રીતમ દેહભાવના, ધરે ન એક લગાર. ૪
સતી કામની ભૂષણ સજે, છાંડ ચલે સબ સંગ;

કહે પ્રીતમ રૂદીએ રહે, નીજપતિ મીલન પ્રસંગ. ૫
જીવન મુક્ત સંસારમેં, જ્યું અંબુજ જલ માંહ;
કહે પ્રીતમ ભેળા રહે, જરા જલ ભેદે નાંહ. ૬
કનક ખાણપર નિત્ય રહે, રતિ કનક નહી લેહ;
કહે પ્રીતમ મહા મુક્તકું, નહી દેહ અરૂ ગેહ. ૭
દગ્ધ અંબરવત દેહ રહે, લહે ન વર્ણ વહેવાર;
કહે પ્રીતમ યું મુક્તકો, દીસે દેહ વિકાર. ૮
ભુન્યા અંન ઉગે નહી, પોહોચે તબલગ ખાય;
કહે પ્રીતમ પોહોચી રહા, જબ કહી આવે ન જાય. ૯
જૈસે ચક્ર કુલાલકા, ફરે ફેરવે કોય;
કહે પ્રીતમ તબલગી ફરે, વેગ જહાં લગી હોય. ૧૦
પ્રારબ્ધ વેગ તનમેં બસે, તબલગ ભુગત ભોગ;
કહે પ્રીતમ ત્રિવિધિ ટળે, રહા ન એકે રંગ. ૧૧
પવન ઉડાવે પત્રકું, ભાવે તહાં લે જાય;
કહે પ્રીતમ ઇચ્છા રહિત, નીજ દેહ વરતાય. ૧૨
જીવ-મુક્ત ચિંતામણી, જો ચિંતવે સો હોય;
કહે પ્રીતમ મણિકે વિશે, તનક તિમર નહી કોય. ૧૩
ભયપકું મુખ શત સહસ્ર હૈ, મુખ મુખ તેજ પ્રકાશ;
કહે પ્રીતમ મહા મુક્તકું, નહીં જગતકો ભાસ. ૧૪
જીવન્મુકત જે જે કરે, ધરે ન ઉર અહંકાર;
કહે પ્રીતમ ફળ લાભકી, લાલચ નહી લગાર. ૧૫
અતિ ઊંચો આકાશમેં, ચઢે ચઢાકે જોર;
કહે પ્રીતમ દેખે નહી, અવનીકે અંકોર. ૧૬
જીવ-મુક્ત કે ચલણકું, સમજે નહીં સંસાર;
કહે પ્રીતમ સાક્ષી રહે, લહે ન લોકાચાર. ૧૭
વાહાણ ફરે સાગર વિશે, દશે દિશા પ્રમાણ;
કહે પ્રીતમ ભુલે નહીં, દશે દૃષ્ટિ નિદાન. ૧૮
પાવ ધરે પાવન કરે, પૃથ્વી દેશ વિદેશ;
કહે પ્રીતમ શુદ્ધ હોત હૈ, જ્યાં મુક્ત કરે પ્રવેશ. ૧૯
વાટ ઘાટ વન વાટીકા, ગામ ઠામ ધન ધામ;
કહે પ્રીતમ પાવન સબે, જ્યાં સંત કરે વિશ્રામ. ૨૦

તીરથ પાવન હોત હે, દરશ પરશ દેદાર;
કહે પ્રીતમ મહા મુક્તકો, મહીમા અગમ અપાર. ૨૧
સેવે સો સુકૃત લહે, દુકૃત નિંદક આપ;
કહે પ્રીતમ મહા મુક્તકું, નહી પુન્ય ઔર પાપ. ૨૨
જીવનમુક્ત સબ દુઃખ રહિત, એકે આવરણુ નાંહ;
કહે પ્રીતમ મહા મુક્ત રહે, સદા સમાધિ માંહ. ૨૩
પંખી પૃથ્વીપર ચલે, સુરત રહે આકાશ;
કહે પ્રીતમ ચારા લગી, કરે ભુમિપર વાસ. ૨૪
જોગેશ્વર જીવ-મુક્ત, સજજન સ્નેહ સમેત;
કહે પ્રીતમ પરમારથી, હરદે હરીકો હેત. ૨૫

## અથ સજજનકો અંગ.

સજજન સુરતરૂ સારીખા, શરણુ હરણુ તન તાપ;
કહે પ્રીતમ શીતળ સદા, રહે સ્વરૂપે આપ. ૧
કલ્પદ્રુમતેં અધિક હૈ, સજજનકો ગુણુ સાર;
કહે પ્રીતમ તરૂ દેત ફલ, સજજન હરે વિકાર. ૨
જલધર જૈસે જોઇ લે, દયા ઢળક ઊર માંહી;
કહે પ્રીતમ જગત જીવાવહી, મેહેનત માગે નાંહી. ૩
સેહેજે ગાજે ગગનમેં, સેહેજે વરખા હોય;
કહે પ્રીતમ પરમારથી, સબકા દાતા સોય. ૪
સજજન ચંદન સારીખા, શીતલ વાસ સુવાસ;
કહે પ્રીતમ સહુ સારીખા, જો કોઇ રહેવે પાસ. ૫
સજજન હીરા સારીખા, સહે ઘનનકી ચોટ;
કહે પ્રીતમ તન તુટહી, તામે દ્યતની ખોટ. ૬
સજજન કુંદન સારીખા, કરે કસોટી કોઇ;
કહે પ્રીતમ જ્યું જ્યું કસે, ત્યું ત્યું ઝીણા હોય. ૭
ભોમ ગઢા ભીતર વધે, અગન જરે નહી લેશ;
કહે પ્રીતમ સજજન કરે, સેહેજે સદ્ઉપદેશ. ૮
કડુ બચન મુખસેં કહે. મનમેં મીઠા દ્રાખ;
કહે પ્રીતમ હરી મિલનકો, ઉર અંતર અભિલાખ. ૯
સજજનકા મન ઉજલા, જેસા ઉજલા દૂધ;

કહે પ્રીતમ નિર્મળ રહે, બાજા ભીતર શુદ્ધ ૧૦
સજ્જન સુધાસે મીષ્ટ હે, અવગુણ હરે અનેક;
કહે પ્રીતમ પાવન કરે, દેવે જ્ઞાન વિવેક. ૧૧
સજ્જન સુમતિ દેત હૈ, કરે કુમતકું દૂર;
કહે પ્રીતમ દેખાવહી, એક હરી ભરપુર. ૧૨
વિકટ સમે વીરચે નહી, દગો મળે નહી લેશ;
કહે પ્રીતમ જબ દુઃખ પડે, દીન દીન દુણા નેહ. ૧૩
સજ્જન મિલે સુખ ઉપજે, દુઃખકો આણે અંત;
કહે પ્રીતમ પૂરણ કળા, જાણે નહી જડ જંત. ૧૪
સજ્જન ભંજન ભાતકે, ઉપજાવે આનંદ;
કહે પ્રીતમ એક પલકમેં, કાટે ભવકે ફંદ. ૧૫
કોટિ વિઘન બિચમેં પડે, સજ્જન તજે ન સંગ;
કહે પ્રીતમ ટયું ઉતરે, ચઢયા ચોળકા રંગ. ૧૬
સજ્જન સદ્ગુણ દેત હૈ, કરે દુષ્ટતા દૂર;
કહે પ્રીતમ માને નહી, માયા કેરા મજુર. ૧૭
સજ્જન અંજન આંખકે, મજ્જન મુખકે પાન;
કહે પ્રીતમ કશું છાંડીએ, સજ્જન પરમ સુજાણ. ૧૮
સજ્જન સ્મરણ ભજનમેં, સદા રહે ભરપૂર;
કહે પ્રીતમ નિત્ય નિરખત, હરીકુ હાલ હજુર. ૧૯
સજ્જન સક્કર સારીખા, કડવા કબહુ ન હોય;
કહે પ્રીતમ ફુલ અંબકા, કોઠા કહે ન કોય. ૨૦
સજ્જન સુખી સુખ અવરકે, દુઃખી અવર દુઃખ દેખ;
કહે પ્રીતમ કોમળ રૂદે, નવનીત થકી વિશેખ. ૨૧
સજ્જન ગુણ પ્રગટ કરે, અવગુણ દેખી દુરાય;
કહે પ્રીતમ જશ આપકે, નીજ સુખ નાહી ચીરાય. ૨૨
સજ્જન સુરજ સારીખા, કરે ઘોર તમ નાશ;
કહે પ્રીતમ સબકુ પ્રીય, પૂરણ પ્રેમ પ્રકાશ. ૨૩
સજ્જન સમુદ્ર સારીખા, સરિતા કોટિ સમાય;
કહે પ્રીતમ એકરસ રહે, કબહુ છલી નહિ જાય. ૨૪
સજ્જન નહિ સંસારકે, સજ્જન સંત અનુપ;
કહે પ્રીતમ સજ્જન સોઇ, સ્મરણ સહજ અનુપ. ૨૫

## અથ સહજકો અંગ.

સેહેજ સમજ આવ્યા વિના પુરૂષ દુઃખી નિત્ય જાણ;
કહે પ્રીતમ એક સહજ બિન, ટળે ન ખેંચાતાણ. ૧
સહજ સ્વરૂપ હે બ્રહ્મકો, ખેંચા તાણ સો જીવ;
કહે પ્રીતમ સમજી શકે, સેહેજે સુખી સદૈવ. ૨
સેહેજે સબ ઉચારહી, સેહેજે ઉદક આહાર;
કહે પ્રીતમ સેહેજે ચલે, નાહીન ખેંચ લગાર. ૩
સમજ સેહેજ બીન લહે નાંહી, સાર અસાર વિવેક;
કહે પ્રીતમ સુખ સેહેજસે, અનરથ ટળે અનેક. ૪
સેહેજે સાધન હોત હે, અગમ સુગમ હો જાય;
કહે પ્રીતમ સમજી શકે, કબહુ કાળ ન ખાય. ૫
સમજ વિના સાધન કરે, સો ફળ રૂપ ન હોય;
કહે પ્રીતમ ફુળ પર લીંપણ, ખુંદા ખમે ન કોય. ૬
સમજ વિના સબ સત્ય હે, સાકર સિંધવ લૂણ;
કહે પ્રીતમ કછુ સમજે નાંહિ, તાથ પ્રમોદે કુણ. ૭
રત્ન ગુંજા ગણે એક કર, સમજે નાહિ સિદ્ધાંત;
કહે પ્રીતમ પ્રીછ્યા વિના, ભાગે નહી ભવ ભ્રાંત. ૮
ખાનપાન સબ કરત હે, અધિક પુરૂષકું જ્ઞાન;
કહે પ્રીતમ નીજ જ્ઞાન બીન, પ્રાણી પશુ સમાન. ૯
મખી કાખાં કરગો ખાજ, કાળો કામળી રીંછ;
કહે પ્રીતમ સમાન સબ, નાંહી પાંમરી પીછ ૧૦
સમજ વિના સરખું ગણે, રેકો ગોધ મરૂ ગાય;
કહે પ્રીતમ સબ સમજહીં, તબ સબ સંશય જાય. ૧૧
સમજે જીતે સુભાવકું, સુભાવ જીતે સોઈ સુર;
કહે પ્રીતમ સોઇ શુરવીર, રહે પગ રોપી હુજુર. ૧૨
સેહેજ દશા સબસેં બાલી, જો ઉપજે ઉર આય;
કહે પ્રીતમ સંસારકુ, જીતી નિશાન બજાય. ૧૩
મનકું મારે તન દમે, ધનકુ ધર્મ લગાય;
કહે પ્રીતમ સોઇ શુર હે, રામ ધામકું જાય. ૧૪
વાયુ સંગે વાસના, વાસના સંગે પ્રાણ;

કહે પ્રીતમ પ્રાણુ આત્મા, ધરે દેહ દુઃખ ખાણુ. ૧૫
સમજ સેહેજે સુખ ઉપજે, આન ઉપાયે નાંહ;
કહે પ્રીતમ આપે સુખી. સુખી સબહી જ્યાં જાય. ૧૬
સમજ થકી હરી ઓળખે, ઓળખે ઉપજે હેત;
કહે પ્રીતમ સમજ્યા વિના, તક દુધ દોઇ ચેત. ૧૭
પરહીત સમાન પુન્ય નહિ, પર પીડા સમ પાપ;
કહે પ્રીતમ સબ શાસ્ત્રમેં દેખ વિચારી આપ. ૧૮
શીવ ચતુરાનન શેષ શ્રુતિ, સકલ શાસ્ત્ર મત સાર;
કહે પ્રીતમ હરી નામ વિના, નહી નરકો નિસ્તાર. ૧૯
હરી ગુરૂ સંત દયા કરી, દીયો પરમ ધન સાર;
કહે પ્રીતમ નામે ભયો, ઉર અંતર ઉજીયાર. ૨૦
ભયો પ્રકાશ નીજ જ્ઞાનથે, ઉપન્યો અતિ આનંદ,
કહે પ્રીતમ પ્રેમે કરી, બોલો જે ગોવિંદ. ૨૧
સંવત અઢાર વીશી રૂદની, પીસ્તાળો આશ્વીન માસ;
કહે પ્રીતમ શુકલપક્ષ પંચમી, સાખી ગ્રંથ પ્રકાશ. ૨૨
સંદેસરમાં સુખનીધિ, જાનરાય જુગદીશ;
કહે પ્રીતમ સાખી પુરણુ, છસેં આડત્રીસ. ૨૩
સાખી ગાયે સાંભળે, રાખે રૂદીએ વિચાર,
કહે પ્રીતમ પ્રપંચ ટળે, પામે પદ નિરધાર. ૨૪
હરી પદ પામે પ્રેમસુ, હોય ભ્રમણા ભંગ;
કહે પ્રીતમ કહું કેટલું. કરહુ સદા સત્સંગ. ૨૫
સત્સંગ સુખકો મૂલ હૈ, દુઃખકો મેટણહાર;
કહે પ્રીતમ પરસાવહી, વ્યાપક વિશ્વાધાર. ૨૬

## અથ બ્રહ્માનો ગરબો.

જ્યારે ભોમી ભાર વાધ્યો ઘણો, ત્યારે ગઇ ભોમી બ્રહ્મા પાસજો;
પોઢયાતા પ્રભુ ક્ષીર સમુદ્રમાં, ત્યાં જઇ આરાધ્યા અવિનાશ જો.
બ્રહ્માએ ભજન કર્યું ભગવાનનું.
જાગો જાગો જગન્નાથજી, દુનિયા બહુ પામેછે ત્રાસ જો.
કાપો કષ્ટ અમારૂં કમળાપતિ, ઊભા અમર કહે અવિનાશ જો.
ગગનગિરિ હરિ એણી પેર ઉચર્યા, સુણો સહુ અમર મારી વાત જો;

હું અવતાર લઇશ યદુકુળમાં,વસુદેવ પિતા દેવકી માત જો. પ્ર.
ગોકુળ લીલા મારે કરવી છે, મુજને વહાલો વ્રજનો સાથ જો;
ચતુરાનન ચિંતા કરશો નહિ, એવું બોલ્યા લક્ષ્મીનાથ જો. પ્ર.
દેવકી પરણાવ્યાં વસુદેવને, કંસે આપ્યું કન્યાદાન જો;
દાન માન કરી સહુ સંતોખ્યા, પ્રેમે વહેંચ્યાં ફોફળ પાન જો.
વીર વળાવા ચાલ્યો બેનને, એવે થઇ વાણી આકાશ જો;
એનો અષ્ટમો ગર્ભ તુને મારશે, તેનો રાખે દૃઢ વિશ્વાસ જો.પ્ર.
સુણતાં કોપ ચઢયો ત્યાં કંસને, વસુદેવ સમજાવે બહુ વાર જો;
સ્ત્રી બાળ બેનને હણે, તેના પાપતણો નહિ પાર જો. પ્ર.
પુત્ર થશે તે આણી આપશું, મન ગોઠે તે કરજો ભૂપ જો;
થોડાશા જીવ્યાને કારણે, ન હણીશ અબળા બાળ સ્વરૂપ જો.
કીર્ત્તિમાન કુંવર પહેલો થયો, વસુદેવ લાવ્યા કંસની પાસ જો;
જોઇને દયા કંસને ઉપની, હૃદયે આવ્યો દૃઢ વિશ્વાસ જો. પ્ર.
એનો અષ્ટમો ગર્ભ આણીને આપજે,બીજાં બાળ હણે શું થાય જો;
એટલે નારદજી ત્યાં આવીઆ, કેમ તું બેશી રહ્યો છું રાય જો.
કંસે માંડીને કહી વારતા, નારદ કહે સાંભળો ભૂપાળ જો;
જ્યાં ગણીએ ત્યાંથી થાય અષ્ટમો, એમ જાણ તારો કાળ જો.પ્ર.
આ જાદવ અમર સહુ અવતર્યા, દેવી ઉદર વિષ્ણુનો અવતાર જો;
એટલું કહી નારદજી ઊઠયા, કંસને ક્રોધ ચઢયો તેણી વાર જો.
વસુદેવ દેવકી કારાગૃહે નાખિયાં, ભીડી ભુંગળ સાંકળ દ્વાર જો;
ઉપર ચોકી મૂકી ચોસરી, રખે કોઇ અળગા રહેતા લગાર જો. પ્ર.
ચોકશ રહેજો ચિત્તમાં ચેતીને, બાળક જન્મે કરજો જાણ જો;
કરાર કરીને બેઠો આસને, રાત દિવસ જંપે નહિ પ્રાણ જો. પ્ર.
પાપી લાગ્યો સહુને પીડવા, કંસે માંડયો મહાક્લેશ જો;
બાપડા જાદવ જ્યાં ત્યાં થઇ જઇ, રહ્યા જઇ દેશ વિદેશ જો.પ્ર.
જે જન્મે તે આપે આણીને, બાળક માર્યાં છે બે ચાર જો;
સાતમો ગર્ભ ધર્યો ત્યાં શેષજી, દેવતા પામ્યા હરખ અપાર જો.
હરિએ હુકમ કર્યો નિજ માયાને, વેગે કરજો એહ વિચાર જો;
ગર્ભ આકર્ષણ કરી લઇ મૂકજો, રોહિણીજીના ઉદર મોઝાર જો.
આઠમે આપે નાથ પધારીઆ, સુર સહુ પામ્યા હરખ અપાર જો

પુષ્પની વૃષ્ટિ કરે સહુ દેવતા, જે જે બોલે ગગન મોઝાર જો.
શ્રાવણ વદી અતિ ઉત્તમ અષ્ટમી, અભિજીત રોહિણી બુધવાર જો;
લગન જોત મુહૂર્ત શુભ તે ઘડી, અર્ધનિશાએ હરિ અવતાર જો.
દરશન દીધું દેવકી વસુદેવને, દેવતા પામ્યા અતિ આનંદ જો;
મુખડું જોતાં દુઃખડું સહુ ટળ્યું, ટળ્યા મોહ માયાના ફંદ જો.
કીરટ મુગટ કુંડળ હીરે જડયાં, કોટે કૌસ્તુભમણિના હાર જો;
પીત વસન તન ઘન શ્યામની, ગદા આયુધ ભુજા ચાર જો. પ્ર.
ચરણકમળ સેવે સિંધુસુતા. પદરજ વંદે અજ ઉમયા ભર્તાર જો;
મંદ મંદ હાસ્યે હરિ બોલિયા. તમો તપ કીધું હશે બાર હજાર જો.
તપ કરી મુજ પાસે વર માગિયો, તે અર્થે લીધો અવતાર જો;
હાવે રખે શસ્ત્રનો ભો રાખતા, થોડે દિવસે મળશે સારી ધીર જો.
ગોકુળ લઇ ચાલો ચૂપે કરી, નંદ જશોદાને દ્વાર જો;
મુજ બદલે માયાને લાવજો, એમાં કોઇ ન જાણે નિરધાર જો.
એમ કહી હરિ શક્રરૂપે થયા, જેનો કોઇ ન પ્રીછે પાર જો;
લેઇ ચાલ્યા વેગે વસુદેવજી, ભાગી ભુંગળ ઉઘડયાં દ્વાર જો.
સહુપર નાખી માયા મોહની, નિદ્રાવશ ઘોરે સંસાર જો;
રવિતનયાની તીરે આવિયા, વસુદેવે પ્રેમે ઉતાર્યા પાર જો. પ્ર.
ચંદ્ર આવી અજવાળું કર્યું, ઇંદ્રે કીધી અમૃતધાર જો:
માયાએ આવીને ઓથો કર્યો, તે દિન બાવન ને વરસ અગિયારજો.
ગોવિંદ ગોકુળમાં પધારિયા, આવ્યા નંદજીને ઘેર જો:
જશોદાજીની સજ્જાએ સુંપ્યા શામળો, તેની કોઇ ના પ્રીછે પેર જો.
સુત મુકીને લીધી સુતા, ત્યાં વેગે ચાલ્યા વસુદેવ જો,
આવ્યા તેમ પાછે પગલે ગયા, મધુપુર જઇ પહોંચ્યા તતખેવ જો.
જે જ્યમ હતું તે ત્યમ થઇ રહ્યું, એટલે પ્રગટયો પ્રાતઃકાળ જો;
ત્યારે રોવા લાગી બાળકી, ત્યારે જાગ્યા સહુ રખવાળ જો.
ચૂપે જાણ કર્યું જઇ કંસને, જેને જીવ્યાનું છે મન જો;
ઉઠીને આવ્યો ત્યાં ઉતાવળો, કન્યા દીઠી રૂપ રતન જો. પ્ર.
કુલાહલ કરે ત્યાં દેવકી, હવે રહેવાદે એટલું બાળ જો;
જોરે ઝુંટી લીધા હાથથી, પટકી શલ્યા ઉપર તત્કાળ જો. પ્ર.
દેવી ઊઠી આકાશમાં, ગગને જઇને બોલી વાણ જો;

મુજને શું મારેછે મૂરખા, તારો વેરી વ્રજમાં જાણ જો. બ્ર.
કંસે કરવા માંડી સોચના, હૃદયે લાગ્યું દુઃખ અથાગ જો;
ગોકુળમાં ગોવિંદ લીલા કરી, ઉછર્યા નંદરાયને ઘેર જો. બ્ર.
પુત્ર વધાઇ આપે નંદને, હીરા હેમ વસ્ત્ર શણગાર જો;
ઘેર ઘેરથી આવે સહુ ગોપિકા, પ્રગટયો હૃદયે પ્રેમ અપાર જો.
ચતુરા ચોક પૂરાવે મોતીએ, નવરંગ તોરણ બાંધ્યાં દ્વાર જો;
કેસર કુંકુમ છડા દેવરાવિયા, મંગળ ગાન કરે વ્રજની નાર જો.
દધિ કાદવ કીધો નંદ આંગણે, નાચે ગોવાળ કરે રસ રંગ જો;
શોભા સાગર સુંદર શામળો, અંગોઅંગ વાધ્યો કોટિ રંગ જો.
સુવર્ણ ફૂલે વ્રજ ફુલી રહ્યો, ઘેર ઘેર આનંદ ગીત વધાઇ જો;
જ્યાં ત્યાં ધન ધરતીમાં ઉભટે, સોમી રતન મણિમય છાઇ જો.
ગંગા આદે તીરથ વ્રજમાં વશ્યાં, શંકર આદે સર્વે દેવ જો;
આવી અચળ વશ્યા ત્યાં ઇંદ્ર. કરવા નિજ પતિની સેવ જો.
બાળચરિત્ર કરે બહુ રીતશું, નિત્ય નિત્ય નૌતમ નંદકિશોર જો;
સુનાં ધામ જોઇ હરિ સંચરે, નામ ધરાવ્યું માખણચોર જો.
કંસે મોકલી માસીપૂતના, લીધું લક્ષ્મી જેવું રૂપ જો;
ઝેર હળાહળ સ્તન પર ચોપડી, હણતી બાળકચંદ્ર અનુપજો.
જાતી આવી જશોદાને આંગણે, કહે દેખીએ તમારો બાળ જો;
જશોદા ગૃહે કારજ કરતાં હતાં, પારણે પોઢયા લાલગોપાળ જો.
લઇ ધવરાવા લાગી લાલને, ધાવતાં શોષી લીધા પ્રાણ જો;
પાડી ચીસ પડી પૃથ્વી વિષે, એણીપેર નિશ્ચે કીધી નાશ જો.
રહી લુણ ઉતારે જશોમતિ, આ તે આ જો શું કહેવાય જો;
હજુ એને હીંડતાં આવડતું નથી, પડે ગડે ને ઉભો થાય જો.
લાખ ઓળંભા લાવે લોકના, ફોડે ઢોળે મહીનાં માટ જો;
યમલાઅર્જુન સુત કુબેરના, ઉધરી ગયા સ્વર્ગની વાટ જો. બ્ર.
જશોદા મોતીહાર પરોવતાં હતાં, લીધાં મુષ્ટિ ભરી મોરાર જો;
મોતીકેરાં ઉછેર્યાં ઝાડવાં, વ્રજ જુવતીને શણગાર જો.

અઘ બક ધેનુક વચ્છાસુર આવીયા, શંખચુડ કેશિ વૃષભાસજો;
હરિએ રાખ્યા રઝળતા તેહને, આપ્યો આપ ચરણનો નિવાસજો
જળ જમુનાથી કાળીનાગ કાઢીઓ, નાથે નિર્મળ કીધું નીરજો;

જુવતી જળ જમુનામાં ઝીલતાં, કદમે ચઢીને ચોર્યાં ચીર જો.
સો પ્રણામ સરજને કરાવ્યા, દોષ નિવાર્યો શ્યામશરીર જો;
વરૂણને ઘેરથી નંદને છોડાવિયા, વૈકુંઠ વસિયું જમુના તીર જો.
ઈંદ્રે કોપ કર્યો વ્રજ ઉપરે, ત્યારે ધરિયો ગોવર્દ્ધન જો;
હાથે છાંયો છબિલાજીએ કરી, બચાવ્યા વ્રજના જન જો. પ્ર.
રસિયે રંગે રાસ રમાડિયો, વેણુ વગાડી તેડયાં વન જો;
તારૂણીકેરો તાપ નિવારીઓ, સુખડું આપ્યું જુગજીવન જો.
વ્રજની લીલા કોણ શકે વર્ણવી, નામ લે કોટિ શારદા શેષજો;
નિગમ નિરંતર જેને ગાયછે, તેનો પાર ન પામે લેશ જો. પ્ર.
એટલે નારદ મુનિ આવિયા, પ્રભુને કહીશકે તે વાત જો;
હાવે કારજ કરવાં છે ઘણાં, હજુ કેમ બેશી રહ્યાછો નાથ જો.
પાપી પરિયટને ઉધારવો, કરવું માળીનું કલ્યાણ જો;
કુબજા કેરૂ ચંદન લેવુંછે, લેવા પાપી કંસના પ્રાણ જો. પ્ર.
વસુદેવ દેવકીનાં બંધન છોડાવવાં, વિદ્યા ભણવી સંદિપદ્વાર જો;
જોરે જરાસંઘને જીતવો, કરવી કાળયવનની પેર જો.
દરિઆમાં રચવી દ્વારકા, શોભે સકળ શિરોમણિ સાર જો;
સોળ સહસ્ર શત આઠને પરણવી, કરવોછે પાંડવનો પોબાર જો.
એટલું કહીને નારદજી ઉઠયા, પોહોચ્યા બ્રહ્મલોક નીરધાર જો;
કંસે અક્રૂર મોકલ્યા તેડવા, આવ્યા નંદને દ્વારજો.
કંસે તમ સુત સહિત તેડાવિયા લીધું ધનુષજાગનું નામ જો;
પછે કાંય ગમતું ગોવિંદનું થશે, કંસને મળવાનું છે કામ જો.
નંદની આધે ગોપ ગોવાળા, રથમાં બેઠા કેશવ રામ જો;
રથ ઝાલીને રાધાજી રહ્યાં, નહિ જાવા દેઉં સુંદરશામ જો. પ્ર.
વીંટીવળો સર્વે સુંદરી, જેને સાચો અધિક સ્નેહ જો;
પ્રાણ અમારા સાથે ચાલશે, અમને મળે કયાં સંદેહ જો. પ્ર.
પ્રેમે ગોપિ કરો સહુને સમજાવ્યાં, ચાલ્યા કઠણ કરીને મનજો;
અક્રૂર જમુનામાં નાવ્વા ગયા, જળમાં દીઠા જુગજીવન જો. પ્ર.
પ્રથમ પરિયટની પૂજા લીધી, સર્વે શણગાર્યા ગોવાળ જો;
મારગે માળીએ પુષ્પ ચઢાવિયાં, મુક્તિ આપી દીનદયાળ જો.
કુબજાકેરૂં ચંદન લીધું છે, કીધું કમળા જેવું રૂપ જો;

ધનુષ ભાગતાં યોદ્ધા બહુ હણ્યા, ત્યારે ભે પામ્યોછે ભૂપ જો,
કુંજર કુવલયાપીડ પછાડીઓ, માર્યો ચાણુર મુષ્ટિક મલ્લ જો.
આવી રાજસભામાં ઉભા રહ્યા, પટકયો કંસ કેશ ગ્રહી શત્યજો.
માત તાતનાં બંધન છોડાવિયાં, જઈને પ્રેમે લાગ્યા પાય જો;
પુરવાશી પાવન સર્વે કર્યાં, ઘેર ઘેર આનંદ ઓચ્છવ થાય જો.
લૌકિક વિદ્યા ભણ્યા સાંદિપની, આણી આપ્યો તત્કાળ બાળજો;
જોરે જરાસંધને જીતીઓ, કીધો કાળયવનને કાળ જો. ધ્ર.
દરિયા તીરે વાસી દ્વારકા, પરણ્યા સોળ સહસ્ત્ર શત આઠ જો;
પ્રેમે પાર્થને રથ હાંકિયો, ડાટયો મહાભારથનો ઠાઠ જો. ધ્ર.
એણીપેર ભોમી ભાર ઉતારીઓ, લીલા કીધી અનંત અપારજો;
પ્રીતમ સરખા પતીત ઉદ્ધારિયા, એવા અશરણાશરણ મોઝાર જો.
મહિમા મોટો શ્રીજીનરાયનો સંધેસરમાં સદા વાસ જો;
ગરબો ગાય સાંભળશે ને શીખશે, તે પ્રાણી પામે વૈકુંઠવાસ જો.ધ્ર.

પદ રાગ ચાબખાનો.

ભજન કેમ કરતો નથી પાજી રે, સીતારામ કેમ થાશે રાજી રેક.
મહાદુઃખ ભોગવીને માયા મેળવી, તેને ઊંધો બેઠો દાટી;
ખાધું નહી ખવરાવ્યું નહી, પછે જાતાં કુટે છાતી. ભજન.
વિષય ભોગવતાં વશ વાધ્યો ને મુને ત્રુઠયાં માજી;
મસ્તાની ઘાણીએ ફેરા ફરે, પછે તૃષ્ણા થઈ તાજી. ભજન.
સોનું પેહેરીને શોભા દેખાડે ને માળાથી મરે લાજી;
ભક્તિવિના ભુંડા હાલ તમારા એમ કહી ગયા પંડીત કાજી. ભ.
માયાની ટીપણે લાહ્ય લાગી, તેને શું રે બેઠો ચાટી;
કહે પ્રીતમ ભાઇ હરી ભજ્યા વિના અંતે સૌ ધૂળ માટી રે. ભ.

પદ રાગ ગરબી.

હરિ ભજીએ તો આવે સુખની લેહેર જો,
આ દુર્લભ મુનષ્યા દેહનો લહાવો લીજીએ. ટેક.
ક્યાં થકી આવ્યો ને જીવ તારે કયાં જવું,
બોલ વિચારી જો ઠરવાનો ઠામ જો:
આ જુઠા જગત સાથે ઝગડો નવ કીજીએ,
અંતે સાચો બોલી સીતારામ જો, આ દુર્લભ.

આ મુનખ્યા દેહ પામ્યો રે મોંઘા મુલની,
કોટી જન્મનાં પુણ્ય તણો નહી પાર જો;
આ શીશને સાટે રે માગી નહી મળે,
એક ઘડી તો લાખેણી વહી જાય જો. આ દુર્લભ.
આ વ્રજવાસી ગોપીએ લહાવો લુંટીઓ,
મુકી દીધી કાંઇ માતપિતા કુળ લાજ જો;
સાચું તે સગપણ રે શામળીયા તણું,
સરીયાં સરીયાં એ વનીતાનાં કાજ જો. આ દુર્લભ.
આ તન મન ધન જોબન રે રંગ પતંગનો,
આ જોને જોતામાં વણસી જાય જો;
અંતરમાં ઓળખીલે આતમરામને,
કહે પ્રીતમ તારૂં આવાગમન મટી જાય જો. આ દુર્લભ.

## પદ રાગ ગરબી.

રસ અગમ અપાર, સુરનર પાર ન પામે મન વાણી વડે;
મારા વાલાજી, જોગેશ્વર જોતાં તે કોઇને નહી જડે ટેક.
રસ પ્રેમી જન હોય તે પામે, જેમ જળ આવે નીચે ઠામે;
આ જગત ચઢયું છે અવળે વામે, રસ અગમ.
રસ દેવકીને ઉદરે ઉદય થયો, રસ રેલ્યો તે ગોકુળમાં ગયો;
રસ વ્રજમાં જયજયકાર થયો, રસ અગમ.
રસ વ્યાસજીના કુંવરે ચાખ્યો, રસ ઉત્તરાસુત પરિક્ષિતે દાખ્યો;
રસ બ્રહ્મસુતાએ ઉરપર રાખ્યો, રસ અગમ.
રસ પ્રલ્હાદે પ્રેમે પીધો, રસ પીને ધ્રુવ અવિચળ કીધો;
રસ વ્રજ વનિતાએ વેહેંચી લીધો, રસ અગમ.
રસ પીને મીરાં મુક્ત થઇ. રસ પીધો ગૌતમની નારી;
રસ કંસજોગે કુબજા પામી, રસ અગમ.
રસ નરસિંહમેહેતે નિશ્ચે લીધો, રસ કમળાને કાજે કીધો;
રસ જનકસુતાએ પાઇને પીધો, રસ અગમ.
રસ જયદેવ શુકદેવે જાણ્યો, રસ પદ્માવતીએ પરમાણ્યો;
રસ દ્રુપદસુતાએ સભામાં આણ્યો. રસ અગમ.
રસ અજર અમર રહે એવો છે, રસ માનવીઓને મેવો છે;

રસ સાને પીવા જેવો છે, રસ અગમ.
રસ પીજો પીવાને ટાણે, પછી નહિ મળે ખરચે નાણે;
રસ દુરીજન હોય તે શું જાણે, રસ અગમ.
રસ રસીયા રસ રાખો જારી, રસ પીજો રસના અધિકારી;
પ્રીતમના સ્વામીની પ્રીત ન્યારી, રસ અગમ.

પદ રાગ કલ્યાણ.

આનંદ મંગળ કરૂં આરતી, હરી ગુરૂ સંતની સેવા;
પ્રેમ ધરી મંદીર પધરાવું, સુંદર સુખડાં લેવા, આનંદ.
રત્ન કુંભવત વાજાં ભીતર, આનંદરૂપી એવા;
ત્રીભુવન તારણ ભક્ત ઉદ્ધારણ, મહુરત અકળ અમેવા, આ૦
તીર્થ સહુ સાધુને ચરણે, ગંગા જુમનાં રેવા;
કહે પ્રીતમ ઓળખ્યો અણસારો, હરી હરીજન જેવા, આ.

ઇતિશ્રી પ્રીતમદાસની વાણી સંપૂર્ણ.

## નરભેરામ.

રાગ પરજીયો.

રામ રામરે ગયા જીવને રડતાં નથી,
રડે સ્વારથ સૌ કોઇરે, આપ આપણું સરવે રડે;
વળી કાંઇ લોકાચારરે, ગયા જીવને રડતાં નથી. ૧
રામ રામરે જીવ ગયે સૌ સૂનું થયું,
કાયા નગર સૂનકારરે, દશે દરવાજા બંધ રહ્યા;
તૂટયા શ્વાસના તારરે, ગયા જીવને. ૨
રામ રામરે તારૂણી કેવું કહીને રૂવે,
છૂટા મેલીને કેશરે, ગયું માણીતર માહરૂં,
ન જાણી બાળે વેશરે, ગયા જીવને. ૩
રામ રામરે સાસરીવાળાં કેવું કહી રડે, પુત્રી સુખ બહુ પેરરે,
હવે તે એને શું કરે, એણે પરણી કર્યો કેરરે ગયા. ૪
રામ રામરે માતાપીતા કેવું કહી રડે, પાળત ઘરડપણ મારૂં રે:
પુત્રી ભગની કેવું કહી રડે, સાસરવાસાને સારૂં રે. ગયા. ૫
રામ રામરે બાંધવ ઓલે રૂવે બંધવો,
ભુજસે લાડ લગાવીરે, રણમાં મેલ્યો મને એકલો,

લમને ધરે નહી ભાઇરે, ગયા જીવને રડતાં નથી. ૬
રામ રામરે માત પિતાને પુત્ર રડે,
હવે આરો નથી એકરે, દીવસ પાણી થશે શા વડે;
નથી દામ રતી રેખરે, ગયા જીવને રડતાં નથી. ૭
રામ રામરે જમશો કે રહેશો ભૂખને, ખાશો જમનો માર્રે;
તેમાંનું કોઇ કહેતું નથી, એતો જુઠો પોકારરે ગયા. ૮
રામ રામરે અંતે તે કોઇ કેનું નહી, તુંતો તારૂં વિચારરે;
જાગ નરભા ગુરૂ ચરણથી, નહીતો પડશે પેંજારરે,
ગયા જીવને તો રડતાં નથી. ૯

## આશારામ.

### પદ રાગ પરજીઓ.

બાળાપણ રમતાં ગયું રે, જોબન નારીની માંય;
આવ્યો બુઢાપો ધાઇને, મૂરખ લહ્યો નહી કાંય.
જોદ્ધા માણીગર બંધવા. ટેક.
કનક કઠાં ને વેઢ વીંટીઓ રે, મોટી મોતન માળ;
સ્વજન કુટુંબ માત તાતને, રોતાં મેલ્યાં છે બાળ. જોદ્ધા.
રાણી રૂવે રંગ મોહોલમાં રે, દાસી રૂવે દરબાર;
પોપટ રૂવે પાંજરે, થયું ઘોર અંધાર જોદ્ધા.
ચોરા કચેરીઓ સુની પડી રે. સુની સેજ તળાઇ;
સુનાં ઝરૂખાં ને જાળીયાં, કોણ માંણશે ભાઇ. જોદ્ધા.
હાથી ઝુરે હાટ શેરીએ રે, ઘોડા ઝુરે ઘોડાર;
ધોરી ઝુરે રથ જોતર્યા, ઝુલે મોહોલોમાં નાર જોદ્ધા.
નથી મોકલી મામા તણી રે, નથી કાકાનું ધામ;
રણમાંપડ્યા તમે એકલા, ગાંઠે બાંધ્યો નહી દામ. જોદ્ધા.
કર્મ કર્યાં બહુ ભાતનાં રે, થયાં જીવ સંગાત;
અસીપત્ર પંથે પડ્યો, પછે રોમ રોમ ઘાત જોદ્ધા.
સર્વેના હાલજ એહછે રે, સ્વર્ગ મૃત્યુ પાતાળ;
આશારામ ભજો રામને, શીરપર તાકે છે કાળ. જોદ્ધા.

# કબીર સાહેબનાં ભજન પદ.

## પદ ૧ રાગ ગોડી.

ઓહોત ભલોહેરે ભાઇ, અવસર ઓહોત બડોહે ભાઇ.
મુનશા દેહ દેવતાકું દુર્લભ, સો દેહી તેં પાઇ. અવસર. ૧
તજ પાખંડ અવિદ્યા પરપંચ, છાંડ દે માન બડાઇ,
માત તાત સ્વારથકે લોભી, માયા જાલ બંધાઇ. અવસર. ૨
જબ લગ જરા નિકટ નહી તેરે, લે ગુરૂ જ્ઞાન ભલાઇ;
સંત સંગતમળી ભજો ભગવંતકું, સોહી સકલ સુખદાઇ. અ. ૩
કેહેત પોકાર ચેત નર અંધે, આ તન યુંહી ગમાઇ;
કેહેત કબીર દેહ કાચકો કુંપો, વણસતાં બેર ન લાઇ. અ. ૪

## પદ ૨ રાગ ગોડી.

હરીજન ભક્તિ ન છાંડે, સંતો ભાઇ હરીજન ભક્તિ ન છાંડે
તન જાય ધન જાય જાય સુખ સંપત, નામકા નેજા ગાડે. સં. ૧
શૂર શસ્ત્ર ધરે નહી ધરણીપર, અરીકા દળ કોપે;
કર કરી બાણ સહે શર સનમુખ, દેહકા નેજા રોપે. સંતો. ૨
સતિ ગ્રથ ભંડાર ન સંચે, પડદા માંહી નવ ડોલે;
અપને પીવા સંગ રોમ રોમ રાચે,હરી વિના મુખ નવ બોલે. ૩
અગન જલે સો સતી ન કહાવે, જીઝ મરે સો નહી શુરા;
બ્રહ્મ અગ્નિમેં આપોપુંહે, સોઇ હરીજન પૂરા. સંતો. ૪
કેસરી ઘાસ ભખે નહી કબહું, જો જીવ નીકસી જાવે;
કહે કબીર હરીકી ભક્તિ ન છાંડે, ઔર કસી નવ ગાવે. સં. ૫

## પદ ૩

સંતોભાઇ પ્રેમ પલાણુ ચિત્ત કરૂં ચાબુક.ખલેકી લગામ લગાવુંગા;
વિવેક વિચાર ધરૂં તીર તરકસ, સુરત કબાન ચડાવુંગા.
ધીર ગંભીર ખડગ કરૂં મહુગર, માયાકા કોટ ગીરાવુંગા;
કામ ક્રોધ મદ લોભ મેવાસી, બાંધ પકડ કર લાવુંગા.
રીપુદલ કંદ્રપસ જર ન પાયા, આનંદ તબલ બજાવુંગા;
કહે કબીર મેરે શીરપર સાહેબ, તાકું મેં શીશ નમાવુંગા.

### પદ ૪ કબીરજીની હાલ ફકીરી.

એહી હાલ ફકીરી હોના, સૂણુ લેજો સબ કોઇ રે. ટેક.
ટોપી તંત સમરણ ચિત્તવિત્ત, સંધી અનહદ જોઇવે;
નામ સરૂપી ચોલા પેહેર્યા, સેલી સુરત સમોઇવે. એહી.
જતકા આડબંધ સતકી કોપીન, મગન મતંગા સોઇવે;
સરજનહાર તલકશીર ઉપર, સમરન કંઠી પરોઇવે. એહી.
ભાવકી ભિક્ષા સેહેજકી ચીપીયા, ઝોલી અકલકી સોઇવે;
જેરે દેવે ઉનકા લેવે, ઉંચ નીચ નહી કોઇવે. એહી.
ભુમી ગલેચા આકાશ ઓઢણા, જોત્ય ચંદ્રમા જોઇવે;
પવનકી નદીનફર તખવાસા, દ્દઢ આસનપર સોઇવે. એહી.
ધુણી ધ્યાન લગાવન લાગે, ફકર પાવડી ખોઇવે;
આશા તૃષ્ણા ઇંધન લકડી, ધુંણી માંહી ધખાઇવે. એહી.
ઉનમુનિ જ્ઞાન ઉદાસ જગતસેં, નિરમાયા નિર્મોહીવે;
આતમરામા સબમેં દેખા, રાવ રંક નહી કોઇવે. એહી.
એકાએકી રહત રીન દીન, દીલકી દુગધા ખોઇવે;
કહે કબીર અલમસ્ત ફકીરા, આપે નિરંતર સાંઇવે. એહી.

### પદ ૫

સમરણ પૂરા જ્ઞાનહે, જો સમજે જો પરતાપા:
શીતલતા સબસું બોલીએ, જપો એહી જાપા. સમરણ.
સાધો ! ઉચરીત બચન નિવેરતા, સહુકે સુખકે સ્વાદા;
નીંદા કાહુકી મત કરો, વામે હોવે વિવાદા. સમરણ.
સાધો ! કલો કલપના મેટકે, નિરબુંધહી રેહણા;
જે બુઝે કોઇ આપકુ તાહીસે કેહેણા. સમરણ.
સાધો ! સંત સીધકા એહ મતા, સબ નયેસેં પ્રીતી;
કહે કબીર આ સંસારમેં, સંતનકી એહ રીતી. સમરણ.

### પદ ૬

દુનીયા દીવાની કે હમહે દીવાના; જાકો હૈ ભાઇ અનહદ ગાના.
દુનીયા કુમારગ અપનો ઠહરાવે, હરીજન ઉલટા રાહ ચલાવે.
દુનીયાકુ સાહેબી હસ્તીને ઘોડા, હમ હૈ પાવ પદમસે દોડા.
દુનીયાકુપાટપીતાંબરસબકાભોગી,હમહે સેહેજસરૂપ રમતાજોગી

દુનીયા પાવત સબરસ પ્યાલા, હમહે પ્રેમ મગન મતવાલા.
કહત કબીર હમ નહી નહી, જીવતાકે સંગે મુવાકે માંહી.

સાખી.

મહારાગી મરજાયગા, દાટયા રહેગા દામ;
કહે કબીર ધર્મદાસકુ, દુનીયા ફુલા મુકામ.

પદ ૭

મનકી ખોજ કરો મેરે ભાઇ, અંતન છુટે મન કહાં સમાઇ.
રૂષી વિરંચી નારદ મુનિ જ્ઞાની મનકી ગતતો ઉનહુન જાની.
સુત સનકાદિક જહદેવ નામા, ભક્તિ કીની આપ અનમાના;
ધ્રુવ પ્રહ્લાદ વિભિષણ સેખા, ઘટ ભીતર મન ઉનહુ ન દેખા.
જો કોઇ જાણે મનકા ભેવા, રતી એક લીન ભયા શુકદેવા;
દત્ત ભરત ગોરખ ગોપીચંદા, મનકુ મલકર ભયા હે આનંદા.
ભુલેલે મનકુ કોઇ સમજાવે, આદે ને અંતે હંસ કહાવે;
અકળ અરૂપી સકળ શરીરા, તાપર રમ રહે સંત કબીરા.

સાખી.

અંન અહાર કરે નહી, શ્વાસા નહી શરીર;
પવનસે ચલે ઉતાવળા, તાસકા નામ કબીર.

પદ ૮

હે ધર્મરાય સુનો ચિત્ત લાઇ, કાયાકો ભેદ હમકું દીયો બતાઇ.ટેક.
કૌન બુંદસે બની આ કાયા, કૌન દોરસે હંસ ચલી આયા;
કુમટ બુંદસે બની આ કાયા, સોહં દોરસે હંસ ચલી આયા.
કૌન કમલમેં સાસ ઉસાસા, કૌન કમલમેં જીવકા વાસા;
નાભિકમલમેં શ્વાસ ઉસાસા, હૃદયકમલમેં જીવકા વાસા. હે.
કૌન કમલમેં ડાલ ને મૂલા, કૌન કમલમેં પાન ને ફુલા;
મન કમલમેં ડાલ ને મૂલા, સુરત કમલમેં પાનને ફુલા. હે.
કૌન કમલમેં નિરંજનકાવાસા, કૌન કમલમેં જ્યોત પ્રકાશા;
ત્રિકુટી કમલમેં નિરંજનકા વાસા, શુન્ય કમલમેં જ્યોત પ્રકાશા.
કહત કબીર સુનો મેરે ભાઇ, દીઠા વિના જાકુ પતિત કાંસે આઇ.

સાખી.

કબીર મન અપના સ્થીર કરો, નાસા અગ્રને નેન;
શ્વાસા નજરે દ્રઢ હે, સો જોગી પ્રબીન.

પદ ૯

મેરી જાત વરણ કુલ હીન કહોજી કૈસે તારોગે　　　ટેક.
રંકા તારી વંકા તારી તારી સજન કસાઈ;
સુવા પઢાવત ગુણકા તારી તારી મીરાંબાઇ.　　　કહોજી૦
નામદેવકી છાપરી છાઇ મુઈ ગાય જીવાઈ;
સેના ભગતકી ચાકરી કીન્હી, આપે ભયે હરનાઇ. કહોજી૦
વહ્યા જાત સંસાર સગરકી સંતતી પાર ઉતરણા;
અપની કરણી પાર ઉતરણી કહ ગયે ધ્રુવ પ્રલ્હાદા કહોજી૦
બ્રંદાવનકી કુંજ ગલનમેં, ભયી રામસું ભેટ;
અબતો પ્રભુજી કૈસે બનેગી, ગ્રહી કબીરાને ફેંટ; કહોજી૦

પદ ૧૦

જાગરે જંજાળી જીવડા એતો મેળા હાટદારે;　જાગરે૦ ટેક.
વહાંસે આયો કોલ બચન કર, અબતો ભયા વરસ સાઠદારે.
માથે પોઠ ભરી મમતાકી, જોશેરે ઘોડા ભાડદારે.　જાગરે૦
માત પિતા નાર સુત બંધુ, એતો સબહી ઠાઠદારે;
ચલતી વેળા ચલત એકીલા, જોશે બટાઉડા બાટદારે. જાગરે૦
હસ્તી ઘોડા માલ ખજાના, જામા જરકશી પાઘદારે;
સોને રૂપેકા ભર્યા ભંડારા, લાહારે રે ભારા કાષ્ટદારે. જાગરે૦
નિર્મળ હો હરી ભક્તિ ન કીની, નામ ન લીયા નિરાટદારે;
કહે કબીર સુનો ભાઈ સાધુ, જેમ કુટેલા ત્રાટદારે.　જાગરે૦

પદ ૧૧.

ખલક સબ રેનકા સપના,સમજ મન કોઇ નહીઅપના.ખલકટેક.
ઘડા જ્યું નીરકા ફુટા, પાત જ્યું ડાલસેં ટુટા;
ઐસો નહી દેખત ગુરૂ જ્ઞાની, સમજ કયું ન ચેત અભિમાની.
મોહો ભુલ દેખ તન ગોરા, જગતમેં જીવના થોરા;
તજો મદ લોભ ચતુરાઇ, રહો નિઃસંક જગ માંહી.　ખલક.
સદા મત જાણો આ દેહા, લગાવો નીજ નામ સંગ નેહા;
કટે ભ્રમં જાલકા ફેરા, કહે કબીર જન મેરા.　　ખલક.

પદ ૧૨.

જા કુલ હરીકી ભક્તિ ન સાધી, જીવત કરૌ ન સુવો અપરાધી,

જન્મ ધરીને મનુષ્ય દેહ વગોઇ, પુત્ર પેહેલે કર્યો જનની ન મોઇ;
ગર્ભ પત્તન કર્યું ન ભઇ તેરી મૈયા,જેણે ન સમર્યા રઘુપતિ રઇયા.
પિતા નપુંસક ન રહ્યા નિરવાણ,મૂરખ ફર્યો લખચોરાશી ખાણ;
કહત કબીર નર સુંદર સ્વરૂપા,હરી ભક્તિવિના નર જીવત મુવા.

પદ ૧૩.

રામરસ ઐસા હે મેરા ભાઇ. જાકે પિએસે મગન હો જાઇ.રામ૦
કુંભકા બાંધ્યા જલ રહે. જલ વિના કુંભ ન હોય;
જ્ઞાનકા બાંધ્યા મન રહે, ગુરૂ વિના જ્ઞાન ન હોય. રામરસ.
મીઠા મીઠા સો પીવેરે, કડવા ન પીવે કોય;
સાકર પીધે દુઃખ ઉપજેરે, વીખ પીધે સુખ હોય. રામરસ.
ચાખતડાં મુંગો ભયો, પીવતડાં મર જાય;
રતિ એક ઘટમેં સંચરે તો અમર લોક લે જાય. રામરસ.
કબીરે કબીરા ઘર જાલીયારે, લીયા પલીતા હાથ;
તમે તમારા ઘર જલાદો તો ચલો હમારે સાથ. રામરસ.
આગે આગે દવજલે, પીછે હરીયા હોય;
હું બલીહારી એ રૂખને, જેનાં ઉલટાં ફૂલ હોય. રામરસ.
ઘર બાળે ઘર ઉગરેરે, ઘર રાખે ઘર જાય;
એક અચંબા મેં સુન્યારે, મડા કાલકું ખાય. રામરસ.
દેશે દેશે મેં ફરીરે, માનવ બડા સગાલ;
જેને દીઠે નેણાં ઠરેરે, ઉનકે પડે દુકાલ. રામરસ.
ડુંગર ડુંગર મેં ફરીરે, રોઇ ગમાવ્યાં નેન;
સો બુટી લાધી નહીરે, પછી ખોયાં વેણુ સવેણ. રામરસ.
મીસરી વેરાણી રેતમાંરે, કુંજરસેં ચુગી ન જાય;
સુમતા મારો સંત આપકી, સો કીડી હોકર ખાય. રામરસ.
ધ્રુવે પીયા પ્રહલાદેરે પીયા, પીપા ને રોહીદાસ;
પીતાં કબીરા છક રહ્યારે, ઔર પીવનકી આશ. રામરસ

પદ ૧૪.

સૈયાં મુને ડરહેરે એક દીનકો, ઘડી ઘડી પલકો. સૈયાં. ટેક.
આરે કાયા તારી માટી કેરો મણકો,
તે ફુટતાં નહીં લાગે રણકો. સૈયાં.

આરે કાયા ભાઇ માળા કેરા મણકો, તે તુટતાં નહી વાગે રણકો.
આરે કાયા ભાઇ બજાર કેરા સોદા,તોવણુજ કરી લેને ઘડી પલકો.
આરે કાયા ભાઇ ફુલન કેરી વાડી, તો મરગો ચરી જાશે વનકો.
એક દીન સાહેબ સૌને બોલાવે, તો લેખાં લેશે તલ તલકો.
કહત કબીર સુનો ભાઈ સાધુ, એક દીન આવેગો અનંદકો

પદ ૧૫.

મુખડા ક્યા દેખો દરપનમેં, તેરે દયા ધર્મ નહી મનમેં મુખડા.
જબલગ ફુલ રહી ફુલ વાડી, બાસ રહી ફુલનમેં;
એકદીન એસા આવેગા, પ્રાણી ખાખ ઉડેગી તનમેં  મુખડા.
ચુવા ચંદન કસુંબલ જામા, સોહીએ ગોરે તનમેં;
ધન જોબન ડુંગરકાપાની, ઉતર જાય એક છીનમેં  મુખડા.
કોડી કોડી માયા જોડી, સુરત રહી નીજ ધનમેં;
દશ દરવાજા મુંદલીયા, રહ ગઇ મનકી મનમેં  મુખડા.
નદીયાં ઘેરી નાવ પુરાના, ઉતરા ચહાવે સંઘમેં;
ગુરૂ મુખ એસો પાર ઉતારે, નુગરા બુડે મધમેં  મુખડા.
પુત્રડી બાંધે પેચ સંભાળે, તેલ લગાવે તનમેં;
કહત કબીરા સુનો ભાઈ સાધુ, ક્યા લેગા તું રણમેં. મુખડા.

પદ ૧૬.

પંડીતો છાન પીઓ જલ પાણી, તારી કાયા કેમ વટલાણી. પંડીતો.
જલએકી માયા જલએકી કાયા, જલસેં દુનીયાં બાંધી;
એહી જલસેં સકલ જુગ રાખ્યો, સો છોછ કેમ પાયા. પંડીતો.
મહા માયા અપને ઘેર જારી, માયા ન ભઇ મેરી;
માટી કે બરતન પાણી પલાયા, સોજાત જલાવા કેરી. પંડીતો
નદીએ નીર નરખ ભયા જાતા, પશુ પાણીમેં સડીયા;
મછ કછ સબ જલમેં વીહાયા, સો પાણી રક્તે ભરીયા. પંડીતો.
નાહા ધોકર ચોકા કીના, ખુબ બની જુગ સાઇ;
ભોજન ઉપર મખીયાં બેઠી, તો ડુબ ગઇ ચતુરાઇ. પંડીતો.
પગ પીર પેગંબર ગાડે, મુનીજન કોટ અઠયાશી;
છપ્પન કોડ જાદવ સંહારી, સો સબ મીલ ગયો માટી. પંડીતો.
છાડદે મોંડે પોથી બોથી, છાડદે મનકી કલ્પના;

દાસ કબીરા ભજો ઘર ભીતર. રહો નામ કે શરણા. પંડીતો.

પદ ૧૭.

મારગ ભૂલ્યો રે બટાઉડા તું મારગ ભૂલ્યો રે ટેક.
ઊંચી મેડી મહીર માળીયાંરે તે દેખી મત ભૂલ્ય;
અંતકાળે જાવું પ્રાણી એકલાં તુ તો કરીલે મારગડાની શુદ્ધ. બ.
માત પીતા સુત બંધવા રે, ઘેર સલુણી નાર;
સ્વારથનું એતો સૌ સગું, તું તો દુનીયામાં દહાડા ચાર. બ.
જેસો પાની ઉસકોરે, એસો આ સંસાર;
બાંય પકડ જમડા લે ચલે તેરા કોણ છોડાવનહાર. બટૌડા.
આગે પીછે સૌ ચલે તું તો હજુએ ન ચેત્યો ગુમાર;
કહેત કબીરા રામ ભજીલ્યો તો ઉતરો ભવપાર. બટૌડા.

પદ ૧૮.

જ્યાં દેખે સો દુઃખીયા બાબા, સુખીયા કોઇ નહીરે.
જોગી બી દુઃખીયા જંગમ દુઃખીયા, તપસીકુ દુઃખ દુના;
આશા મનસા સબ ઘટ વ્યાપી, કોઇ મેહેલ નહી સુન્યા. જ્યાં.
રાજાબી દુઃખીયા પ્રજાબી દુઃખીયા, દુખીયા સબ વૈરાગી;
દુઃખ કારણસેં શુકદેવને, ઉદરીમાયા ત્યાગી. જ્યાં.
સાચું કહું તો સબ જુગ દુઃખીયા, જૂઠા કહી ન જાઈ;
બ્રહ્મા વિષ્ણુ શંકર દુઃખીયા, જેણે સૃષ્ટિ કમાઇ. જ્યાં.
ધૂત દુઃખીયા અવધૂત દુઃખીયા, દુઃખીયા હે રંની રંકા;
કહેત કબીરા ઓ નહી દુઃખીયા, જીને મનકું જીંકા જ્યાં.

પદ. ૧૯

જોડી જોડી જોડી રે, નર કાયકું માયા જોડી રે, નર૦ ટેક.
જમીન ગોદી માયા ઉંડીરે ઘાલી,તોયે કહેશે અબ થોડી. નર.
એ નર જાણે માયા સંગ ચલેગાં, તારો લેશે કંદોરો છોડીરે ન.
પંચ હાથ કપડા લોક લાજકુ, તે ઉપર દાભકી દોરીરે. નર.
બે ચાર બટૌઆ લેઇ ચલેગા, તું ચઢ બેઠેગો કાષ્ટ ઘોડીરે. ન.
તાંબા કાંસાનો પાર ન આવે,તોયે કાહાડે ખોખરી દાહોણીરે.ન.
માત પિતા સબ રોનેકું લાગે, સ્વારથને સૌ મોરઢારે. નર.
કહતકબીરા સુનો ભાઇ સાધુ, ફુંકી દીધી જેમ હોળીરે. નર.

પદ. ૨૦

દેખો દુરમતિ આ સંસારકી, સંસારકી સંસારકી સંસારકીરે;
દેખો દુરમતિ આ સંસારકી. ટેક.
હરી સરખો હીરો હાથથી છોડી, તું ભરેછે પોઠ વીકારકીરે. દે.
નાના નાના વિધનાં કર્મ કરવાં, ખબર નહી શીર ભારકીરે. દે.
અંધ ધંધામાં ખબર ન લાવે, શુદ્ધ ભૂલ્યો કીરતારકીરે. દે.
નરક પડે કુમારગ ચાલતે, સુણો સુણો બાત લબાડકીરે. દે.
જુઠે સુખમેં રાચી રહ્યા હે, તો ફુટી આંખ જુમારકીરે. દે.
કોઇ એક ખેતી કોઇ એક વણુ જે ધાયા, કોઇકું હુંસ તરવારકીરે. દે.
અપને ગલેમેં ફાંસી ડાલી, નાંખી છે માયા જાળકીરે. દે.
બેર બેર પોકાર કરતહું, કરણી કરો ભવ પારકીરે. દે.
કહત કબીર સુનો ભાઇ સાધુ, શું નથી દેહ સુહામકીરે. દેખો.

પદ. ૨૧

પ્રાણી હરી ભજતાં વિલંબ ન કરરે, હો લાડકડા મનવા. ટેક.
કામ ક્રોધ મદ લોભ નિવારો, તૃષ્ણા દુરમતિ કપટ વિસારો
લે ગુરૂજ્ઞાન દીપક ઉજીયારો, તબ હી ટલેગો તીમરરે, હો લા.
તું ચોરાંશી ભમીને આયો, મુનશા જનમ પદારથ પાયો;
હીરા હાથ ઓત લેઇ ગુમાયો, તેરો મોક્ષ મુગત અવતારરે, હો લા.
પડદા ખોલ મગન થઇ નાચ્યો, પુરણ પદ પ્રભુ કે સંગ રાચ્યો.
ભક્તિ પદારથ સોહીજન જાચ્યો, પરદારા પરધન પરહરરે, હો.
આ તનકું સુખ સોદા કરાવે, ખટરસ ભોજન ભોગ લગાવે;
ધન કોડી કછુ કામ ન આવે, તેરા ઉડચલે ભમર રે, હો લા.
અષ્ટપતિ ગજપતિ ભુપ કહાવે, બૈઠે તખતપર ચમર ઢળાવે;
એહી સુખ સંપત કામ ન આવે, તું ચેત અલખ અમરરે, હો.
માત પિતા સુત બાંધવ તેરે, પ્રીત કરીકે રહે પોકારે;
તે સબ ચલ ગયે અંતકે વારે, છુટ ચલે ચમરરે, હો લા.
આ તેરા વજીફા આ તેરી વાડી, જીતી બાજી બંદા કાયકું હારી,
કહત કબીર પ્રગટ પોકારી, મન સાહેબ નામ સમરરે હો
લાડકડા મનવા; પ્રાણી હરી ભજતાં વિલંબ ન કરે હે.।

પદ. ૨૨

કબ સુમરોગે રામ, અબ તુમ કબ સુમરોગે રામ;
ગરભ કુલીમેં જપ તપ કીનો, નીકલ હુવા બેઇમાન. અબ.
બાલપનો હંસ ખેલ ગુમાયા, તરૂન પનામેં કામ;
હાથ પાવ જબ કંપન લાગે, નીકલ ગયો અવસાન. અબ.
જુઠી કાયા જુઠી માયા, આખર મોત નિદાન;
કહેત કબીરા સુનોભઇ સાધુ, ગ્રહી ઘોડેકી લગામ. અબ.

પદ. ૨૩

રામ નામ તું ભજલે પ્રાણી, કયું મગરૂબી કરતા હે;
કચ્ચી માટીકા બંગલા તેરા, પાવ પલકમેં ઢલતા હે. રામ.
બમન હોકર પુરાણ બાંચે, સ્નાન તરપન કરતા હે;
સર્વ કાલ સુચીત રહે તો, યું કયા સાહેબ મીલતા હે. રામ.
જોગી હોકર જટા વધારે, હાલ મસ્તમેં રહેતા હે;
ઉપર ધરકર હાથ સુકાવે, યું કયા સાહેબ મીલતા હે. રામ.
મુલ્લાં હોકર બાંગ પુકારે, ઓ કયા સાહેબ બેહેરા હે;
મુંગી પાવકા નીવાજ વાજે, ઓ બી સાહેબ સુનતા હે.રામ.
જંગમ હોકર લીંગ વધારે, ઘર ઘર લેકર ફીરતા હે;
શંખ બજાકર ભીક્ષા માગે, યું કયા સાહેબ મીલતા હે. રામ.
કહેત કબીરા સુનો ભાઇ સાધુ,મનકી માલા જપતા હે;
ભાવ ભક્તિસેં ધ્યાન ધરત હે, ઉનકું માલીક મીલતા હે.રામ.

પદ. ૨૪

સબ પૈસેકા ભાઇ અપના સાથી નહી કોઇ.
ખાને પીનેકુ પૈસા હોય તો, જોરૂ બંદગી કરે;
એક દીન ખાના નહી મીલે તો, ફીરકે જવાબ કરે. સબ.
જબલગ અપને પલ્લવ પૈસા, તબ લગ સલામ કરે;
અપના પૈસા નીકલ ગયા તો, કોઇ મીઠા ન બોલે. બસ.
ભાઇબંધ ઓર બહીન સાલે, જુઠા સબહી પસારા;
કોન કીસીકા નહીરે પ્યારે કહેત દાસ કબીરા. સબ.

પદ. ૨૫

અબ તું ગાફલ મત રેહેના બે, જનમકા સાર્થક કરના બે.

બહુ જનમકા સુખકર પ્યારે, ઇસ તનકું તું પાયા;
ઇસમેં નેકી નહી કીયા તો, સામા જન્મ ગુમાયા. અબ.
જોરૂ લડકે માલ મતા, સબ કોઇ કેહેતે મેરા;
એક દીન આપે મરગયે તો, રહેગા જુઠ પસારા. અબ.
ચૌદ ચોકડી રાજા રાવન, લંકેકા ભુપતી;
સબ સુન્નેકા ગામ જીસકા, સુખમેં પડ ગઇ મટી. અબ.
એસી દોલત જીસકી યારો, સાથ કછુ નહી થયા;
રામ નામસેં ગાફલ હોકર, આખર અકેલા ગયા. અબ.
રામ નામ બીન સબ હે જુઠા, એસા સમજો ભાઇ;
ખુદા નામ બીન દુઃખ કટે નહી, કેહેત કબીરા સુલાઇ. અબ.

પદ. ૨૬

જમકા અજબ તમાકા બે, તું ક્યા જાને લડકા બે. ટેક.
બડે મીજાજી કઠડે બેઠે, તકીયા બીછાવત સાજા;
માર ઝપાટે જમ લે જાવે, જયું તેતરકું બાજા. જમકા.
નવબી મરગયે દશવી મરગયે, મરગયે સહસ્ત્ર અઠયાશી;
તેત્રીશ કોટી દેવ મરગયે, પડે કાલકી ફાંસી. જમકા.
પીર મરગયે પેગંબર મરગયે, મરગયે જંદા જોગી;
જપી તપી સન્યાસી મરગયે, મરગયે હકીમ રોગી. જમકા.
તીન લોકપર છત્ર બિરાજે, સો લુંટે કુંજબિહારી;
કહેત કબીરા પાખરીયા લુંટયા, તો રૈયત કોણુ બિચારી. જ.

પદ. ૨૭

તનકા નહી ભરોંસા બે, દેખે કાલ તમાસા બે. ટેક.
બડે રાજયમેં સાજ બીરાજે, મત જાનો સુખ ભેલા;
કોઇ કીસીકા નહીરે યારો, આખર જાના અકેલા. તનકા.
ચાપ ચીપકે પઘડી બાંધી, ઉપર પેચ સવાઇ;
મુછો મરડકે દરપન દેખે, ઢાલ ફીર ગઇ ભાઇ. તનકા.
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, મારગ સાધો સવારા;
નજર ખોલકર દેખો યારો, એ સબ જુઠ પસારા. તનકા.

પદ. ૨૮

બકવા મત કરના બે ખુદાકા નામ જપનારે. ટેક.

ઉત્તમ નરદેહ આયા પ્રાણી, ઉસકા હીત કછુ કરના;
દોલતમેં તુમ મત ભુલો યારો, નામ ખુદાકા જપના. બકવા.
સુન્ના સરખી કાયા યારો, એસી નહી હોનેકી;
કોતેક જનમ આવે જાવે, ખાખ ઉડેગી તનકી. બકવા.
ચીરા લગાયા ચુના ટીપાયા, મેહેલ બનાયા ખાસા;
જબ કાલકી ગાંઠ પડી તબ, જંગલ હુવા તમાસા. બકવા.
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, હિંદુ મુસલમાના;
નામ ખુદાકા જપના યારો, ભવસાગરકું તરના. બકવા.

પદ ૨૯.

નામ વિના ધીકધીક નર નારી, કયા ભયો તુમ આયે સંસારી;
રાજય વિના કૈસે રજબુતા, ગ્યાન બીના કૈસે અબધૂતા.
કુંવારી કન્યા ધરે શણગારા, શોભા ન પાવે બીન ભરથારા.
વેશ્યાકો પુત્ર પીતા કોનસે કેહેવે, ગુરૂ બીન ગ્યાન ચેલા કાંસે લેવે.
કેહેત કબીર મેં કહત કરાઊ, અંધ ન સમજત કયા સમજાવું.

પદ ૩૦.

ઇસ તન ધનકી કોન બડાઇ, દેખત નયનોમેં મીટી મીલાઈ ટેક.
અપને ખાતર મેહેલ બનાયા, આપહી જાકર જંગલ સોયા. ઇસ.
હાડ જલે જેસી ઝાડકી લકડી, બાલ જલે જેસી ઘાસકી પુલી. ઇસ
કહત કબીરા સુનો ભાઈ ગુનીયાં, આપ મુએ પીછે ડુબગઇ દુનીયાં.

પદ. ૩૧

કયા માગું મેરે રામ થોડે જીવનમેં કયા માગું. ટેક
ઘર નહી રહેના અમર નહી કાયા. મેરેરામ૦
એક લક્ષ પુત્ર સવા લક્ષ નાતી, તે ઘર ન કોઇ દીવા કે બાતી.
મેઘનાદ પુત્ર સમુદ્ર જેસી ખાઇ, કુંભકરણ વિભિષણ જેસે ભાઇ.
શંકર સરીખા પૂજવા આવે, બ્રહ્માજી નિત્ય વેદ પાઠ ગાવે. મેરે.
કયા કરૂં છપરીને કયા કરૂં ટાટી, ન જાણું મારી કયાં પડશે માટી.
કયા કરૂં મેહેલને કયા કરૂં ટાટા, છોડ ગયે રાવણ લંકાકો ઠાઠા.
કહેત કબીર સબ છોડકે જાતા, મેં તો એક તેરા ચરણકુ ચહાતા.

પદ ૩૨.

જમસેં ખૂબ લડુંગા બે હરીકા ભજન કરૂંગા રે ટેક.

અહુંતા મારેસે મમતા મારો ખાના જાદ કહાવું:
મન મેરા ચોકસ રાખું, ચિત્ત ચૈતન્ય મીલાવું. જમસેં.
રામ નામકા ઘોડા મેરા, મનકા કર દઉં રાઉ;
ભજન પ્રતાપે હાથમાં બરછી, સન્મુખ લેકર જાઉં. જમસેં.
ઔર લોક હે સબકે ચાકર, મેં હજુરકા કાજી;
કામ ક્રોધકું ગરદન મારૂં, સાહેબ રાખું રાજી. જમસેં.
મેરા સાહેબકા ખાસા ચાકર, મેરા નામ કબીરા;
સબ સંતનકું શીશ નમાવું, જોહુરી પરખે હીરા. જમસેં.

પદ ૩૩.

જા ઘર હરી કથા નહી કિર્તન, સંત નહી મીજબાના:
તા ઘર જમડે ડેરા દીના, સાંજ પડે સમશાના. જા ઘર.
મેરી મેરી કરતો મરગયો મુરખ, મીલ્યો નહી માન ગુમાના;
સંત પુરૂષકી સેવા ન કીધી, કીસબીધ હોવે કલ્યાના. જા ઘર.
ફાલ્યા ફુલ્યા કયા ફીરત હૈ, કયા દીખલાવત અંગા;
પલક એકમેં ફના હો જાયગા, જૈસા રંગ પતંગા. જા ઘર.
જ્ઞાન ગરીબીને પ્રેમ ભક્તિ જ્યાં, સત્ય નામ ગુલતાના;
બ્રહ્મ વૈરાગે ગુરૂ ગમ જાગે, તા ઘર કોટી કલ્યાણ. જા.
દર દુંર્ગધામેં દબાઇ રહો ભારે, કયા બુઢા કયા જવાના;
કેહેત કબીરા સુનો મેરે સાધુ, છોડ દો અભિમાના. જા ઘર.

પદ ૩૪.

જેને સાધુકી સંગત પાઇ, વાકી પુરણ કમાઇ. ટેક.
દત્ત ગોરખ ગોપીચંદ ભરથરી, તો ગગનમેં છાપરી છાઈ જેને.
અંકા વંકા કેવળ કુબા, તો પાંચમી મીરાંબાઇ. જેને.
ધના પીપા ઔર રોહીદાસા, તો સજનો જાત કસાઇ. જેને.
ધ્રુવ પ્રલ્હાદ અમરીષ વિભિષણ, ઉનકી ધન્ય કમાઇ જેને.
કેહેત કબીર સુનો ભાઈ સાધુ,તો જ્યોતમેં જ્યોત મીલાઇ.જે.

પદ ૩૫

સંગત મત કરના ખોટી, દુનીયાં ઉલટી હૈ જુઠી.
સગા ભાઇસો બુરા બોલે, સાલેકુ સનમાના;
માઇ બાપ તો ભીખ માગે, સસરેકુ જીમખાના. સંગત.

જીપકા લેકે ઉસકું ધમકાવે, બાત બોલે તીની;
સાધુ સંતકુ કછુ ન માને, રાખે કાન પર પલકી. સંગત.
કોડી કોડી માયા જોડી, લાખ કરોડા મોટા;
ચીઠી આઈ રામજીકી, ખોલ ગયા લંગોટા. સંગત.
કેહેત કબીરા સુનો ભાઇ સાધુ, દુનીયા ભઈ દીવાની;
મહાદેવકુ છોડ દીયા ઔર પુજન જાય ભવાની. સંગત.

પદ ૩૬.

આખર મરનાહે મરનાહે, કયા ગુમાન કરના. આ૦
જો જાણે તો શીખ લે, સાહેબકા ભજન કરલે;
આ દુનીયા હોશે પરલે, આખર મરનાહે મરનાહે;
કોઇ મહા મોટા રાવરાણા, જેના ઉંચા મોહોલ બંધાણા,
સો સુતા સમશાના, આખર મરનાહે મરનાહે.
કોઇ જોગેશ્વર પીરાણા, કો મુનીવર ધરતા ધ્યાના;
સો મટીમેં મીલજાના, આખર મરનાહે મરનાહે.
ગયા પંડીત વેદ પઢંતા, ગયા તપસી તપ કરતા;
તોભી જીવ નહી હરી સમરતા, આખર મરનાહે.મરના હે.
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, ટેક ધરમકા રખના;
રેહેના માલીક નામકે શરણા, આખર મરનાહે મરનાહે.

પદ. ૩૭

કાયા તુને ઘડીએ ન રાખે કોઇ, તુને પલક ન રાખે કોઇ,
જબલગી તેલ દીવામેં બતી, તબલગી સુઝે સંસારા;
જલગયા તેલ બુઝ ગઇ બતી, મંદીર હુવા અંધારા. કાયા.
ઘર ભીતર તેરી જોરૂરે ઝુરે, ગલીયાં ઝુરે તેરી માઇ;
પંક પડે મુખવાસ ન હોઇ તો કુઠકાડ નવ કોઇરે. કાયા.
કોનારે ભાઇ ને કોનીરે માઇ, કોની બેન ભોજાઇ;
પંથ ચલે પાંચ બાંધવ રૂવે, તો હંસ એકીલા હોઇરે. કાયા.
ઉડગયા હંસ ગગન જઇ બેઠા, સબ સંસાર રહ્યા ન કોઇ;
કહે કબીર સુનો ભાઇ સાધુ, દીનોનાથ કરે સો હોઇરે. કાયા.

પદ ૩૮.

કાયા નહી તેરી નહી તેરી, મત કર મેરી મેરી. કાયા.

આ તો દો દીનકી જીંદગાની, જેસો પથ્થર ઉપર પાની:
એ તો હોવેગી ખુરબાની, કાયા નહી તેરી, નહી.
જેસો રંગ પતંગ ખીલાવે, તેતો પલક પીછે ઉઠ જાવે;
એ તે કોઈ કામ નહી આવે, કાયા નહી તેરી, નહી.
સુન બાત કહું પરમાની, પાકી કયા કરતા ગુમાની;
તુમ તો ખરે હે બેઇમાની, કાયા નહી તેરી નહી. તેરી.
અબ મત ગાફલ રેહેના બંદા, જુઠા લગા જગતકા ધંધા;
પડયા મોહકા ફંદા, કાયા નહી તેરી નહી તેરી.
કહેત કબીર સુનો નર ગ્યાની, એહી સીખ હીરદેમેં માની:
તેરેકું બાત કહી સમજાની, કાયા નહી તેરી નહી તેરી.

પદ ૩૯.

નિર્ધન કે ધન રામ, હમારે નિર્ધન કે ધન રામ, ટેક.
ચોર ન લેવે ઘટી ન જાવે, ધાડ પડે આવે કામ. હમારે.
સોવત બેઠત જાગત ઉઠત, જપું હર હર નામ, હમારે.
દીન દીન હોતે હોત સવાયા, ખુટત નહી એકે દામ. હમારે.
ઠાકોર ચલે નગર દ્વારે, પાસ નહી ખોટી બદામ. હમારે.
કહત કબીર સુનો ભાઇ સાધુ, પારસકો નહી કામ. હમારે.

પદ. ૪૦

અવસર બેર બેર નહી આવે, અવસર બેર બેર. ટેક.
જયું જાને ત્યું કરલે ભલાઇ, સમરન કો ફુલ પાવે. અવ૦
તન છુટે ધન કયા કામ લગતાહે, કાયકું કપટી કેલાવે. અ૦
જુઠા કામ ધામ જુઠા દામ નામ, જુઠા જનમ ગુમાવે. અ૦
જો જાને કછુ કરલે ભલાઇ, જનમ જનમ સુખ પાવે. અ૦
કહત કબીરા સુનો ભાઇ સાધુ, એ કંચન સો ફુલ પાવે. અ૦

પદ. ૪૧

ગુદીએ કયા ગુમાનસેં, આ તન મીટીમેં મીલજાના.
મીટી ખનખન મેહેલ બનાયા, મુરખ કહે ઘર મેરા;
મેરા તેરા સબ છોડ ચલેગા, જંગલ કરેગા ડેરા. આ૦
બાવા સાંઇ તો ગુદીયાં ઉડાવે, બીચ બીચ લંબી દોર;
દોરીયાં દુર ગઇ ગુદીયાં નીકસપડી, પડે નગરમે શોર. આ૦

મીટી પૂછે કુંભારકું રે, તું કયા ગુંદેગા મોય:
એક દીન એસા આવેગારે, તુજે ગુંદે હરકોઇ. આ૦
દીલકા મરમ કોઇએ ન ખોલ્યા, જો મીલ્યા સો ગરજી;
કારી ધાવ કલેજે લાગી, કબલગ શીવે દરજી. આ૦
ધનબી જાયગા જોબનબી જાયગા, હે સંસાર તમાસા;
લાખ ટકેકી સુરતબી જાયગી, હોયગા જંગલ બાસા. આ૦
મીટી ખાના મીટી પીના, મીટી સબ જુગ ભરોસા;
અંતકાલે જરી તાર પેહેરના, આખર મીટીકી આસા. આ૦
દશબી જોડે બીસબી જોડે જોડે સો પચાસા;
અંતકાલે કછુ ઓરબી જોડના, આવે ના રતી માસા. આ૦
મીટી ઓઢન મીટી બીછાવન, મીટીકા સીરાના,
મીટીકા કબીર બનાયા, ઉન બીચ પવન લોભાના. આ૦

પદ ૪૨.

સમજ બોજ મન ખોજ દીવાને, આશક હોકર રોના કયા: ટેક.
આયા હે સો કરલે સોદા, પાયા હે સો ખોના કયા;
જબ તું આયા પ્રેમ ગલાનમેં, શીશ દેના ફીર ડરના કયા. સ.
લુકા સુકા જમકા ટુકા, સોના હોય સો સોલાના કયા.
જબ અંખીયનમેં નીંદ ભરી આવે, તકીયા ઓર બીછાના કયા.
સતગુરૂ પાન ગલીમેં લગ્યા, ઘાયલ હોકર રોના કયા;
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, જાદુ ઉપર ટોણા કયા. સમ.

પદ ૪૩.

નીંદા મત કરના કીસકી, સચ્ચી બાત કબીરકી. ટેક.
સાચા જૂઠા દોનું ભાઇ, ખુદાને બનવાયા;
ભગતકી નીંદા ભગત કરે સો, ઓઇ નરકમેં ગયા નીંદા.
જીસકી કરની ઉસકી ભરની, તુ કયું દીલગીર ભાઇ;
રાવણને તો અપની લંકા ખોઇ, કરની ભરનીકી બાદશાહી.
કૌરવ પાંડવ દોનું ભાઇ, એક સચ્ચા એક જૂઠા;
સાચા તે વૈકુંઠમેં જાવે, જુઠા નરકમેં બેઠા. નીંદા.
જો કરેગા સોઇ ભરેગા, હાંયાં કયા કીસીકા જાતા;
કેહેત કબીરા સુનો ભાઇ સાધુ, એક સચ્ચા એક જૂઠા. નીંદા.

પદ ૪૪

જીને આપકું જોયા નહી, દીલ ડાઘકું ખોયા નહી,
મન મેલકું ધોયા નહી, અંગોલ કીયા સો ક્યા ભયા. ટેક.
હાંરે કામન ગલેકા હારહે, મદ ફેલકા દરબાર હૈ,
મન કામસેં સરદાર હે. માલા લીઈ સો ક્યા ભયા. જીને.
હાંરે જીવતાં પીતાકુ સુખ નહી, મુવે હાડ લઈ ગંગા ચલા;
જલ ચુનસેં પીંડા કીયા, તરપણુ કીયા સો ક્યા ભયા. જીને.
હાંરે કાયા કરમકે કોટકે, મમતા જ તૃષ્ણા બાંધકે;
સુતા વિષયની ખાટમેં, હર હર કીયા સો ક્યા ભયા. જીને.
હાંરે કુત્તા ભયા સંસારકા, ધંધા કીયા જંજાલકા;
હરદા ભયા ચંડાલકા, કાસી ગયા સો ક્યા ભયા. જીને.
હાંરે જોગીને જંગમ સેવડા, સબ લાલ કપડાં પેહેરતા;
પણ મર્મ નહી ઉસ હાલકા, કપડાં રંગ્યાં સો ક્યા ભયા. જીને.
હાંરે ગીગા હુવા સંસારકા, જેસા કુજડા બેજારકા;
આયા જો તીરથ દ્વારકા, છાપા લીયા સો ક્યા ભયા. જીને.
હાંરે પંડીતસે ઝગડા ભયા, ક્યા મુરખસેં બોલણા;
કહે કબીર ચંપા ભલા, ક્યા કણેર દેનાજ તોડણા. જીને.

પદ. ૪૫

જે કુળે હરીની ભક્તિ ન સાધી, તું જીવતે કયું ન મુઓ
મુરખ અપરાધી. ટેક.
ધરી મુનસા દેહ તેં જનમ વગોઇ, પુત્ર પેહેલી તોરી મૈયા
કયું ન મોઈ. જે.
ગર્ભ ભંજન કયું ન હુઇ તેરી મૈયા, તેં તો સમર્થા નહી
રઘુપતિ રૈયા. જે કુળે.
પીતારે નપુંસક કયું ન રહ્યા નિરવાણ,
હરીના ભજન વિના ફરે ચોરાશી ખાણ. જે કુળે.
કહત કબીર મેરી સુરતા નિરંતર લાગી,
ગુરૂ મળ્યા તો સર્વે ભ્રમણા ભાગી. જે કુળે.

પદ. ૪૬

ગુરૂ સમાન દાતા નહી કોઇ ભાઈ, મુક્તિ મારગ દીયારે બતાઇ. ટેક

ગુરૂ વિના શ્વાન કરે બહુ પેખા, ગુરૂ વિના મંદીર કામકા દેખા.
ચૌદશ દેખત આપકી છાયા, ભસત ભસત પ્રાણ ગમાયા. ગુરૂ.
ગુરૂ વિના જ્ઞાન રૂદેમાં ન આવે, ગુરૂ વિના મૃગ કસ્તુરી ભુલાવે.
ગુરૂ વિના ગજ ગ્રાહથી લડીયો,ગુરૂ વિના કેસરી કુપમાં પડીયો.
ગુરૂ વિના સુડા નલીસું બંધા,ગુરૂ વિના પ્રાણી પડયા જુગફંદા.
કહતકબીરમેરીસુરતા લાગીજાઇ,ગુરૂ ચરણે નિરંતર રહ્યો લપટાઇ.

પદ. ૪૭

દીન નીકે બીત જાતે હય, દીન નીકે બીત જાતે હય.
સુમરન કર મન રામ નામકો, દીન નીકે બીત જાતે હય. ટેક.
પુત્ર કલત્ર મિત્ર પરિવારા, મતલબકે હૈ કોન તુમારા;
અપને દીલમેં કરો બિચારા, દેખતહુકે નાતે હય. દીન.
લખચોરાશી ફીર ફીર પાઇ, જામે કછુ નહી કીની કમાઇ;
જબ જમસેં તેરી પરી લડાઇ, ફીર પીછે પછતાતે હય. દીન.
લાગી લગન જબ બિષય બતાસા, મુરખ ફસત ગ્રાહકી ફાંસા.
ક્યા દેખે શ્વાસાકી આશા, ફેર ગયે નહી આતે હય. દીન.
ઉત્તમ દેહ ધરી મન ભાઇ, રામનામ ભજલે સુખદાઇ;
કહત કબીર કરી સુકમાઇ, ઓહી પરમપદ પાતે હય. દીન.

પદ. ૪૮

તુમ ઘર જાઓરે કબીરેકી બેહેના, તમે ક્યું મચકાવો નેનાંરે,
ઇહાં નહીરે તુમારી સેના. તુમ.
આછી બાંહી તાલ ત્રિખંડી, એ શણગાર હમારારે;
સ્વર્ગભુવનથીહમ ચલી આયે, સો કરૂંગી કબીર ભરથારા.તુમ.
સ્વર્ગ ભુવનમેં ક્યા દુઃખ પાયા, વહાસે ચલકર આઇરે;
હમથી આવેરા લોક ભલેરા, સો કબીરે મારગ બતાઇ. તુમ.
જાતકા જલુવા ને નામ કબીરા, પુરવ જનમ તપ હીણારે;
જાત સુણેગી તો લાજ મરેગી, સો કબીરેકી જાત કમીના. તુમ.
આગે જનમ લીયે બ્રાહ્મણ ઘર, હમ કીની ઠાકોરકી સેવા;
કબહુ સેવામેં ચૂક પરી હય, તાતે જનમ જલુવે ઘર લીના. તુ.
હાથમેં માલા લે મૃગછાલા, સો બનબન ફીરત ઉદાસી;
કહતનો કહ્યા તુમ મેરા ન માનોતો, એક માતા દુજી માસી. તુ.

ઉઠકે અબલાએ આશીશ દીની, સો સુણુ લેઉ સેવક વીરારે;
રામજીકે ચરણે રાજ કરેંગે સો જુગ જુગ દાસ કબીરા. તુમ.

પદ ૪૯ રાગ ગોડી.

જગમેં રામ ભજ્યા સોઇ જીતા, રામ ભજ્યા સોઇ જીતા, જ.
હાથ સુમરની બગલ કતરની, શીખે ભાગવત ગીતા;
હૃદય શુદ્ધ કીયો નહીં અજહું, કહત સુનત દીન બીતા. જ.
આન દેવકો સુમરન કીનો, હરીસો રહત અનીતા,
ધન જોબન કછુ કામ ન આવે, અંતે ચલ ગયે રોતા. જ.
જોરૂ બેટા કોઉ કામ ન આવે, કામ ન આવે મીતા;
કહત કબીર કાલ લે જાયગો, જ્યું બકરેકો ચીતા. જગમેં.

પદ ૫૦ રાગ પ્રભાતી.

આજુ મહા મંગલ ત્રીભુવનમેં, ખંભ ફારી હરી પ્રગટ ભયે;
દેવન મુદીત નિશાન બજાવત, શ્રવન સુનત દુઃખ દુરગયે. આ૦
અસુરનકો અતિ બીપતી પડીહે, સંતનકો આનંદ ભયે;
નહી મનુષ્ય નહીં સિંહ પશુ કોઉ, અતિ વિચિત્ર પ્રભુરૂપ ભયે.
નરહરિ રૂપ ધર્યો અવિનાશી, ભક્ત કાજ અવતાર લયે;
બ્રહ્મદેવ પ્રભુપાસ ગયે નહી, લક્ષ્મીજી બહુત ચકીત ભયે. આ૦
ખંભ ફારી હિરણ્યાકંસ મારે, પ્રભુ પ્રહલાદકો ચરન નમે;
કહત કબીર દયા રઘુવરકી, ઘર ઘર મંગલ પુરી રહે. આજુ૦

પદ ૫૧ રાગ હોરી.

દેખો નાથને ધુમ મચાઇ, મચાઇ મચાઇ, દેખો. ટેક.
પ્રથમ માયામેં ઇક્ષણા કીની, માયાએ મહાતત્ત્વ જાઇ;
મહત્તત્ત્વતેં અહંકાર પ્રગટ ભયે, સત રજ તમ તીનું ભાઇ;
તીનુંને સૃષ્ટિ રચાઇ, દેખો નાથને ધુમ મચાઇ.
તમ ગુણતેં પંચ વિષય મહાભૂત, રજતેં ઇંદ્રિ દશ પાઇ;
મન બુદ્ધિ ચિત્ત અહંકાર સતો ગુણ, તત્ત્વ ચોવીશ મિલાઇ,
એતો જડ દેહ કહાઇ, દેખો નાથને ધુમ મચાઇ.
અંતરજામી આપ બિરાજે, તબતેં ભયો સચેતાઇ;
કહત કબીર તુમ તેહને જાનો, તાતેં પારંગતો થાઇ;
કહે સબ ગ્રંથમેં ગાઇ, દેખો નાથને ધુમ મચાઇ.

પદ ૫૨ રાગ હોરી.

તુમ માયામેં ખેલત હોરી, હોરી હોરી હોરી તુમ૦
ઉદરમાંહી અધોમુખ ઝુલ્યો, કોઈ સહાય ન તોરી;
મલ મૂતર જઠરમાંહીં તપીયો, વાત ન માનત મોરી;
ઐસે કયું રાખત ભોરી, તુમ માયામેં ખેલત હોરી.
બાલપનો કાલ ખેલ ગુમાયો, સમજ્યો નહી બુધ થોરી;
તરુન ભયો તો ત્રાયા રસ ભીનો, ઘડી ન વિસારત ગોરી.
બાંધી તબ સ્નેહકી દોરી, તુમ માયામેં ખેલત હોરી.
વૃદ્ધ ભયો તબ મોહ બંધાયો, વૃત્તિ ભયી ઝક ઝોરી;
કહત કબીર અબ કયા સમજાવું, વિખ તો પિયો અમી ઢોરી;
તીર લગી નાડીકા બોરી, તુમ માયામેં ખેલત હોરી.

પદ ૫૩ રાગ હોરી.

કાયા નગર પુરકોરે બસૈયા, કીત ગયો હોરીકે ખેલૈયા.
જોરે કહત હમ સંગ ચલેગે. અંતકાલ પછતૈયા;
જો તનમેં ચંદન ચરચતથે, સો તન ધુર ઉડૈયા. કાયા૦
આગે આગે વાકી માતા જો રૂવે, છાંડ ચલ્યો સુખ સૈયા;
લોક કુટુંબ સબ લૂટન લાગે, હંસ અકેલા જૈયા. કાયા૦
એ જગ સબ હોરી ખેલન લાગે, કાહુ ન ચેત કરૈયા;
પુરન ગુરૂ કબીરકી કીપા બીન, એ જગ સબ દુઃખ દૈયા. કાયા.

પદ ૫૪

દેખો દેખોરે યા નરકી ભૂલ, સીંચત શાખા તજત મૂલ. દે૦
પ્રગટ નિરંજન ઘટઘટ સમાન્ય, તાહી છાંડ નર પૂજે અન્ય;
ગયે ચોરાશીમેં નર સોય, તાકી વાર ન બૂમ કોય. દે૦
પિવતહે નર વિષય સોય, આદ્ય અંત જાચત ન હોય;
ગુરૂદેવ દયા કરી ચિતવ્યો તોય, તબ ઘટ ઘટ બ્રહ્મ પ્રગટ હોય. દે
જલ થલમે દેખો પ્રગટ રામ, સબહી જનકે પુરણ કામ;
જુગ જુગ હમ કીયો પોકાર. શબ્દ ન માને નરકમે હામ. દે૦
સદ્ગુરૂ શબ્દન લાગ્યો અંગ, વિષે ન તજ્યો અહી મણિકે સંગ;
કહે કબીર નર ન કીયો ખોજ, ભટકી મુવે જેસે વનકે રોઝ દે૦

પદ ૫૫.

હુળાંસે ગાડી હાંકોરે, મેરામણ ગાડીવાલા,
હાંરે તમે મધરી ગાડી હાંકોરે, મેરામણ ગાડીવાલા.
ગાડી તેરી અજબ રંગીલી, બેલ જોડયા દો ચાર;
હાંકનવાલા છેલછબીલા, માંહે બેઠનવાલા લાલરે. મેરા.
ગાડી અટકી રેતમેં ને મજલ પડી હે દૂર;
જો મીલે કોઇ સતગુરૂ તો, પોહોચાડે હજુરરે. મેરા.
જંતર હમારા બાજરાને દ્રુટ ગયા સબ તાર;
જંતર બિચારા કયા કરે, ગયા બજાવન હારરે. મેરા.
ધમણ ધમાણો ધમી રહ્યા ને તપી રહ્યા અંગાર;
એરણ હથોડો લાગી ગયો તો, ઉઠ ગયો લુહારરે. મેરા.
તેજી છુટયા શેહેરસેં ને કસબે પડી પુકાર;
નવ દરવાજા બંધ કીયા પણ નીકલ ગયા અસ્વારરે. મેરા.
ગંગા કીનારે ઘર બનાવા, ન્હાતા નીરમલ નીર;
દીયા બીના તો કછુએ ન પાવે, કેહે ગયા દાસ કબીરરે. મેરા.

પદ ૫૬.

દીલ લગાય રામ ફકીરીમેં, રામ ફકીરી અદલ ફકીરી (૨)
ચારો ખુટ જગીલીમેં, દીલ લગાય.
જો સુખ મીલતા રામ ભજનમેં, જોસુખ.
સો સુખ નહી અમીરીમેં, દીલ લગાય.
કહત કબીરા સુનો ભાઇ સાધુ; કહત કબીરા.
સાહેબ મીલતા સબુરીમેં, દીલ લગાય.

## તુલસીદાસનાં ભજન પદ.

પદ ૧ રાગ પ્રભાતી.

સીતાપતિ રામચંદ્ર, રઘુપતિ રઘુરાઇ. સીતાપતિ૦ ટેક.
રસના રસ નામ લેત, સંતનકો દરસ દેત;
બિહસત મુખ મંદ મંદ, સુંદર સુખદાઈ. સીતાપતિ. ૧
ઉદર બાહુ દ્રગ વિશાળ, દશન લાલ સિંહ ચાલ;
ભ્રકુટી શિર કાકપક્ષ, નાસિકા સુહાઇ. સીતાપતી. ૨
કેસરકો તીલક ભાલ, માનો રવિ પ્રાતઃકાલ;

શ્રવન કુંડલ ઝલમલાત, રતિપતિ છબી છાઇ. સીતાપતિ. ૩
મોતનકી ગલે માલ, તારાગણ અતિ બિશાલ;
માનો શ્યામ શિરકે ઉપર, સુરસરી ચલી આઇ. સીતાપતિ ૪
સુરીનર મુનિ સકલ દેવ, શીવ વિરંચી કરત સેવ;
કીરતી અખંડ જાકી, તીન લોક છાઇ. સીતાપતિ, ૫
સંગ સખા સરજુ તીર, બીચરત રઘુવંશ વીર;
હરખી નીરખી તુલસીદાસ, ચરનન રજ પાઇ. સીતાપતિ. ૬

પદ ૨

દીનકો દયાલ છાંડી, કોન શરન જાઊં. દીનકો. ટેક.
એક રામ સચરાચર, સોહી ધામ પાઊં;
સુરીનર મુનિ ધરત ધ્યાન, વાકે ગુન ગાઊં. દીનકો. ૧
એક નારી બચન બાન, એક ધરમ ધારી;
એસે પ્રભુ છાંડ કોઉ, શુદ્ધ ન લે હમારી દીનકો. ૨
જીસ ઘટમેં રામનામ, સચ્ચા ઘટ સોઇ;
રામકો સ્વરૂપ જાને, મેરા ગુરૂ ઓઇ. દીનકો. ૩
ભક્તનકે કાજ મહારાજ તનુ ધારી;
સબરીકો પ્રભુ કરી ઉદ્ધાર, પીંગલા ઓધારી. દીનકો. ૪
પ્રભુ ગરીબકે નિવાજ, મૈં ગરીબ તેરા;
એક બેર કહો દયાળ, તુલસીદાસ મેરા. દીનકો. ૫

પદ ૩.

જાગીએ રઘુનાથ કુંવર, પંછી વન બોલે. જાગીએ. ટેક.
પ્રાતભાણુ પ્રગટ ભયો, રજનીકો તીમર ગયો;
ભમર કરત ગુંજગાન, કમલની દલ ખોલે. જાગીએ. ૧
શશી કીરન શીતલ ભઇ, ચકવી મીલન પીયુકું ગઇ;
અતિ સુગંધ પવન મંદ, દ્રુમ પલ્લવ ડોલે. જાગીએ. ૨
તુલસીદાસ અતિ આનંદ, નીરખત મુખારવિંદ;
દાસનકું દીને દાન, ભક્તિ અમોલે. જાગીએ. ૩

પદ. ૪ રાગ આશાગોડી.

નાથ કેસે ગજકો બંધ છુડાયો, એહી અચરજ મોહે પાયો. ના૦
ગજ ઔર ગ્રાહ લડે જલ ભીતર, લડત લડત ગજ હાર્યો;

તીલભર સુંઢ રહી જલ ઉપર, તબ હરી નામ પોકાર્યો ના૦
છાંડિ પાવડી પયાદા ધોડે, ગરૂડકું વેગે બોલાયોઃ
જલ ડૂબત ગજરાજ ઉધાર્યો, વૈકુંઠ ધામ પહુંચાયો. ના૦
જલત અગનમેં પ્રહલાદ ઉગાર્યો, અંગ તાપ નહી આયો;
થંભ ફોડ હિરણ્યકશ્યપુ માર્યો, નરસિંહ રૂપ ધરાયો. ના૦
ભીલડી કે બેર સુદામા કે તાંદુલ, રૂચી રૂચી ભોગ લગાયો;
દુર્યોધનકા મેવા ત્યાગે, શાક વિદુર ઘર પાયો. ના૦
કૌરવ પાંડવ યુદ્ધ રચ્યોહે, કૌરવકો માર હઠાયો:
ભરી સભામે લજ્જા રાખી, દ્રુપદીકા ચીર પુરાયો. ના૦
ધન્ય અયોધ્યા ધન્ય હે જનકપુર, ધન્ય જનની જીન જાયો;
ધન્ય ધન્ય ભાગ્ય રાજારે જનકકો, દસરથ સંબંધી પાયો. ના૦
સાત સખી મીલી મંગલ ગાવે, રેશમ ગાંઠ ગુંથાયો;
છુટત નાંહી સીયાજીકો કંકણ, કીસ બિધ ધનુષ્ય ઉઠાયો. ના૦
ધનુષ્ય તોડી સીયાજીકું પરણે અયોધ્યા કો રાયો;
તુલસીદાસ આશ રઘુવરકી, ચરન કમલ લીપટાયો. ના૦

પદ ૫

એસી મુઢતા યા મનકી,
પરહરી રામ ભક્તિ સુર સરિતા, આશ કરત ઓસ કણકી એ૦
ધુમ સમુહ નીરખી ચાતક જ્યું, ત્રસીત જાતિ મતિ મનકી;
નહીં તહાં શીતલતા ન વારી પુની, હાની હોત લોચનકી.એ૦
જ્યું ગચ કાંચ વિલોકી સેન જડ, છાંહી અપને તનકી;
ટુટત અતિ આતુર અહાર બસ, છબી બિસારી આનનકી.એ૦
કહાંલોં કહું કુચાલ કૃપાનિધિ. જાનત હો ગતિ જનકી;
તુલસીદાસ પ્રભુ હરહુ દુઃસહ દુઃખ,લાજ કરહુ નીજ પનકી.એ૦

પદ ૬

તૃષ્ણા તું ન ગઇ મેરે મનસેં,
બેર બેર તોકું સમુજાયો, છુટે ન કોટી જતનસેં તૃષ્ણા૦
પાકે કેશ જનમકે સાથી, નજર ગઇ નેનસેં;
થાકે પદ કર કંપન લાગે, લાજ ગઇ લોકનસેં. તૃષ્ણા૦

ટુટે દશન બચન કહી આવત, શોભા ગઇ મુખનસેં;
શ્રવન સુને નહી બચન કીસીકો, જોર ગયો ઇંદ્રિયનસેં. તૃષ્ણા૦
વાત પીત કફુ આઇ ગ્રસ્યોહે, સુતહુ બોલાવે કરનસેં;
ભાઇ ભતીજા પ્રેમ પીયારા, નારી નિકાસત ઘરનસેં તૃષ્ણા૦
અબ તું ત્રીભુવન નાથ ભજીલે, લોભ ન કર પરધનસેં;
તુલસીદાસ આશા ન મીટેગી, બીન રઘુનાથ ભજનસેં તૃષ્ણા૦

પદ ૭

જીનકે રામ સદા રખવારે, જીનકે રામ સદા. ટેક.
જલસેં રાખી અનલસેં રાખી, ગિરિતે ગીરત ઉબારે;
ખંભ ફોર હિરણાકંસ મારે, નખતે ઉદર બિદારે. જીનકે.
રાવણ બેર કીન હરી જનસો, રણુ ચઢાઇ તેહી મારે;
નહી રાખે કુલ દીપ ધરનકો, તિલક વિભિષણ સારે. જીનકે.
ભક્તકાજ દુરવાસા ઋષિકો, ચક્ર સુદર્શન જારે;
નહી રાખત હરી જનકો દ્રોહી, દાસહિં ચક્ર નિવારે.જીનકે.
કંસ કુમતિ કીની હરી જનસોં, કરગ્રહી કેસ પછારે;
કુંતી પુત્ર બંધુ કાંચે બ્યાકુલ, કેશવ જાઇ નિવારે. જીનકે.
જહાં જહાં બિપત પડી સંતનકો, તહાં તહાં આપુ સંભારે;
તુલસીદાસ આશ રઘુવરકી, દારૂન બિપતિ નિવારે. જીનકે.

---

## સૂરદાસ.

### પદ ૧ રાગ પ્રભાતી.

બંસુરી બજાઇ આજ રંગસો મુરારી;
શિવ સમાધિ ભૂલગયે, બંસી ચિત્ત ધારી. ટેક.
બેદ ભનત બ્રહ્મા ભૂલે, મુદે મુખ ચારી;
સચી સહિત ઇંદ્ર ભૂલે, લગી ઉર કટારી. બંસુરી. ૧
રંભા સબ તાલ ચૂકી, ચૂકે નૃત્ય કારી;
જમુના જલ ઉલટ વહ્યા, શુદ્ધ ના સંભારી. બંસુરી. ૨
શ્રી બિંદાવન બંસી બાજે, તીન લોક પ્યારી;
ગોપ બાલ મગન ભયે, વ્રજકી સબ નારી. બંસુરી. ૩

સુંદર ઘનશ્યામ પ્રભુ, નટવર વપુધારી;
સુર મદન મોહનપર, જાઊં મેં બલીહારી. બંસુરી. ૪

પદ ૨ રાગ આશાગોડી.

જસોદાને કહી અંધેરીમેં જાયો,એસો કાળો રંગ તાતે પાયો. જ૦
જનમ લીયે વસુદેવકે ઘર ફીર, નંદકો લાલ કહાયો;
ઇત ઉત તાત દોઉ તુમ કીને, લાજ નેક નહી આયો. જ૦
કંસકે ડર તુમ આયે ગોકુલમેં, તબતેં મથુરાં ન પાયો;
ચોર બડો તું નંદ બાવાકો, માખન ચોરી કે ખાયો. જ૦
કોઉ કહે તુમ કાલી નથ્યો જબ, તબતેં સ્યામ કહાયો;
હમતેં દૂર રહો તુમ કાના, સમજત નહી સમુજાયો. જ૦
કીરતી કહા કહું નંદ નંદન, અખીલ લોક ભરમાયો;
રૂપવંત તુમ આપકું માનત, ઓરકી શરમ ગમાયો. જ૦
જો તુમ ચરીત્ર કીયે વ્રંદાવન, આપ કીયે મન ભાયો;
ઓર કીસીકો શંક નહી મનમેં, આપહી આપ શરાયો. જ૦
તુમકું ઓર કોઉ કહી ન શકતહે, હમ કછુ કહીકે જનાયો;
સૂર સ્યામ સંતનકે કારન, સુર ગુન રૂપ બનાયો. જ૦

પદ ૩ રાગ કાન્હરો.

શ્રીકૃષ્ણ કૃપા બીન કોન ઓધારે,
નામ લીયે રીધ સિધ ઉપજતહે ઓર દેવ સબ મંગનહારે. શ્રી૦
અરજુન ભીમ યુધિષ્ઠિર રાજા, નીકુલ સહદેવ મહાબલ ભારે;
કેશ પકડ જબ લાયે દુઃશાસન,તબ દ્રુપદી હરી નામ પુકારે. શ્રી૦
નગન ન હોત ચકીત ભઈ સંન્યા, ખેંચત ચીર દુઃશાસન હારે;
ભાત ભાત કે પીતાંબર બરસત, યાકે શીરપર નંદ દુલારે. શ્રી૦
પિતા હેતુ પ્રહલાદ પુકારે, શ્રીકૃષ્ણ કૃષ્ણ હમ શરન તિહારે;
સેવકકે કલ્યાન કરનકો, પ્રગટે નરસિંહ થંભ મોઝારે. શ્રી૦
જો હરી ભજે ભજે હરી વાકું, ભક્તકાજ પ્રભુ બિરદ સંભારે;
સૂર કહે પ્રભુ અપને જનકો, આયે શરન પ્રભુને કુન ટારે.શ્રી૦

પદ ૪.

હરી બીન કૌન સગો નર તેરો, આદિ અંતમે એહી સગા હે;
તાકું બિસારે કયું વેરેરે વેરે, હરી. ટેક.
જબ સંકટ તોકું આઇ પડેગો, જમ લેંગે તોકુ ઘેરેરે ઘેરે;
માત પિતા સુત મિલકર બૈઠે, સો દુઃખ કોઇ ન હેરેરે હેરે. હ૦
ઘર ઘર સંપત દિયાહે નિવાસા, લખચોરાશી તું ફેરેરે ફેરે;
ઇતના કુટુંબ તેં કીયાહે અભાગી,અજહું કહુત તું મેરેરે મેરે.હ.
સબ સંતન મીલી કીયાહે પુકારા, ચલના સાંજ સવેરેરે સવેરે;
સુરદાસ કહે ચેતી લે અંધે, ઓહી દીન આયોહે નેરેરે નેરે. હ.

પદ ૫

શ્રી હરી બિના કોઇ મેરે કામ ન આયો,
જુઠી બડી માયાકે કારન, મનુષ્યકો જનમ ગમાયો. શ્રી હરી'
કંચન કલશ વિચિત્ર રંગકે, રચી રચી ભોવન બનાયો;
તામેં સૂતો સેજ પલંગપર, એક પલક સુખ નહી પાયો.શ્રી હ.
ઘરકી ત્રિયા કહે મેં સંગ ચલુંગી, ધુત ઘત ધન ખાયો;
અંતસમે છીપગઇ ઘર ભીતર,ડગ એક સંગ ન પોચાયો. શ્રી હ.
અનેક પુન્યસેં પાયો એક સુત, તાહીકો લાડ લડાયો;
કાટ લીયો હે કટીકો ધાગો, અગનમેં બદન જલાયો. શ્રી હ
અધમ ઓધરન ગીનકા તારણ, સોઇ પ્રભુ કયોં બીસરાયો;
ના કીનો તેં પ્રભુકો સુમરન, સુરદાસ પસતાયો. શ્રી હરી.

પદ ૬.

શ્યામ બીન કો પત રાખે મેરી, કો પત રાખે મેરી; શ્યામ બી.
અંધકો અંધ દુષ્ટ દુઃશાસન, આઇ સભા બીચ ઘેરી. શ્યામ.
દુરજોધનકો ભાઇ દુઃશાસન, પકર લાઈ જયું ચેરી;
ભીષ્મ દ્રોણ ઓર કરણ શકુની, ઇનહુ ન પાછી ફેરી. શ્યામ.
દીનબંધુ કયું નહી આવત, અજહું લગાવત દેરી;
આઇ સહાય કરો કરૂણાનીધિ, બુડી જાત અબ બેરી. શ્યામ.
તજી ખગરાજ આતુર ઉઠધાયે, જસી ગજકી ટેરી;
સુરદાસ પ્રભુ ભક્તકે કારન, કરી અંબરકી ઢેરી. શ્યામ.

પદ ૭ રાગ પ્રભાતી.

મંદીર દેખી ડર્યોરે સુદામોજી મંદીર દેખી ડર્યોરે.
ઇહાંરે હતી મેરી છોટીસી ઝુંપડી,કોઇ નૃપ આવી ઊતર્યોરે. સુ.
ઇહાંરે હતી મેરી દુર્બલ ભામીની, સુંદર રૂપ ધર્યોરે
બાળપણામાં અમે નિશાળે ભણતા, જેણે દુઃખ દરિદ્ર હર્યોરે.સુ
જબહીં વિપ્ર નિજ દ્વારે પધારે, અખૂટ ભંડાર ભર્યોરે;
સુરશ્યામ પ્રભુ તિહારે મિલનકું, સર્વે કારજ સર્યોરે. સુ.

પદ. ૮

અવગુન બહુત કીયોરે, પીયાજી મેં અવગુન૦ ટેક.
જબ ધરતીપર પાંઊ ધરે હમ, પગ પગ પાપ કીયોરે. પી.
ગોચર ધરતી પીયા હમ ખેડી, ગ્રહણકો દાન લીયોરે;
બ્રિપ્રનકી મેં થાપન રાખી, કુડકો કથન કીયોરે. પી.
અવર પુરૂષકો નેનન નીરખી, મનછા પાપ કીયોરે;
સુરસ્યામ કહે તુમારે મીલનકું, દાસીકું દરસ દીયોરે. પી.

---

## નરસિંહ મેહેતા.

અધર્મીના રંગ વિષે. પદ ૧

મારા હરીજીસું હેત ન દીસેરે, તેને ઘેર શીદ જઇએ;
તેને ઘેર શીદ રહીએ. ટેક.
હેત વિના હુંકારો ન દેવો, જેનું હરખસું હૈડું ન હીસેરે;
આગળ જઇને વાત વિસ્તારે,જેની આંખમાં પ્રેમ ન દીસેરે. તેને.૧
ભક્તિ ભાવનો ભેદ ન જાણે, ભુરાયો થઇ ભાળેરે;
લલિત લીલાને રંગ ન રાચે, ઉલેચી અંધારૂ ટાળેરે. તેને.૨
નામ તણો વિશ્વાસ ન આવે, ઉંડું ઊંડું શોધેરે;
જાન્હવી કેરા તરંગ તજીને, તટમાં જઇ કુપ ખોદેરે. તેને.૩
પોતાના સરખી કરી માને, પુરૂષોત્તમની કાયારે;
નરસૈયાના સ્વામીની લીલા, મતિયાં કહે છે માયારે. તેને.૪

વૈષ્ણવની ચાલ વિષે. પદ. ૨

વૈષ્ણવ જનને વિષયથી ટળવું, ગળવું માંહીથી મનરે;
ઇંદ્રી કોઇ અપવાદ કરે નહી,તેને કહીએ વૈષ્ણવ જનરે. ટેક.
કૃષ્ણ કૃષ્ણ કહેતાં કંઠજ સુકે, તોય ન મુકે નીજ નામરે;

શ્વાસો શ્વાસે સ્મરે શ્રી હરી, કદીએ ન વ્યાપે કામરે. વૈ૦
અંતરવૃત્તિ અખંડ રાખે, ધરે શ્રી કૃષ્ણનું ધ્યાનરે;
વ્રજવાસીની લીલા ઉપાસી, બીજું સુણે નહી કાનરે. વૈ૦
જગસું તોડે ત્યારે જોડાય પ્રભુસું, જગસું જોડેતો પ્રભુસું તુટેરે;
તેને કોઇ વૈષ્ણવ નવ કહેશો, જમઠા લઇ જાસે કુટેરે. વૈ૦
કૃષ્ણ વિના કાંઇ અન્ય ન દેખે, જેની વૃત્તિ છે કૃષ્ણાકારરે;
વૈષ્ણવ કહાવે ને વિષય ન જાવે, તેને વાર વાર ધિક્કારરે. વૈ૦
વૈષ્ણવને તો વલ્લભ લાગશે, કુડીયાને લાગશે કાચુ રે;
નરસૈયાના સ્વામીને લંપટ, નહી ગમે કહ્યું સાચુંરે વૈ૦

પદ ૩.

વૈષ્ણવ જનને વિરોધ ન કોઇસું, જેનાં કૃષ્ણ ચરણે ચિત્ત રહ્યાંરે;
કાવા દાવા સર્વે કાઢયા, શત્રુ હતા તે મિત્ર થયારે. વૈ૦
કૃષ્ણ ઉપાસીને જગથી ઉદાસી, ફાંસી તે જનમની કાપીરે;
સ્થાવર જંગમ ઠામ ન ઠાલો સઘળે દેખે પ્રભુવ્યાપીરે. વૈ૦
કામ કે ક્રોધ વ્યાપે નહી કયારે, ત્રિવિધ તાપ જેનાટળીયારે;
તે વૈષ્ણવનાં દર્શન કરીએ, જેના જ્ઞાનેતેવાસનીક ગળીયારે. વૈ૦
નિસ્પૃહીને નિર્મળ મતિ વળી, કંનક કામની ના ત્યાગીરે;
શ્રી મુખ વચનો શ્રવણે સૂણતાં, તે વૈષ્ણવ બડભાગીરે. વૈ૦
એવા મળે તો ભવ દુઃખ ટળે, જેનાં સુધા સમાન વચનરે;
નરસૈયાના સ્વામીને નિશદીન, વહાલા એ વૈષ્ણવજન. વૈ૦

ઇશ્વરના ઉપકાર વિષે પ્રભાત. પદ. ૪

દેવા ટેવ તુજને પડી દીન પ્રતિપાળવા,
કંથ કમળા રહોસત સાચા;
લાડ પાળે તેનો પાડ સો માનીએ,
હાથ જમણો વળે મુખડામાં. ટેક.
ગજતણી વહારે તું ગરૂડ મુકી ધસ્યો,
ઝુડના મુખ થકી ગજ ઉગાર્યો;
ધાયા નારાયણ નામ લેતાં તદા,
અધમ અજામેળને તુરત તાર્યો. દેવા.
ભૂપનું નોતરૂં ભાવ વિના પરહર્યું,
પ્રેમનો પારખું પરમ ડાહ્યો;

ભક્તની ઝુંપડી જક્ત ઊંચી કરી,
ભાજીને ભોજને તું ધરાયો. દેવા.
દ્રૌપદી કેરી લજ્જા તણે કારણે,
દ્વારિકાથી ધસ્યા એક શ્વાસે;
પાંચ પાંડવ તણી લાંચ નહતી કશી,
દૂત થઇ આવીયા દુષ્ટ પાસે. દેવા.
કામ દ્રષ્ટે કોડે કૃષ્ણ કે'તી હતી,
ગોપીનાં ગોરસ લઇ પીધાં;
સવરીનાં બોરમાં સ્વાદ ઝાઝો ગણ્યો,
મુનિ તણા મંદમાં માન દીધાં. દેવા.
વિશ્વપાળક એવું બિર્દ પોતે વહે,
એમ કહે સમર્થ વેદ વાણી;
નરસૈંયા રંકને ઝંખના ભજનની,
આપ અલબેલડા અધમ જાણી. દેવા.

પદ. ૫ રાગ કેદારો.

મેં આપ્યું તે તમે અપાય નહી, સાંભળો શામળા સાચું રે;
કાંટામાં ઘાલી બરોબર કીજે, ત્યારે તે રંગે હું રાચું રે. મેં
હાર આપ્યો તમે મુગટ સમર્પ્યો, બાજુબંધ બેરખાયરે;
પે'રવાનું પીતાંબર આપ્યું એતો, મૂલે મળે વૈકુંઠરાયરે. મેં
તન મન સોંપ્યું મેં પ્રાણ સમર્પ્યાં, મુજમાં તે કાંઇ નથી મારૂંરે;
હું મટી ગયો ને તે તું ઠરાવ્યો, જુઓ વિચારી મનતમારૂં રે. મેં
હું થયો તારો ત્યારે તું થયો મારો, શેનું સપાકું એમાં કહીએરે;
ભણે નરસૈયો ઉછાંછળા ન થશો, સમજીને શામળીયા
રહીએરે. મેં

પદ ૬

જેણેરે ગોવિંદરામ તમને વિસાર્યા,
તમને વિસાર્યા તે નર ભવો ભવ હાર્યા. જેણેરે.
તમને વિસારીને કવણ સુખ કીધું,
અમૃત ઢોળી હળા હળ વીખ પીધું. જેણેરે.
તમને વીસારીને અવર મન મોહ્યું,

કોડી બદલે જેણે કંચન ખોયું. જેણેરે.
તમને વીસારીને અવરસંગ રાચ્યા,
વાંઝ ન રહી જેની જનુનીરે માતા. જેણેરે.
તમને વીસારીને નીંદ્રાભેર સુતા,
ભણે નરસૈયો તે નર ભવો ભવ વગુતા. જેણેરે.

પદ ૭

જેણેરે શામળીયા ચરણુ રસ ચાખ્યો,
તેણેરે સંસાર કુચો કરી નાંખ્યો. જેણેરે.
જે જન કૃષ્ણ ચરણનારે ભોગી,
તે નર જાણો તમે સબળા જોગી. જેણેરે.
જે જન કૃષ્ણ ચરણથીરે અળગા,
તે જન થડ મૂકી ડાળેરે વળગ્યા. જેણેરે.
જે જન કૃષ્ણ ચરણથીરે નાઠા,
ભણે નરસૈયો તે નર ભવમાં ગાઠા. જેણેરે.

પદ ૮.

પ્રાણ થકી મુને વૈષ્ણવ વહાલા, રાત દિવસ રૂદે ભાવુ રે;
તપ તીરથ વૈકુંઠપદ મૂકી,વૈષ્ણવ હોય ત્યાં હું આવુ રે. પ્રાણ.
રાજા અમરીશ મનેઅતિઘણા વહાલા,દુર્વાસાએમનભંગકીધાંરે
મેં મારૂં અભિમાન તજીને, દશવાર અવતાર લીધારે. પ્રાણ.
લક્ષ્મીજી અરધંગ હમારી, તે તો મારા સંતની દાસીરે;
અડસઠ તીરથ મારા સંતને ચરણે,કોટી ગંગા કોટીકાસીરે. પ્રા૰
સંતચાલે ત્યાં હું આગળ ચાલું,અને સંતસુવે ત્યાં હું જાગું રે;
જે મારા સંતની નિંદા કરેછે,તેને કુળસહિત હું ભાગું રે. પ્રા૰
ગજને કાજ હું પાળો પળીયો, મારા સંતની સાક્ષ કરવારે;
ઊંચ ને નીચ હું નવ રાચું,મુજને ભજે તેતો મારારે. પ્રા૰
મારારે બાંધ્યા વૈષ્ણવ છોડે, વૈષ્ણવના બાંધ્યા મેં નવ છુટેરે;
એકવાર વૈષ્ણવ મુજને બાંધે,તો ફેર જવાબ નવ સુજેરે. પ્રા૰
બેઠાબેઠા ગાય ત્યાં હું ઉભોઉભો સાંભળું,અને ઉભલાગાય ત્યાં હું નાચું રે;
મારારે વૈષ્ણવથી હું ક્ષણું નહી અળગો, ભણે નરસૈયો એ સાચું રે. પ્રાણ.

પદ ૯

માળા તો મારા પ્રાણ સંગાતી, તે મુકી કેમ જાયરે;
જો નરસૈયો માળા મૂકે તો, પૃથ્વી પ્રલલે થાયરે. માળા૦
મુકે તો નવસેં નવાણું અવળી ચાલે, સાત સમુદ્ર સૂકેરે;
મેરૂ ચળેનેરવિપશ્ચિમ પ્રગટે,તોયે નરસૈયો માળા નહી મૂકેરે. મા.
સઘળા સંન્યાસી તમે વૈષ્ણવ થાઓ,મારી પૂઠે તાળ બજાવોરે;
ભણે નરસૈયો તમે ભેખ ધરીને, મુનશાદેહીભ જડાવોરે.માળા.

પદ ૧૦

મુંડ મુંડાવે ને ટોપીરે ઘાલે, એમ ન થૈયે વૈરાગીરે;
અમે વૈષ્ણવ છેલ છબીલાના, હરી સંગાથે લેહે લાગીરે. મુંડ.
મમતા ભાગી તે વૈરાગી, જેને અનહદ સંગી બોલેરે;
ભેખ ધરીને દ્વેષ કરે તો, તે યોગી અસુરને તોલેરે. મુંડ.
સંસાર વેહેવાર સર્વે સાચવે, વિકારથી વેગળા રહીએરે;
સમદૃષ્ટિ સર્વ ભૂત લેખવે, તેને વૈરાગી કહીએરે. મુંડ
અભિમાન ધરીને સુકૃત ખોયું,જેને ચિત્ત રંગ નવ લાગ્યોરે;
ભણે નરસૈયો ભગવા તજીને.પેહેરો પાંચ વસ્ત્રનો વાઘોરે.મુંડ.

પદ ૧૧

અનંત નામનું ઓસડ છે મારે,જેનાંભાગ્ય હોય તેને ભાવેરે;
વૈષ્ણવ વૈદની પાસે વસીએ,તો રવિસુત તેને ઘેર નાવેરે. અ૦
હરી હરડે ને સુંઠ સારંગધર, અને અવિનાશી અજમાણરે;
કડુ કૃષ્ણને સાકર સામળીઓ, સંચળ રામરસાયણરે. અનંત૦
ચોખ્ખું ચૂરણ ચતુર્ભુજ કહીએ, અને બહુ નામની ભુકીરે;
ગોવિંદ નામની ગોળીરેવાળો,માંહી હરીચરણોદક મુકીરે.અ૦
પુષ્કર મૂળ પુરૂષોત્તમ કહીએ, પછી પરમેશ્વર પામીરે:
ક્વાથ અઠારકમળાજીનો સ્વામી,તુલસીદલ પાવો જામીરે.અ૦
એવાં એવાં ઓસડ અંગજ લાગે, જો કરીએ રહેવાયરે;
મોહ માયાનો મત્સર ઘણેરો, તો પાછો ખીસો થાયરે. અ૦
કૃપા કરીને ઓસડ દીજે, યજ્ઞ પુરૂષ જદુરાયરે
નરસૈયાના સ્વામીને સંગ રમતાં,જમ સૌ ભાગી જાયરે. અ૦

પદ. ૧૨

વેતી વેળામાં હાથે વાવરી લેજો, આગળ લાફા લોલ નથી;
આજ છે એવું કાલ નથી,કાલે છેતરીયા મોટા છત્રપતી. વે૦
મુનશા દેહ દેવતાને દુર્લભ, એવું જાણીને તમે ભજોરે હરી;
પશુ પંખીમાં અવતરશો પછી,દાન પુન્ય નહી થાય ફરી.વે૦
લખચોરાશીમાં ફરી ફરી પડશો,જમદૂત આવેતેને શુરે કેહેશો
હાડનેછેડ કરી સૌકો હાંકશે,એવા એવા અવતાર તમે કેમ સેહેશો
કર્મતણો કાંકરો કાઢી નાંખો, આથે મરણતણી મોટી ઘાંટી;
ભણે નરસૈયો ભજન કરી લો,પલવટ વાળીને થાપો મોટી.વે.

પદ ૧૩

વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પીયારી જાણેરે;
પરદુઃખે ઉપકાર કરે છે, મન અભિમાન ન આણેરે. વૈ૦
સકળ લોકમાં સૌને વંદે, નીંદા તે ન કરે કેનીરે;
વાચ કાય મન નીશ્ચય રાખે, વંન ધન જનુની તેનીરે.વૈ૦
સમદૃષ્ટી રાખે તૃષ્ણા ત્યાગે, પરસ્ત્રી જેને માત રે;
જીવ્હા થકી અસત્ય નવ બોલે, પરદ્રવ્ય ન ઝાલે હાથરે. વૈ૦
મોહમાયા વ્યાપે નહી તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાંરે;
રામનામસુ તાળીરે લાગી, સકળ તીરથ તેના તનમાંરે.વૈ૦
વણલોભીને કપટ રહીત છે, કામ ક્રોધ જેણે બાળ્યારે;
ભણે નરસૈયો તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યારે.વૈ૦

પદ ૧૪ રાગ રામગ્રી.

સીતાજી કહે શ્રી રામને, મૃગલો લાવોને મારી;
તેનો સીવડાવું રૂડો કચુવો, હું છું દાસી તમારી. સીતાજી.
આરે મૃગલો નથી વંનકો, કારણ દીસે છે ભારી;
આરે મૃગલો અમે મારશું, જાનકી જાશું હારી. સીતાજી.
નથીરે બાપ નથી બધવા, મોસાળ મેલ્યાં છે ટાળી;
ચરણ સેવ્યા છે મેં તમ તણા, પીયર મેલ્યાં વીસારી. સીતાજી.
રામે તે ભાથા ભીડીયા, ધનુષ્ય લીધું છે ધારી;
રામચદ્રે મૃગલો મારીયો, ગયાં છે જાનકી હારી, સીતાજી.
રામે તે રૂદનજ માંડીયું, ગઇ છે સીતાજી નારી,

લક્ષ્મણ કહે રઘુનાથને, આંખે ભરશો મા વારી. સીતાજી.
ગઇરે સીતા પાછી લાવશું, માનો વાત અમારી;
સીતા હરી તેને મારશું, જો જો મનમાં વિચારી. સીતાજી.
પાટણ માણસ મુકશું, અમે જોશું નીરધારી;
એથી અધિક બીજી લાવશું, રાખો ધીરજ ધારી. સીતાજી
અવગુણને કોઇ રૂવે નહી, ગુણને રૂવે સંસારી;
અજ્ઞાની નર તે બહુ રૂવે, બીજા રૂવે વ્યભિચારી. સીતાજી.
રામ ન રૂવે સીતકો, પોતે છે અવિકારી;
લીલા દેખાડી લોકને, રામ છે બ્રહ્મચારી. સીતાજી.
હનુમાન શુદ્ધ લઇને આવીયા, સતી સીતાજ કેરી;
રામે તે પથ્થર તારીયા, લક્ષ્મણ સેન હકારી; સીતાજી.
અઢાર પદ્મ સેના ઉલટી, લીધી લંકા જઇ ઘેરી;
રાવણ મારીને આવીયા, વિભિષણ રાજ બેસારી. સીતાજી.
સીતા લાવી ઘેર આવીયા, હરખ્યાં નર ને નારી;
નરસીંહ મેહેતાના સ્વામી સાંભળો,અમને લેજો ઓધારી.સી.

પદ ૧૫ રાગ પંચમ.

રજની રમીનેરે હરી ઘેર આવીયા રે,
બળીયા મારૂં બારણું મા ઠેલ;
મંદીરે પધારોરે કામણગારી શોકને રે,
જીયાં કીધી રંગડાની રેલ. રજની રમીનેરે. ૧
રાતાં રાતાં લોચનરે દીસે છે નીંદ્રાળુવાંરે,
રાતી છે કાંઇ અધર પ્રવાળની રેખ;
કંઠડાનાં કુસુમરે, કિયાં કરમાવીયાંરે,
મુળથી ધુતારો તારો ભેખ. રજની રમીનેરે૦ ૨
અંબર ને પીતાંબરરે પ્રભુ કીયાં પાલટયાંરે,
પાલટી પલોટી પાછી મેલ;
રાતી કારી રેખરે દીસે તારે ગાલમાંરે,
કીયાં રે કીધી છે રંગ રેલ. રજની રમીનેરે. ૩
સેજલડી સમારીરે સમી સમી સાંજનીરે,
દીવડા ખોયા છે મહાજમ રાત;

બાંહલીચો કાંઇ ઊગ્યોરે હરણી આથમીરે,
તહાં લગણુ જોઇ તમારી વાટ. રજની રમીનેરે. ૪
નીંદરડી ન આવીરે રાત્રે તારે આંગણેરે,
ભોળી મન ભ્રાંત મા આણ,
કહો તો સમ ખાઊરે રાધા તારી આગળેરે,
સત્ય વચન મારાં તુ માન; રજની રમીનેરે. ૫
દાવાનળ પીધોરે પ્રભુજી દાખલોરે,
અગ્નિથી ઓધાર્યો પ્રહલાદ;
દડુલો લોટાડ્યોરે જમુનાજી શુદ્ધ થયાંરે,
કાળીનાગ નાથ્યો ઉદમાત. રજની રમીનેરે. ૬
પંચમને આલાપેરે પંખણી સુર ભરીને, પછે હુવો પરભાત;
નરસૈયાના સ્વામીરે મંદીરે પધારીયારે,
સ્નેહ ઘણો ને થોડી રાત. રજની રમીનેરે. ૭

પદ. ૧૬

દ્વારકાંના વાસીરે અવસરે આવજે રે
રાણી રૂકમણી કેરા કંથ;
પાપી દુરજોધન રે લાગ્યો મને પીડવારે,
પ્રભુ મારા ચાહશ ન્યાળું તારો પંથ. દવારકાંના ૧
સારી સજ્જા ઉપર રે શું રે સૂતો શાંમળા રે,
આળસ મરડીને ઊઠો આજ;
લખમીજી તળાસેરે પાવન તારા પાવલા રે,
અમપર મેહેર કરો મહારાજ; દવારકાંના. ૨
કાલે ઝુડ થકીરે ગજને છોડાવીયોરે,
કીધી તમે સુધન્વાની સાહ્ય;
નરસીંહ રૂપેરે હિરણ્યકશ્યપુ હણ્યોરે,
પ્રહલાદ ઉગાર્યાનો ઉપાય. દવારકાંના. ૩
છપન કરોડરે જાદવ છે તાહરે રે,
બંધુ બળભદ્ર છે સાથ;
કાળીનાગ નાથ્યોરે જરાસંધ જીતીયો રે,
તે બળ કીયાં ગયું મારા નાથ. દવારકાંના ૪

ચસમી વેળામાંરે વારે ચઢા વીઠલા રે,
તમે છો કાંઇ નરપતિ નિરધાર;
અસવારી કરજો રે ગરૂડ ઉપરે રે,
નરસૈયો વીનવે વારંવાર. દ્વારકાંના. ૫

પદ ૧૭ રાગ પ્રભાતી.

ઘેલી ગોપી થઇ હરીને વેચવાને ચાલી. ઘેલી. ટેક
શેરીએ શેરીએ સાદ પાડે, કોઇ લ્યો મોરારી;
અનાથેરો નાથ વેચે, વ્રજ તણી નારી. ઘેલી. ૧
મટુકડીમાં મોહન મેલી, હરખ હૈયે હાલી.
ટકે શેર મારો હરી વેચું, લેજો વિચારી. ઘેલી. ૨
મટુકડી ઉઘાડી માંહે મોરલી રે વાગી;
દીનાનાથે દયા કરી, દુઃખ ગયાં ભાગી. ઘેલી. ૩
ભક્તિ અચળ મળ્યા મુને નરસૈયાના સ્વામી;
ગોપી સર્વે ભેળી થઇ, આનંદ અતિ પામી. ઘેલી. ૪

પદ. ૧૮

જાય છે જુવાની તારી જાય છે જુવાની
હરીના ભજન વિના જાય છે જુવાની. ટેક.
કાયા તારી કંચન જેસી મોતી જેસા પાની;
મુવા કેડે બાળી મુકશે ઉડી જાશે વાની. જાય છે.
જાતી રેહેશે જુવાની ને પછી થાશે હાની;
છાના માના જમ આવશે લેઈ જાશે તાણી. જાય છે.
માયા તમે મૂકી દોને થાઓને ગનાની;
નરસૈયાનો સ્વામી સાચો દુનિયા દીવાની. જાય છે.

પદ ૧૯ રાગ પ્રભાત.

અખીલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરી, જુજવે રૂપે અનંત ભાસે;
દેવમાં દેવ તું તેજમાં તત્ત્વતું, શુન્યમાં શબ્દ થઇ વેદ વાસે.
પવન તું પાણી તું ભુમી તું ભુધરા, વૃક્ષ થઇ ફુલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી એક તું શ્રી હરી, જીવ તે શીવ છે એજઆશે.
વેદ તો એમ વદે શ્રુતિ સહુ સાખદે, કનક કુંડળવિષે ન ભેદ કે'શે,
ઘાટ ઘડાયા પછી નામ રૂપ જુજવાં, અંતે તે એમનું એમ રહેશે.

વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષતું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈયો શું માયામાં મોહી રહ્યો, પ્રીત કર પ્રેમથી તો
પ્રગટ થાશે. અખીલ.

પદ ૨૭ રાગ પ્રભાત.

ધ્યાન ધર હરી તણું અલ્પમતિ આળસુ,
જે થકી જન્મનાં દુઃખ નાસે;
અવર ધંધો કરે અરથ કાંઇ નવ સરે,
જમના હાથનો માર ખાશે. ધ્યાન.
સકળ કલ્યાણ શ્રી કૃષ્ણના ચરણમાં,
શરણ આવે સુખે પાર જાશે.
અવર વેપાર તું મેલ મિથ્યા કરી,
રામનું નામ તું રાખ પાસે. ધ્યાન.
પટક માયા પરી અટક ચરણે હરી,
વટકમાં વાત સુણતાંજ સાચી;
આશનું ભવન આકાશ સુધી રચ્યું,
જાણજે મૂળથી ભીંત કાચી. ધ્યાન.
એળે જોબન ગયું અંગ પીંજર થયું,
તોય નથી આવતું શ્રી કૃષ્ણ કેહેવું;
ચેતરે ચેત દીન ચાર છે લાભના.
નામથી ઇંદ્રનું રાજ લેવું. ધ્યાન.
ઉત્તમ ગુણ હરી તણા જે જનો અનુસરે,
તે તણા સુજશ તો જગત બોલે;
નરસૈયા રંકની પ્રીતિ પ્રભુશું ઘણી,
અવર વેપાર નહી ભજન તોલે. ધ્યાન.

## શીવજી.

પદ ૧ ધોળ.

પાતળીયા પ્રીતે જમજો રે, પ્રીતમ પ્યારા. પાતળીયા.
દેવકીના જાયા પાક પીરસ્યા છે પનવારે,
માંહે શાક મેલ્યાં એક હારે રે. પ્રીતમ પ્યારા.
દેવકીના જાયા ઘેબર પેંડા બરફીને બાસુંદી;

માંહે મેલ્યા મોદક બુંદી રે. પ્રીતમ પ્યારા.
દેવકીના જાયા વઠાં વઠી વાલ ને વટાણા,
આપ્યાં આદુનાં અથાણાં રે. પ્રીતમ પ્યારા.
દેવકીના જાયા ભરી રાખી જમુનાં જળ ઝારી;
ઉપર ચાવો પાન સોપારી રે. પ્રીતમ પ્યારા.
દેવકીના જાયા શીવજી માથે કેશવ કીપા કીજે;
દાસ જાણીને દરશન દીજે રે. પ્રીતમ પ્યારા.

પદ ૨ રાગ રામગ્રી.

રામ રટીલેને પ્રાણીયા, અંતે કામ છે એનું;
ભવસાગરમાં ભટકતાં, આરૂં આવ્યું ન તેનું. રામ. ૧
વચન વોર્યો નહી વેદનાં, મન માયામાં મોહ્યું;
અંધ હૈયાના હે હઠી, ખરી ખાંતેથી ખોયું. રામ. ૨
પુત્ર પશુ પરિવારને, મુરખ માને છે મારૂં;
આ પીંડ છે પણ પારકું, તેમાં તૃણ નથી તારૂં. રામ. ૩
ચેતી લે ચિત્તમાં રે ચોરટા, વેરી વળગ્યું છે વાંસે;
કાળ મંજાર ફરતો ફરે, ચુવાની પેરે થાશે. રામ. ૪
કથા કહે કોઇ કૃષ્ણની, શ્રવણે ધરે નહી કાને;
નારી નાંખે જો નરકમાં, તેને ગુરૂ કરી માને. રામ. ૫
શ્વાન સમજ્યો નહી સાનમાં, પય તેં પાડાનું પીધું;
કહે શીવજી મોંઘો મનખો, ગુંજાને માટે દીધું. રામ. ૬

## વેહેરો.

રાગ પરજીઓ.

અનેક ઠેકાણે આથડયો રે લખચોરાશીવાર;
ત્યારે પામ્યો દુર્લભ દેહડી, મનખા અવતાર.
કહેરે જન્મીને તેં શું કર્યું. ૧
ઉદરમાં ઉંધો રહ્યો રે, દોહીલા દશ માસ;
સંકટમાં હરી સાંભર્યા, સાંભર્યા અવિનાશ. કહેરે. ૨
હદ થઇ છે હરી આ સમે રે, મારા કરનો છે કોલ;
નહીરે વીસારૂં મારા નાથને, એવો દીધો છે બોલ. કહેરે. ૩
ઉદરથી અળગો થયો રે, વીસરી ગઇ વાત;
હુવા હુવા કરીને રૂવે, વાહાલી પોતાની માત કહેરે. ૪

લાડ લડાવે નેહમાંરે, પ્રેમે પય પાય;
રૂએ પડે ને રૂએ આખડે, આરે મોટેરો થાય. કહેરે. ૫
ભાવે કરીને ભણાવીયોરે, વરસ વીત્યાં છે બાર;
પંદરમે પરણાવીયો, પછી માંડયો સંસાર. કહેરે. ૬
વીશે તે વિષયોમાં ભળ્યોરે, પછે થયાં પચીશ;
સાધન કાંઇ સુઝે નહી, વિસાર્યો જુગદીશ. કહેરે. ૭
ત્રીસ થયાં તેણુ સમેરે, બાળક બે ચાર;
પાંત્રીસમે પરણાવવાં, એવો મનમાં વિચાર. કહેરે. ૮
ચાળીસે ચિંતા ઘણીરે, મૂઢ ધરને મંન;
અરધો જન્મારો એળે ગયો, નવ સાંપડયું ધન. કહેરે. ૯
તાળી લાગી છે તારનીરે, તારૂં જાયછે જોબન;
એ એંધાણી જાણજે, થયાં ધુંધળ લોચન. કહેરે. ૧૦
પીસ્તાળીસે પળી ગયોરે, પછે થયાં પચાસ;
ત્યાંથી પડીઓ વનમાં, કશી ઉગાર્યાની આશ. કહેરે. ૧૧
સાઠે તે શુદ્ધ નહી શરીરનીરે, કાંઇ ઓછેરી થાય;
ચોથી અવસ્થામાં ભળ્યો, દીસે કદરૂપી કાય. કહેરે. ૧૨
નાસા ગળે ને લવરી કરેરે, કહ્યું માને નહી કોય;
થરથર ધ્રુજે દેહડી, ઉંધું ઘાલીને રોય. કહેરે. ૧૩
સડસઠ અડસઠ એમ વહી ગયાંરે, આવ્યાં અગનોતેર;
સીતેરે કાંઇ સૂઝે નહી, બગ બેઠારે ડેર. કહેરે. ૧૪
પંચોતેરે પ્રીછે નહીરે, પ્રભુ ભજયાની પેર;
જેવો આવ્યો તેવો ગયો, માટી દરની દર. કહેરે. ૧૫
એંસી સુધી નવ ઓળખ્યાને, એવું માયાનું જોર;
આવરદા આવી રહ્યો, થયો દેવનો ચોર. કહેરે. ૧૬
રવિ સુતના દૂત આવીયારે, દીધો મોંકમ માર;
જે જેમ તે તેમ રહી ગયું,પોહોચ્યા જમને દ્વાર. કહેરે. ૧૭
આ રે ચેતવણી સર્વનેરે, જે કોઇ નર ને નાર;
દાસ વેહેરો કરે વીનતિ, ભજો વિશ્વાધાર. કહેરે. ૧૮

મુકુંદ.

ઘનશ્યામ ગીરધરરે, નિર્ધનનું નાણું;

અભેધન સાચુંરે, બીજું નજરે ન આણું. ટેક.
આદર ને વાદર વણજ ને વસ્તુ, ગોવિંદ ગુણનું જ્ઞાન;
ગુપ્ત ગાંઠડી કોનીરે દાખવું, રાખું મારા પ્રાણ સમાન;
જપું જપમાળારે, રાત દિવસ વહાણું. ધનશ્યામ. ૧
ખરચ્યું ના ખુટે એને ચોર ન લુંટે, નાવે ખજાને ખોટ;
જ્ઞાન ગુજરીમાં અથ અમારો, ભરીલેને પ્રેમની પોઠ;
વિવેક વસાણુંરે, બુદ્ધિમાં પરખાણું. ધનશ્યામ. ૨
લગન હોય તો લખી લખી લઇએ, શુદ્ધ બુદ્ધ લેખણ સહી;
ચિત્ત ચોપડો જોને ચકાશી, સમજણની રૂશનાઇ;
પ્રેમી પુરૂષનેરે નિત્યે ગાઢે કરી ગાવું ગાણું. ધનશ્યામ. ૩
સંત સલક્ષણ હોય સમદૃષ્ટિ, જેને હાથે છેરે હિસાબ;
આવાગમનનો મટયો ઉધારો, થયો લક્ષ વસાએ લાભ;
મુકુંદ મનુષ્યા દેહરે, આ અવસર ટાણું. ધનશ્યામ. ૪

## હરિદાસ.

પદ રાગ ધોળ. ૧

હેતે હરીને ભજીલ્યોને પ્રાણી, આવો તે અવસર રૂડોરે જાણી;
મટીરે જશે માયાની ધાણી, તો જોને વિચારી પ્રાણીયારે. ૧
માયાનું સુખ ઠાલુંરે થોથું, અંતસમે ખવરાવશે ગોથું;
સદ્ગુરૂ સંતનું ઝાલજો ઓથું, તો અંતસમે ઉગારશેરે. ૨
ઉગરવાનો એછેરે આરો, સફળ ફેરો થશેરે તારો;
અવસર આવ્યોછે અતિ સારો, તો નામ નિરંતર સેવીયેરે.૩
નામે અનંત કોટી લીધા ઉતારી, પતીત પાવનછો ગીરધારી;
અજામેળ ગજ ગુણકા તારી, તો તારણ તરણછો શ્રીહરીરે. ૪
શું બેઠાછો નામ વીસારી, અંતસમે ગતિ શી થશે તારી;
હરીદાસ લેજો હદયમાં ધારી, તો વીશે વિકારને પરહરીરે. ૫

## સંતદાસ.

રાગ ધોળ. ૧

જાન્હવી તીરે કુપ ખણાવે, આપે ભુલીને ઓરનકુ ભુલાવે;
જીવપણે ઘણું જોર જણાવે, તો કરમ ભણાવે કારસુંરે ૧
તેણે થયો જઠરા અધિકારી, રાજ તે બીજની જુક્તિ વિસારી;

કેસરી ઘાસનો થયો આહારી, તો હીંડે અજાની હારમાંરે. ૨
જીવ થયો એ કર્મ સંજોગે, ભુલી ગયો એ માયાને ભોગે,
આવીને ડસીયો દારૂણ રોગે, તો જરની લેહેરો ફરી વળીરે. ૩
બ્રહ્મવેત્તા વૈદ મળે ગુરૂદાતા, ત્યારે થાય સર્વે સુખશાતા:
આ ભવમાંથી રાખે ભ્રમાતા, તો જીવપણું સૌ જાય ટળીરે. ૪
સત્ય મળે તો ટળે અવતાર, દેહતણા સૌ જાય વિકાર;
સમજીને ભજશોતો પામશો પાર. વણસમજ્યા જાશો વહીરે. ૫
સંત મળે તો મૂળ સંભાળે, જ્ઞાન કસોટીમાં આપુરે ગાળે;
ભક્તિ કરે પ્રેમ પરવટ વાળે, તો ટળે અંતરની આપદારે. ૬
મુનશા દેહ ધરીને શું ખાટયો, શું મુખ લેઇને બોલેછેરે ફાટયો;
દેવના ચોર તું રેહેનેરે દાટયો,તો દુર્મતિ ડહાપણ ડાહોળતોરે. ૭
માન શીખામણ હે મન પાજી,સાચવિના રામ નહીથાય રાજી;
જૂઠે પેંજારાં પડશે ઝાઝી, તો વાગી છે નથી જાણતોરે. ૮
સત્ પદમાં વિચારીને જોતાં, ઉડીગયાં અજા કૃતનાં થોથાં;
કૃષ્ણજી ધ્યાનમાં ચિત્ત પરોતાં, તો બોલે તે બીજો નહીરે. ૯

ધોળ ૨.

ચેત ચેત ભાઇ ચુંપ કરીને, હેતે પ્રીતે તું ભજને હરીને:
મનુશાદેહ તું પામ્યો મરીને, તો તરીને ટોચે આવીયોરે. ૧
પાકાંરે પાન ચોંટે નહી ડાળે, મુનશાદેહ મળે નહી કો કાળે;
શીદને બાધે છે બુડતાં સેવાળે, તો વલખતાં વાજે ઘણુંરે. ૨
સંસારનું સુખ જોયારે માત્ર, જીવું તે મીસરી કેરૂં પાત્ર;
નહી આવે વાવરવાને સાત્ર, તો ગાત્ર તેનું ગળી જશેરે. ૩
લવણ પુરૂષ જેવો જળનોરે બાંધો, પાછો નહીરે ફરે પરમોઘો
સો વરસે જડશે નહી શોધ્યો, તો જોદ્ધા જે જળમાં ગળયોરે. ૪
સંતદાસ ભજન કરો પ્રીતે, ભુખ નહી લાગે એ અમૃત પીધે;
મોરચો મૂકતાં રખે મામલો જીતે,તો વીતે દિવસ દોહલારે. ૫

## ઝીલો.

જાવું છે મરીરે વાલમ જાવું છે મરી, લેહે લગાડી રામને ભજો;
માંડ કરીને મનખો પામ્યો ચોરાશી ફરી,
એવડું તને કષ્ટ પડયું ગયો વિસરી. ગયો વીસરી વાલમ.

ગયો વિસરી, લેહે લગાડી રામને ભજો. ૧
બહુ ફુલાવ્યો ફુલ નહી બંદા ગર્વમાં ભરી;
જમડા આગળ જોર નહી ચાલે, ભાગશે નળી, ભાગશે૦
મેડી રે મંદીર માળીયાં તારાં જાશે રે પડી;
કાયા તારી કુડ બંધાણી ધુળની ધડી; ધુળની ધડીરે૦
સાધુની સંગત ગુરૂની સેવા, વાતો છે ખરી;
દાસ ઝીલો કહે પ્રભુને ભજો, ધ્યાનમાં ધરી.
ધ્યાનમાં ધરીરે વાલમ ધ્યાનમાં ધરી;
લેહે લગાડી રામને ભજો. જાવું છે મરીરે વાલમ૦

## કલ્યાણ.

હરી ભજવાનું ચોઘડીયું, તને ફરી ફરી નહી મળશેરે;
ચોંપ કરીને ચેતી લેજે, જન્મ મરણ દુઃખ ટળશેરે. ટેક.
મનુષ્ય જન્મ તો એળે જાશે, પશુ પક્ષી અવતરશોરે;
વરણાગીમાં વાટ ઉઠશે, બહુ ખાડા રડવડશોરે. હરી.
હરી નામ તું હારી બેઠો, વિષયાએ વીંટાણોરે;
ધોળે દહાડે ધજા બાંધી, ચોટામાં લુટાણોરે. હરી.
જોબન જાશે જરા આવશે, નેણુ નાસીકા ગળશેરે;
સગાં સાગવાં સુખનાં બેલી, અંતે કોઈ નહી મળશેરે. હરી.
આ અવસર છે હરી ભજવાનો, પવન થઈએ પ્રાણીરે;
કલ્યાણ કહે તે કોઇ નવ માને, પથ્થર ઉપર પાણીરે. હરી.

## મૂળદાસ.

### પદ, રાગ પ્રભાતી.

વૈરાગ્યના પદને વીધન આડાં ઘણાં, કઠણ બંધકામના કોઇક છુટે;
કનક ને કામની ચોકી આડીશામની, રામની રમતને એજ લુંટે.
અતૃપ્તિને વળગીયો ભક્તિ ભૂલી ગયો, નારીએનેણુને બાણે માર્યો;
જોગ લીધા પછી ભોગ ઇચ્છા કરે, હાથ આવી બાજી એમ હાર્યો.
કામનું મૂળ તે જાણવી કલ્પના, કર્મે ભ્રમની ગાંઠ બાંધે;
શીળ સંતોષના ચાબા લીધા વિના, જન્મ મરણના રોગ વાધે.
મૂળ વૈરાગ્યમાં મન જેનું ગળ્યું, વળતી એ વાસના નવ ડોલે;
મૂળદાસ કહે સંત સમજ્યા ખરા, વેદ વાચકમાં એમ બોલે.

અખૈ.

ભ્રમે ભૂલ્યા તેને શું કહીએ, વરતી નહી વેળા;
ડુલ્યારે ચારે ખાણુમાં, પછી ક્યાં થાશો ભેળા. ભરમે. ટેક.
ભણી ગણી ઉગી આથમ્યા, ફૂલ ફળરે નાવ્યાં;
પરહરી પરલે ગયાં, નીર ખારાંરે પાયાં ભરમે.
જાતર પાતર જોઇ વળ્યા, જ્યાં જોઈએ ત્યાં ડગતા;
શીળ સંતોષી જો મળેલા, હારે રહેજયોરે લગતા. ભરમે.
ગુરૂના શબ્દ રૂદીએ ધરી, ડેરા દરીયામાં દીધા:
મુવાની શરતે માંહી પડયાં, માલ મરજીવે લીધા. ભરમે.
ઝુંઝ ઘણું પણ કયાં ઝુઝીએ, સામા ન મળ્યા કોઇ શૂરા;
ભૂતનાથ ચરણે અખૈ ભણે, કોઇ નર સાહેબના પૂરા. ભર.

પદ ૨ જું.

જ્યાંરે જોઇએ ત્યાં જીવતા, મુવા ન મળે કોઈ;
મુવાકું મુવા મળે, તબ અમર હોઈ. જયાંરે. ટેક
નાડ જોઇ નરતે કરી, સરતે જોયાં દુઃખ;
વળતી તે રહ્યા વેગળા, ખાણ ચારેની ભૂખ જ્યાંરે.
મડુરે પડયું મેદાનમાં, કળ્યું કોઇનું ન જાય;
જેમ જરા ને કાળ છે, એતો ત્રણેને ખાય. જ્યાંરે.
જીવતાને જંજાળ છે, મુવાને કોણ મારે;
જો દેહ માર્યો આ જીવતાં, તે નર તારું ભાળે. જ્યાંરે.
મોહોર ભાગીને રસ થયો, ગળીને થયો ગોળો;
ભૂતનાથ ચરણે અખૈ ભણે,શુન્યમાં સમાણોરે ડોલો. જ્યાંરે.

પદ ૩ રાગ પરજીયો.

એક દીન એસો પ્રાણી આવશે, મારા હૈડામાં સાલેજી;
મીત્ર મળ્યા બહુ પ્રકારના, જોર કેનું ન ચાલેજી. ૧
આસમાનેથી ફોજું આવશે, ઘેર્યા દશ દરવાજાજી;
નગરી હતી તે લૂંટાઇ ગઇ, બાંધી પડીયો રાજાજી. એક
ઊંચાંરે મંદીર ઊંચાં માળીયાં, માથે સોઠ તાણી સૂતોજી;
કાઢોરે કાઢો એને સૌ કહે, જાણે જન્મ્યોજ ન્હોતોજી. એક.
સોળ વરસ કેરી સુંદરી, ઉભી ડગમગ જુવેજી;
આંસુએ ભીંજાણો એનો કંચુવો, ઉભી ધ્રુસકે રૂવેજી. એક.

સોનારે રૂપા કેરા શાવટા, વિધ્ન વિધ્નના વાઘાજી;
જુના હતા તે અળગા મેલીયા, નવા પેહેરવા લાગ્યાજી. એ.
કેનાં છોરૂ કેનાં વાછરૂ, કેનાં માય ને બાપજી;
અંતકાળે જીવ જાશે એકલો, સાથે પુન્ય ને પાપજી. એક.
નહી તરવાને તુંબડું, નથી ઉગર્યાનો આરોજી;
ભુતનાથ ચરણે અખે ભણે, પ્રભુ પાર ઉતારોજી. એક.

## જીવણદાસ.

### પદ ૧ રાગ પ્રભાતી.

સબુદ્ધિ મન હોયરે, તેને કોઇનો ડર નહીરે;
કામી ક્રોધી ખાય ઘણો માર,દ ભેને પાખંડરે હરીરાજી નહીરે.
સાચે ઘણું રાચે રામ મોરાર. સબુદ્ધિ.
કપટ કુડ તજીનેરે આવો તો આવજોરે,
લંપટ હોય તે રહેજો દૂર; મારા સદ્ગુરૂને ઘેરરે એવી રીત
નથીરે, મારે કહું વાચે કચેરોસુર સબુધી.
ભેદને પરપંચરે અંગથી પરાં કરોરે,
જો ઇચ્છો ચરણ કમળની આશ; ધારણા રાખોરે ધરણીધર
તણીરે; સદ્ગુરૂ ઉપર રાખો વિશ્વાસ. સબુધી.
પ્રકૃતિ પંડ તણીરે અમે પરહરીરે, ઇંદ્રિ એકાદશ કીધો
પરીહાર; કલંકને ગયોરે હવે નિષ્કલંક થયોરે;
એવી ભક્તિ સાધો કહે જીવણદાસ. સબુદ્ધિ.

### પદ ૨ રાગ ચાલતો.

કાચી કાયાનોરે શો કરો ગારવોરે. ટેક.
કોણ જાણે ક્યાં જઇ પડશે કાય,દૃષ્ટિમાં આવેરે તેતો ભાઇઓ
સ્થિર નહીરે, મારે કહું ભજો ત્રીભુવનરાય. કાચી.
કાયા ને માયારે એતો ભાઇ કારમીરે;
તેને જાતાં ક્ષણું નવ લાગે વાર, ધનને જોબનરે રાખ્યું
કોઇનું નવ રહેરે, કારણ આખર જાયે નિરધાર. કાચી.
ઘાટમાં આવેરે તેતો પરલે થશેરે, અઘાટ રહેશે તેજ અ
ખંડ; આ તન માંહેરે પરમાત્મા ઓળખોરે,
જેણે આ રચીયો પીંડ બ્રહ્માંડ. કાચી કાયાનોરે.

સહુસ્ર અઠયાશીરે ઋષેશ્વર થઇ ગયારે,
થઇ ગયા કંઇક જુગ અવતાર, પવનને પાણીરે ચંદ્ર સૂરજ
જશેરે; રેહેશે એક અલખ આપ કીરતાર. કાચી.
ચૌદ ભોવનરે કાલે ભાઇઓ ભાગશેરે,
એક આપ પ્રેમ જયોત સમાથ; દાસ જીવણ કહેરે આત્મા
ઓળખોરે, હવે બાવા ફેર જનમ કોણ આવ કાચી.

## માધવદાસ.

### પદ રાગ ગોડી.

કોઉ મેરે કામ ન આયો, હરી બિના કોઉ મેરે કામ ન આયો.
ચિત્ર વિચિત્ર અતિ ધન સુંદર, રૂચી રૂચી ભોવન બનાયો;
કાલઇ ક્રોધ આઇપોહોચ્યો,તો ક્ષણએક રેહેણે ન પાયો.હરી.
ઘરકી ઘરૂણી કહે મેં સંગ ચલુંગી,લુંટી લુંટી ધન ખાયો;
અંતઇ કાલ છૂપી ઘર ભીંતર, તો ડગઉ ન કોણે પોહોચાયો.
સો સુકૃત કરી પુત્ર એક જાયો, બોહોતઇ લાડ લડાયો;
છોડ લીયો કેડકો ધાગો, તો અગ્નિ લઇ વદન જલાયો. હરી.
અધમ ઉધારણ ગુણકા તારન, સો હરીકું વિસરાયો;
ન લીયો નામ રહ્યોમન ધોખો,તો માધવ મન પિસ્તાયો. હરી.

## કૃષ્ણજી.

### પદ ૧ રાગ ધોળ.

હરી ભજરે તું પામર પ્રાણી, માન શીખામણ મારીજી;
ઘરધંધાની વાહારે વળગ્યો, શી ગત થાશે તારીજી. હરી.
ગુરૂ ગોવિંદનો રંગ નવ લાગ્યો, માયા મદને મોહ્યોજી;
ધિક ધિકરે પ્રાણી જીવત તારૂં,એળે અવતાર ખોયોજી. હરી.
અમુલખ અવસર કોડી બદલે, જાવા દીધો નાલેજી;
હરી હીરો ચિંતામણી મોટો તાણી ન બાંધ્યો ગાંઠેજી. હરી.
માનવીઓનો અવતાર પામી, કહે શું સાધન કીધુંજી;
લખ ચોરાશી ફેરાનું દુઃખ, મરવા માથે લીધુંજી. હરી.
કુળ કુટુંબને મારગ ચાલ્યો, લોકડીયાંની લાજેજી;
જોબનીયાને લટકે ચઢીયો, વરણાગીને કાજેજી. હરી.
સુપન સરીખા સુખડા માટે, આખી ઉમર ખોઇજી;

દીન લાખેણા હરી ભજ્યા વિના, કામ ન આવ્યા કાંઇજી.
સંસાર સુખના સ્વારથમાં, વણુસાડયું કારજ તારૂંજી;
ધુમાડાના બાચકા ભરીયા, ઉલેચ્યું અંધારૂંજી. હરી.
સમજુને શીખામણ લાગે, મુરખને મન હાંસીજી;
કૃષ્ણજી કેવળ રામ ભજ્યા વિના, ન ટળે જમની ફાંસીજી.

પદ ૨ રાગ ચાલતો.

અવતરીને એળે દીન ખોયા, હરી ન કીધા વહાલાજી;
મુનશા જન્મમાં વાટ ઉઠાડી, ફેરા ફરીયો ઠાલાજી.
બાળપણું રમતમાં ખોયું, તરવા વેળા તરૂણીજી;
વૃદ્ધપણામાં વ્યાધીએ ઘેર્યો, થઇ ગઇ અધમ કરણીજી.
પશુની પેરે પેટજ ભરતો, હરી ન જાણ્યા જંતેજી;
જે કીધાંતાં સુકૃત દુકૃત, આવીને લાગ્યાં અંતેજી.
દારૂણ દુખડે આવીને ડસીયો, મરવા આંખો તરડાજી;
જમરા ભમરા મુદ્‌ગર મારે, દાઢયો દાંતજ કરડીજી.
અવધે આવી કંઠે ઘેર્યો, દેહનાં બંધન ગયાં છુટીજી;
ઓસડ એકે અંગ ન લાગે, આયુષ્ય દોરી ખુટીજી.
અંતની વેળા સ્વદેહ મુકીને, જીવ એકલડો આઢયોજી;
આભડછેટના લગડા માટે, શબ ઘરમાંથી કાઢોજી.
હૈયાં કુટે અંગ પછાડે, રૂવે સ્વજનનાં ટોળાંજી;
આંખો આગળ અણુછતા થઇને, થઇ રહ્યા કાગારોળાજી.
કુટુંબ મળીયું આપ સ્વારથી, કોઇ ન આવે સાથેજી;
વળગ્યાં આવે સુકૃત દુકૃત, જે કીધાં હોય હાથેજી.
દેહ બાળીને પ્રલ્લે કીધો, ભસ્મ થઇને ઉડીજી;
ચાર દિવસ તો ચરચા ચાલી, વાત ભલી કે ભુંડીજી.
આપ આપણે સૌ ધંધે વળગ્યું, બે ચાર દહાડા રોઇજી;
મુઆ પછી મનથી ઉતારી, સંભારે નહી કોઇજી.
સમજવા શીખામણ આપી, સમજો પંખી પ્રાણીજી;
કૃષ્ણજી અવસરે કરો ઉતાવળ, જેમ તેમ હરી લો જાણીજી.

## નીરાંત.

### પદ ૧ લું.

જાણજે નથીરે કાંઇ તારૂં,ઓ જીવ તું જાણજે નથી કાંઇ તારૂં.
મિથ્યા વસ્તુને શું મોહી રહ્યોછું,મુખે વદેછે મારૂં મારૂં. ઓ.
ધનમાલ કુળ કુટુંબ કબીલો, અંતે રહેશે સર્વ ન્યારૂં. ઓ૦
અંતની તે ફોજ તારી ઉપર આવશે, લુંટાશે લાજનું બારૂ;
કિલ્લોકાચોને તારૂં કાંઇનવ ચાલે,તેણુ થું નહી જમનું બારૂ.ઓ૦
સુધા તે રસને સાસરો તજીને, અલ્યા ખાતે પીએછે નીર ખારૂં.
ભણે નિરાંત તારી શી ગતિ થાશે,વળતી તે વાતમાં વિચાર્યું.ઓ૦

### પદ. ૨ જું.

કર્મ કરી શું કમાયો, વિચારી
જોને કર્મ કરી શું કમાયો. ટેક.
પર્વે જોતા તો ત્યારે કર્મ કાંઇ ન્હોતું,
ને ક્યાંથી તે કર્મ લઇ આવ્યો;
પાછો વળીને અલ્યા કેમ નથી પરખતો,
પરખવિના પૂગે પીડાયો. વિચારી૦
નાહી ધોઇને અલ્યા નિત્ય આદી રેહેતો,
જેમ પંથી જે પંથે પળાયો;
જાગીને જોને અલ્યા પોત તારૂં પ્રીછને,
કોણુ યોનીનો જાયો. વિચારી૦
શુભ અશુભ કર્મ જાણજે તું જાળ છે,
જીવતો જાળમાં ગુંચાયો;
જગત જાળમાંથી નીકળી શકે નહી,
બ્રહ્માથી હોય સવાયો. વિચારી૦
પાછો વળું તો અલ્યા તરત પાર પામું,
છુટું તે કર્મનો બંધાયો;
નિરાંત સદ્‌ગુરૂ નામ સંભારતાં,
ગુરવો ભયો ને ઘર પાયો. વિચારી૦

### પદ ૩ જું.

નુગરાને નવ જડે આરો,

ઉતરવાનો નુગરાને નવ જડે આરો.
આરે ભવસાગર જળનો ભરેલો,
કામ ક્રોધનો છે ગારો;
કોટી કલ્પ લગી કોઇ તરે નહી.
એવો છે ભવનો ભુલારો. ઉતરવાનો૦
કીટ પતંગને બ્રહ્મ લગી ભાળજો,
ભાળો નહી ભવનો તારો;
ઝાઝું કહીએ શું જૂઠું ન માનશો,
એવો છે પાપનો પસારો. ઉતરવાનો૦
સાકુટના દરશનથી દોષ ઘણો બેસે,
ઓળખવો આતમહત્યારો;
હરીથી વિમુખ તેનો હાથ કોણ ઝાલે,
સાકુટનો સંગ નિવારો. ઉતરવાનો૦
આ રે સંસારમાં ગુરૂવિના કોણ છે,
સર્વેથી શ્રેષ્ઠ ગુરૂ ધારો;
દેહના ગુરૂ અલ્યા સર્વેના જાણ જો,
મનનો ગુરૂ છે કાંઇ ન્યારો. ઉતરવાનો૦
મનના ગુરૂવિના ભૂલ નથી ભાગતી,
ભૂલે ભમે છે જગ સારો;
નિરાંત સદ્‌ગુરૂ મનના મળે તો,
પળમાં કરેછે ભવ પારો. ઉતરવાનો.

પદ ૪ થું.

સુગરાનુંસુખશું વખાણુંઆનંદેઅતિ સુગરાનું સુખશું વખાણું.
વૃત્તિના વેગ જેના વેગળા થયા છે, ઠરવાનું મળ્યું છે ઠેકાણું;
આઠે પોહોર નેહ નામની સંગાથે, આવરણ ઉરમાં ન આણું.
આ તન તેનું ને તેને તો તન નહી, મનથી મુકાયેલ જાણું;
વૈદેહીપણું દેહ દીસવા માત્ર,એવા પુરૂષને ઉરમાં આણું. આ.
જીવન્મુક્ત તેને કહેવાય છે, એવા પુરૂષ પ્રમાણું;
વાણીએ જુવોતો વિકાર નહી જેમાં,
અજ્ઞાન આવરણ ઉડી ગયાં છે, વાગ્યું અખંડીત વાહાણું;

રહે સંસારમાં ને ભિન્ન સંસારથી, એ સમજ્યામાં સાર સમાણું.
મરજીવાનો દેશ છે એવો, નામ સમાન નહી નાણું;
નિરાંત સદ્ગુરૂ કામધેનુ કહીએ, દાસને જોયે તે દુઝાણું, આ.

પદ ૫ મું.

પંથનો પાર નહી આવે, ભજન વિના પંથનો પાર નહી આવે,
લખ ચોરાશીનો પંથ છે પૂરો, ચાર ખૂણ ફરતો ફેરાવે;
જન્મ મરણ જીવ જાળમાં ગુંચાયો, એને ગુરૂવિના કોણ છોડાવે.ભ.
અલ્પ આવરદાને કાળ આધીન થયો, દુઃખના દેહ ધરાવે;
કીટ પતંગને શ્વાન બિલાડાં ખર, એવા અગણિત કોણ ગણાવે.
ધરતીને આભ વચ્ચે તેને મળે નહી, બાપડાને કોણ બોલાવે;
દુઃખનો અંત કોઇ આણી શકે નહી, એને મૃત્યુથી કોણ મુકાવે.
મુનશા દેહીનો મહિમા છે મોટો, સર્વથી ઊંચો કહાવે;
મનુષ્ય થઇને હરી નામ ના જાણ્યું, અંધ જેમ મણી ગુમાવે.ભ.
હરીના ભજન વિના છેઃ હીણા, સાર પદ કોણ સરાવે;
નિરાંત સદ્ગુરૂ ન મળ્યા જેને, સાકુટને કોણ નભાવે. ભજન.

## દ્વારકાદાસ.

પદ ચેતવણી.

સીતાપતિ રામ હરી, ભજી લેને ભાવ કરી;
ભજીલે ભાવના સુધા, આળસ મેલને ઊંધા.
ચોંપેસું ચાલવું તારે, બેશી નથી રેહેવું મારે;
જવાની તું જાળવી લેને, આઠે પોહોર રંગમાં રેહેને
કમાઈ તું શીરે કમાયો, ગીરધારીલાલ ના ગાયો;
જન્મીને શો લાભ લીધો, ખોટનો વેપાર કીધો.
આઠ પોહોર મુઓ રળી, વેઠે કંકોડી દળી;
ઘડી એક રામ ન ગાયો, એળે અવતાર ગમાયો.
જોબનીયાનું છે લટકું, દહાડા ચારનું છે ચટકું;
ચતુરાઇ ચુલે પડી, કમાઇમાં ધુળ વળી.
કરમના હીણા પાપી, રળી શકયો કાંઇ ન આપી;
જનેતાને ભારે મારી, અવસર તું બેઠો હારી.
બેસવાને મેહેલને મેડી, વેપારની ચાલે પેઢી;

દહાડો એક સૌને દેવો, સંસારનો સ્વાદ એવો.
વરસમાં વાટ ઉઠી, જમડા તે લેશે લુંટી;
રાવણ તો લંકાપતિ, રાણી મંદોદરી સતી.
પવન તો ભરતા પાણી, નવ ગ્રહ બાંધ્યા તાણી;
છપન પર ભુંગળ ગાજે, નીશાન ને નોબત વાજે.
એવા નર નાંખ્યા ભાગી, જુઓ છત કેની છાજી;
અરે કહી કહીને થાક્યા, હૈડાના પથ્થર ના પાક્યા.
શીખામણ માનજો મારી, ભલાઇ તો થાશે તારી;
દ્વારકો દાસ કહે છે, પ્રભુ ભજે તેનો તોલ રેહે છે.

## ડુંગર.

### પદ ૧ રાગ પંચમ.

રામ રામ રટીએ રે સાચા સ્નેહસું રે,
કરીએ સદા સત્સંગત જગ સાર;
હરીવર વરીએરે હેલી હેતસું રે,
ધરીએ ધરીએ ધ્યાન ધણીનું એક ધાર. રામ રામ૦
સાગર મોટોરે છે સંસારનો રે,
તેનો પ્રાણી કદીએ ન આવે પાર;
માયાના મજુરરે જાણો સર્વે જંતુઓરે,
માથે સૌને માયા મોટો માર. રામ રામ૦
મિથ્યા છે બાજીરે જગતની જૂઠડીરે,
તેમાં વહ્યા દાનવ દેવ સુજાણ;
આશાને મનોરથરે લાગી લોભનીરે,
પાપી તારો પળમાં તે જાશે પ્રાણ; રામ રામ૦
કંઇ દીન વીત્યારે કામના તો નવ ટળીરે,
હવે થયો વૃદ્ધ અવસ્થા વેશ;
મારૂં ને મારૂં રે કરતાં મરી ગયોરે,
લાગ્યો નથી ગુરૂ જ્ઞાનનો લેશ. રામ રામ૦
ડુંગર દેખરે દીલમાં છે હરીરે,
ધરીને જો ધારણ મન એક ધાર;
પતીત ઉદ્ધારણરે નામ નારાયણનું રે,
પ્રેમે રટયા તે નર પુગ્યા પાર. રામ રામ૦

પદ ૨ જું.

સુતવીત દારા રે સ્વપ્ના સરીખડું રે
કાયા તારી કાચા રે કુંભ સમાન;
સગુને સંબંધી રે સૌ કહીએ કારમું રે,
સદા તારો વાસો છે સ્મશાન. સુત૦
માયામાં વહુધ્યો રે મોહી રહ્યો મૂરખો રે,
નારીતણા નેહમાં નાચ્યો નાચ;
શ્વાન સ્વરૂપી રે સાચી લાગી સુંદરી રે,
તેણે આપી ત્રિવિધ તાપની આંચ. સુત૦
જોબન જાણો રે રંગ પતંગનો રે,
જુવાની છે શીમળા કેરૂં ફુલ;
ચાર ને દહાડારે ચટકું આ ચામનું રે,
ધારી લેજો પછી થાશે ધુળ. સુત૦
ડુંગર દેખો રે દીન દયાળને રે,
પ્રેમે મારો પ્રભુજી છે પાસ;
રામ રંગ લાગ્યો રે ભાગ્યો ભય ભવતણો રે,
આવી સાચી અલખજીની આશ. સુત૦

## દેવીદાસ.

પદ ૩ જું. રાગ પ્રભાત-રામગ્રી.

વાલાજીએ મુને મોકલ્યો, જગ જોવાને કાજે;
હરી નામે તો હાંસી કરે, લોક મરે છે લાજે. વાલાજીએ.
કંઠી બાંધ્યાની કરે કુથલી, કરે સાધુની નિંદા;
વળગાડ વળગાડયો વિઠુલે, મંત્રી દોરડા બાંધ્યા. વાલાજી.
કોડે જાયે કાણ કુટવા, કથા કાને ન સુણે;
વિપ્ર દેખી વાળે ઘુંઘટો, તે ડાકણ થઇને ધૂણે. વાલા.
ડિમ ડિમ વાગે ડાખલાં, જાગરણ કરીને જાગે;
ભુવો પોતે ભૂખે મરે, ત્યાં લગી નવનિધિ માગે. વાલા.
પગ પછાડે મારે ચાબખા, હાથ કોઇએ ન ઝાલે;
જે મુખે જપીએ રામને, તે મુખ કાકડા ઘાલે. વાલા.
નવ તરેહનાં નૈવેદ્ય ધરે, તેમાં રતિ નવ ચાખે;

પાસે ઠાકોરની થાળે કરે, તેમાં ઢાંક નવ રાખે. વાલા.
એવું જાણીને દેવો કહે, હવે કેણી પેર કીજે;
અમૃત રસ ઢોળી કરી, વિખ શા માટે પીજે. વાલા.

પદ રાગ રામગ્રી.

ભેદુ મળે તો વાતો કીજીએ; બીજા મરમ શું જાણે;
અણસમજુને શું કહીએ, પક્ષ પોતાનો તાણે. ભેદુ.
ભેદુ મળે તો ભેદ કાંઇ નથી, એકરસ થઇને રહીએ;
આનંદ ઉપજે અતિઘણો, એ સુખ કોને જઇ કહીએ. ભેદુ.
હીરાનો પારખ હીરો લીયે, મુલ મોઘેરો ખરચી;
બીજા તેને શું જાણે, લિયે પોતામાં સરચી. ભેદુ.
મુક્તાફળનીરે ગાંઠડી, ઉઘાડી નવ રહીએ;
બદરીફળના ઘરાકને, એમ કેમજ દઇએ. ભેદુ.
વીખરસ વલ્લભ જેહને, તેને અમૃત કેમ દઇએ,
કહે દેવો એવું સમજીને, પ્રભુ શરણે જઈ રહીએ. ભેદુ.

પદ. રાગ ગરબી.

જે પદ તારૂંરે હો જાગી, અવસર આવ્યો જાય અભાગી. ૧
અવસર એળેરે હો ખોયો, નીજ પદ રૂપે વિચારી ન જોયો. ૨
મેલ કરમની રે હો કાણી, સૂતો શાને આળસ આણી. ૩
હાનુ ઘણી છેરે હો તારે, ભુલ્યો આવી મુક્તિ દ્વારે. ૪
મુક્ત થયાનું રે હો ટાણું, તેમાં તારૂ મન ભરમાણુ. ૫
મૂળ અવિદ્યા રે હો લીધી, આત્મ વિદ્યા અર્પણ કીધી. ૬
આ અવસર તુંરે હો ભૂલ્યો, લખ ચોરાશી દુઃખમાં ઝુલ્યો. ૭
લખ ચોરાશી રે હો ફરતો, યોનિ યોનિમાં અવતરતો. ૮
જે કુળ જન્મ્યો રે હો જઇને, સ્થીર કેનો તું ન રહ્યો થઇને. ૯
તારૂં ન થયું રે હો તેમાં, કલ્પિત તું દુઃખ માની લેમાં. ૧૦
દેહ સંબંધી રે હો દેહનો, તે તું જાણ નિશ્ચે નથી કેનો. ૧૧
સદ્ગુરૂ બંધન રે હો ટાળે, દેવીદાસ વસ્તુ વિવેક વિચારે. ૧૨

---

## માંડણ.

ભજન કરો રામકા ભાઈ, છાંડ સબ તનકી ચતુરાઈ;
ગરૂરી છાંડ દે ઘેલી, આખર કાકો નહી બેલી. ભજન.
કરે બંદગી સોઇ બંદા, જીતે જીંદગી સોઇ જંદા;
ફકીરી સોઇ રહત હે ફરતા, સાધુ સોઇ રહત હે રમતા. ભજન
હિંદુ સોઇ ધર્મકુ જાણે, ચલે હક સો મુસલમાને,
સબીકુ એક સહુ ચલના; આખર તો ખાખમેં મીલના ભજન
સમજકે રહોગે ન્યારા; સાહેબકા ખેલ અપારા;
માંડણુકી એહી ચતુરાઈ, સુનો હો યાર સુન ભાઈ. ભજન

## ખીમો.

### ગરબો બાર માસનો.

ગરબે સદ્‌ગુરૂને રમીએ, જુઠડે મારગ નવ જઇએ;
સંગત સાધુની કરીએ ગરબે૦ ટેક.
કારતકે કર્મ ગયાં નાશી, હું તો થઇ સદ્‌ગુરૂની દાસી;
હવે હું તો નહી ભરસું કાશી ગરબે૦ ૧
માગશરે મન મારૂં મળીયું, વિષયાભાર થકી ટળીયું,
જેમ લૂણ પાણીમાં ભળીયું ગરબે૦ ૨
પોશે પોષે છે સ્વામી, ઘટમાં અલખપુરૂષ પામી,
પ્રીતી મારી સાહેબસું જામી ગરબે. ૩
માહે માહા પદ પામી, મળ્યા મને પોતાના સ્વામી;
નીશદીન રહી છું શીશ નામી ગરબે. ૪
ફાગણ બ્રહ્મ રહ્યો ફુલી, હવે હું તો દેહદશા ભૂલી;
મનછા સુખ સાગર ખુલી ગરબે. ૫
ચૈતરે ચેતન થઇ જાગી, સુષુમણા સેજ ચઢી પાગી;
આત્મારામે રંગ લાગી ગરબે. ૬
વૈશાખે વિશ્વ તણો દાતા, એ પ્રભુ સૌ જુગનો કરતા;
લાગી મને અંતરગત સુરતા ગરબે. ૭
જેઠની જુગત નથી કાચી, પ્રભુજીની વાત જડી સાચી;
સ્નેહમાં મગ્ન થઇ નાચી ગરબે. ૮

અસાડે અખંડ ધુન લાગી, ચોદીશે અમૃત ઝડ લાગી,
સદ્‍ગુરૂ શબ્દે હું જાગી ગરબે. ૯
શ્રાવણે સુરત ચઢી ઉંચી, પામી હું તો બ્રહ્મતણી કુંચી,
દષ્ટિ મારી સદ્‍ગુરૂમાં ખુંચી ગરબે. ૧૦
ભરમ તો ભાદરવે ભાગ્યો, અનુભવ આતમતણો જાગ્યો,
દ્વૈતાદ્વૈત મતો ત્યાગી ગરબે. ૧૧
શરદની રૂજની અજવાળી, રમવા સંત સખી ચાલી;
સુરત નિરત દો શણગારી ગરબે. ૧૨
ગરબો વરસ તણો કીધો, ભેદ મેં તો સદ્‍ગુરૂથી લીધો,
ખીમે હરીરસ ત્યાં પીધો ગરબે. ૧૩

## પ્રેમદાસ.

બની આવે તો રામ નામ લઇએરે, નીકર મૌન રહીએ. ટેક.
આરે સંસાર સર્વે વહ્યા વહ્યા જાતાં;
હાંરે વેહેતાં સંગાથે નવ વહીએરે, નીકર મૌન રહીએ.
કુડીલાં કઠણ વચન કાંઈ કહે તો રે;
સેહેતાં આવ્યા તેમ સહીએ રે, નીકર મૌન રહીએ.
મહા પુરૂષને મેળે ચલીજે રે;
મહાપદનો મર્મ લઇએ રે, નીકર મૌન રહીએ.
કહે પ્રેમદાસ હ્યો વેદની વાંણીરે;
લખીને રાખજો હૈયે રે, નીકર મૌન રહીએ.

## ગોરખ.

સાધુરે સુખીરે રાજા ભરથરી, મહા દુઃખીયા સંસારા;
પર ઉપકારી હરી કોઈ સારવા, પરદુઃખ મેટણ હારા, સાધુ.
કુણુરે દુઃખસે રાજા નીસર્યા, અંન ધન ભરીયા ભંડારા;
માતારે મંગલ ધુમતા, લક્ષ્મી અનંત અપારા. સાધુરે.
ખાસારે મલમલ પેહેરતા, ચંદન કરતા ઝકોલા;
મનસારે ભોજન જમતા, મુખડે સોરંગ તંબોલા. સાધુરે.
ઊંચેરે મંદીર રાવ પોઢતા, હીરા જડીતજ પોલી;
રત્ન સિંહાસન બેસતા, ચો દીશ પવન ઝકોલી. સાધુરે.

રાણીરે છોડીરે રાજા પીંગલા, છોડયા ગરથ ભંડારા;
નગર ઉજ્જેણી છોડીયાં, વનખંડ કીયા હે નીવાસા, સાધુરે.
રાણીરે લાગે શુળી સારખી, ત્રાસ સહ્યા નવ જાઇ;
તાતેરે [illegible] લપટાવશે, તાસે રહો લવલાઇ. સાધુરે.
રાણીરે સંગે [illegible] સુષુમણા, કાયા લાખ કરોડી;
સદ્‌ગુરૂ શબ્દે જોડીયા. લાગી અલખસે દોરી. સાધુરે.
કરડીરે મંગલ ગોદડી, [illegible] ભગવારે ભેખા;
કુણરે જોગીએ ભરમાવીયા, કોણે દીયા ઉપદેશા. સાધુરે.
ફીર કરી રે ભરથરી આવીયા, કીયા ભીખારી વેસા;
નાથરે નિરંજન કારણે, ગોરખ દીયા ઉપદેસા. સાધુરે.

## રવિ સાહેબ.

### રાગ સારંગ.

મન વણજારારે અરથે તું આવીયો રે,
આવીને તેં શો કીધોરે વેપાર;
ભક્તિ તું ભૂલ્યો રે ભગવંતની રે,
તેથી તારો એળે ગયો અવતાર. મન વણજારારે.
આરે સંસારમાં આવી તેં સોદો કર્યો રે,
વણજીને ભર્યાં વિષયનાં વહાણ;
ખેવણ વારારે તેંતો લઇ ખોટા કર્યા રે,
તેથી નાવ કેમ પોહોચે નિરવાણ. મન વણજારારે.
રતન પદારથરે મનખો તું પામીયો રે,
પામ્યો કાંઇ સુંદર દેહ તું સાર;
ઇંદ્રાદિક જેવારે જેને ચાહે સદા રે,
તેતું પામ્યો આરે ઉત્તમ અવતાર. મન વણજારારે.
સાચા સતગુરૂનેરે તેં લઇ સેવ્યા નહી રે,
લીધી કાંઇ અસુરાં કેરી રે લાર;
માણેક મેલીનેરે પ્રાણી પથરે પડયો રે,
તે તું મુળગી મુડીરે હાર. મન વણજારારે.
કરવું કાંઇ હોયે તે પળમાં કરી લીયો રે,
નહી તો તમે આથડશો વારમવાર;

રવીજીના સ્વામીરે દાવ મત ભુલજો રે,
નહી કાં ખાશો જમડા કેરારે માર. મન વણજારારે.

## રણછોડ.

### પદ ૧ લું.

દીલમાં દીવો કરો રે દીવો કરો. ટેક
દયા દીવેલ પરાંયુ પ્રેમ લાવો અંકુ સુરતાની દીવેટ જરાવો;
તેમાં બ્રહ્મઅગ્નિ ચેતાવો રે, દીલમાં. ૧
એવો દીવો પ્રગટ થાશે, ત્યારે તનનાં તીમીર જાશે;
ત્યારે બ્રહ્મમાં તે ભેળાશે રે, દીલમાં. ૨
દાસ રણછોડ ઘર સંભાળ્યું, જડી કુંચી ને ઉઘડ્યું તાળું;
થયું બ્રહ્માંડમાં અજવાળું રે, દીલમાં. ૩

### પદ ૨ જું

જે દુઃખ થાય તે થાજોરે, રૂડા રામને ભજતાં;
પીંડ પડે તો પડવા દેજો, જીવ જાય તો જાજોરે. રૂડા૦
ઊંચો બાંધીને તળે અગ્નિ પ્રજાળે, માર મુશળના ખાજોરે.
લોક નીંદે તેને નીંદવા દેજો, રાજા દંડે તો દંડાજોરે. રૂડા.
સાત પાંચ સંત મળી રાંક રણછોડ,ગુણલા ગોવિંદના ગાજોરે.

## પ્રેમલદાસ.

હરી ભજતાં હજુ કોઇની લાજ, જતાં નથી જાણીરે;
જેની શ્રુતી સ્મૃતિ દે સાખ, વદે વેદ વાણીરે. ટેક.
વાહાલે ઊગાર્યો પ્રહલાદ, હીરણ્યાકશ્યપ માર્યોરે;
વીભીષણને આપ્યું રાજ રાવણ સંહાર્યોરે. હરી.
વાલે નરસે મેહેતાને હાર, હાથો હાથ આપ્યોરે;
ધ્રુવને આપ્યું અવીચળ રાજ, પોતાનો કરી સ્થાપ્યોરે.
વાલે મીરાં તે બાઇનું ઝેર, હળાહળ પીધુરે;
પાંચાળીનાં પુર્યાં ચીર, પાંડવ કામ કીધુંરે. હરી.
વાલે અમરીશની ઓળખાંણે, અવતાર દશ લીધારે;
વાલે ગજની કીધી સ્હાય, ગરૂડ પરહરીયોરે. હરી.
આવો હરી ભજવાનો લહાવો, ભજન કોઇ કરશેરે;
કર જોડી કહે પ્રેમલદાસ, ભક્તનાં દુઃખ હરશેરે. હરી.

## કલ્યાણ.

સગપણ સાચું શાનું ભાઇ, શું માયાને વળગ્યું રે;
ગરજા ગરજી સૌ મળ્યું છે, અંતે રહેશે અળગું રે. ટેક.
ધનને કાજે તન પીલીને ભૂમી ભેળું ભળવું રે;
ઘડી એક તો પ્યારી જાયછે, તારે તો છે મરવુ રે. સગપણ.
ઊંચા ઊંચા મેહેલ બનાવી, ફુલ્યા ફુલ્યા ફરવું રે;
એ મંદીરમાં કોણ માહાલશે, તારે તો છે મરવું રે. સગપણ.
બચકે બાંધ્યા વસ્ત્ર લાખા, ઘણું ઘરેણું કરવું રે;
પટોળાં તારાં કોણ પેહેરશે, તારે તો છે મરવુંરે. સગપણ.
ઘોડા હાથી માલ ખજાના, સુખપાલમાં ફરવુંરે;
એમાં જોને કોણ માહાલશે, તારે તો છે મરવુંરે. સગપણ.
ભજન કરી લે મન વૈરાગી, ફુટ હૈયાના ફુટ્યારે;
કહે કલ્યાણ કહ્યું નવ માને, કેમ દીવસ તને રૂઠ્યારે. સ.

## રૂઘનાથદાસ.

હરી હરી બોલ બોલ સુખમાં,
હાંરે રામ સુખમાં સુખમાં સુખમાં. હરી૦
હરી નામ તારે કામ આવશે,
અંત સમાના દુઃખમાં; હરી૦
હરીગુણ ગાઓ કે અંન કોઇને આલો,
કોઇ સુપાત્રના સુખમાં. હરી૦
હરીના ભજન વિના જે જન જનમ્યા,
વાઢ પડયો તેની માત કુખમાં. હરી૦
રૂઘનાથ ભગવંત ભજન વિના,
ધુળ પડી તેના સુખમાં. હરી હરી૦

## ગુરૂ નાનક.

### પદ ૧ લું.

જીવીતકો વ્યવહાર, જગતમેં જીવીતકો વ્યવહાર. ટેક.
માત પિતા ભાઇ સુત બાંધવ, અરૂ નીજ ઘરકી નાર. જગતમે.
તનસેં પ્રાણ હોત જબ ન્યારે, ટેરત પ્રેત પોકાર; જગતમે.

આધ ઘડી કોઇ નવ રાખે, ધરતે હેત નિકાર; જગતમે.
મૃગતૃષ્ણા જ્યૌં યે જગ રચના, દેખો હૃદે બિચાર; જગતમે.
જન નાનક એ મત સંતનકો, પાંચ્યો તોહે પોકાર. જગતમે.

પદ ૨ જું.

જુઠી દેખી પ્રીત, જગતમેં જુઠી દેખી પ્રીત. ટેક.
અપને સુખકું સબ જગ રોવે, કયા દારા કયા મીત; જગત.
મેરો મેરો સબહી કહત હૈ, હેતસેં બાંધે ચિત; જગત.
અંતકાળ કોઇ સંગ ન ચાલે, એહી અચરજ હે રીત; જગત.
મન મુરખ જીન અજહુ ન સમજત, સુખ દેહારે નીત; જગત,
નાનક ભવજલ પાર પડો જબ, ગાઓ હરીકે ગીત; જગત.

દેવો.

પદ ૧ રાગ—રેખતો.

અવસર તેરો પલપલ જાવે, સુતે તુજે નિંદ કયૌં આવે;
તેરે શિર જમસા વેરી, ભજનબિન કોન ગતિ તેરી. ટેક.
બડે બડે રાવણસે રાજે, જયાકે આગે નોબતાં બાજે;
જીત્યા સબ લોક દે ડંકા, સોહી ખાલી કર ગયા લંકા. અવ.
પુષ્પકી સેજપર સોતા, સલામી દ્રષ્ટસેં જોતા;
કંચનસી દેહકી કાંતી, જરી તન અગ્નિસે છાતી.
કેતે ચક્રવર્તી જે ભુપા, મિલો ગયે ચેહુમે રૂપા;
અન્તેહે જંગલકા બાસા, જુઠી આ જગતકી આસા. અવ.
અષ્ટાંગહિ યોગકો સાધે, તાહિતેં આયુબલ વાધે;
અમર કરે આપકે અંગા, સોહી કાલે કરદીયા ભંગા. અવ.
અમ્રતકે પાનકે કરતા. વિમાને બેઠકેં ફિરતા;
સુરપતી કાલ લે વાયા, તાહિતેં જૂઠી હે માયા. અવ.
જેસેં હૈં પાણી પરપોટા, ભરોસા દેહકા ખોટા;
તાહિતેં વિલંબ ના કીજે, સાધુસંગરામરસ પીજે. અવ.
મેરે તો રામસેં મિલના, જહાં નહીં કાલકી કલના;
ઐસેમે નિશ્ચેકર જાંની, મિલે દેવા આયા ગુરૂ ગ્યાની. અવ.

પદ ૨ રાગ ચાલતો.

તું કયા સુખ લેખી લોભાનો, યહીજગ સ્વપ્ન કરી જાનો;
ઇંદ્રિય બસ કરત સુર ક્રીડા, સોહી પશુ જાનીયેં લીલા. ટેક

નિંદ્રા એક દુસરે આહારા, મૈથુન ભય સમજલે સારા;
સકલ એ જીવકો સરખા, તું કર નિજ તત્વકી પરખા. તું. ૧
મૃગજલ દેખવેતાહીં, પાન કછૂ કરના હૈ નાંહી;
બિજુજયોં કરત પ્રકાશા, છિનકમેં હોત હૈ નાશા. તું. ૨
યહી બિધી જાનલે માયા, સ્થીર નહી બાદલકી છાયા;
ચલાચલી કરત પંથ જાતા, બટાઉ જેસા તરાહે નાતા. તું. ૩
સંતગુરૂ બાત સમજાયા, તેરા તુજે રૂપ દરસાયા,
જથારથ બાત કહી તેરે, દેવા ગુરૂ હરતું ભય મેરે. તું. ૪

પદ ૩ રાગ ચાલતો.

મતિ અભિમાન કર પ્યારે, હરી ભજ રેંન દીન સારે;
કાલકે બાણ શિર તેરે, તીતરકો બાજ જયું હેરે. ટેક
જીવ જિન લોકહીં જાવે, કાલ તિન પીછેહીં આવે;
હરિબિન જંત દુઃખ પાવે, તિનહિ કો કોન છોડાવે. મતિ ૧
તેરેપર એક ભય ભારી, અકલ ગતિ કાલકી ન્યારી;
ચેત અબ દાવ હે તેરા, ફિરે નહિ જગતમેં ફેરા. મતિ ૨
પ્રભુજીકો રટન કર મનમેં, જનુનિકે ઉદર નહી જનમે;
મટે ભવ કાલકી ફાંસી, મિલે તુજે આપ અવિનાસી. મતિ ૩
પ્રભુજીકો ભજન જે કરહી, સોહી જગ જાલ તે તરહીં;
દેવાતિન તત્વહીં ચીના, જીનહી હરી નામ જપલીના. મતિ ૪

પદ ૪ રાગ ચાલતો.

જગતસોં કામ કયા તેરા, પ્રભુ ભજ મન તું મેરા;
સમજ લે બાત યહ સાચી, યાહી બિન ઓર સબ કાચી. ટેક
લોકનકી પ્રિતી સબ જુઠી, ઠાલી જયોં વાયુકી મૂઠી;
યાતે કછુ બેર નહી લાગે, તિમિર રવી ઊગતે ભાગે. જગત. ૧
મૂરખ જગ ભ્રમ તેં ભુલે, દેખી કુલ સંપતિ ફુલે;
સબે વહ ઓસકી બરસા, સોહી કેસે મિટેહી તરષા. જગત. ૨
વિષયિકા નેહ સબ એસા, વિલોના પાનીકા જેસા;
ધનમેં કછુ હાથ નહી આવે, ભજન બિન જનમહી જાવે. જ. ૩
હરી હરી ચિત્તમેં ધરીયે, જગતકી આસા કયા કરીયે;
લીજે ગુરૂ જ્ઞાનીકા સરના, દેવા નહી હોય ફિર મરના. જગત. ૪

પદ ૫ રાગ ચાલતો.

પતંગી રંગ જ્યૌં રાતા, તેરે જગ દેખતે જાતા;
બાદલકી છાયા હે છિનસી, પલકમેં જાત હે બિનસી. ટેક
જલામલ કરત યોં જાની, પાતપર ઓસકા પાની;
જગતકી બાત સબ એસી, રેહે કોઇ અંત ના બેસી. પતંગી. ૧
રહ્યા નહી પ્રીયવ્રત રાજા, તજયા તિન લોકહી સાજા;
ચિરંજીવી રોમ સમાનો, સોહી ભયો કાલકો ખાનો. પતંગી
નિરગુન દેહ ધર જોઇ, જગતમેં અમર નહી કોઇ;
અમર સોહી પાર બ્રહ્મ પાવે, જાતે ફિરી જન્મ નહી આવે.
સતસંગ બ્રહ્મકી સેની, અનેક અગ કાટકી દેની;
તિનતે કર સંતકી સેવા, મિલે તુજે પરીબ્રહ્મ દેવા. પતંગી

મછંદર.

રાગ—લાવણી.

બચ્ચા મત કરના અભિમાન, એક દિન નિકલ જાયગા પ્રાન
રાવનકી તો સંપત દેખો, ફિરત લંકમેં કુંડી.
રામચંદ્રકા લગા ઝપાટા, ગુસઠ ગઇ દસમુંડી, બચ્ચા.
દુર્યોધનકા બલ કયા દેખો, બારસ હજાર હતી;
ભીમસેનકી લગી ગદા જબ, તનકી હો ગઇ મટી. બચ્ચા.
સાત બાલ કંસને મારકે, મસ્ત હુવા મથુરાંમે;
સપડ ગયા જબ બાલકૃષ્ણસોં, મિલા રાજ ધુલનમેં. બ૦
કહત મછંદર સુન બે ગોરખ, બાર બાર નહીં આવે.
નહી શરન સાધુકે ઓ નર, ફિર ફિર ગોથા ખાવે, બચ્ચા.

ચંદ્રસખી.

પદ ૧ રાગ કલ્યાણ.

મેરો મન હર લિનો રાજા રણછોડ. ટેક
આસપાસ રત્નાગર સાગર, ગોમતિ કરત કિલોલ. મેરો. ૧
મોર મુકુટ પીતાંબર શોભે, કુંડલકી ઝકઝોલ. મેરો. ૨
બંદ્રાબનમેં રાસ રચ્યો હૈ, નાચત નવલ કીશોર. મેરો. ૩
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી,ચરણ કમલ ચિત્ત ચોર. મેરો. ૪

પદ ૨ રાગ કલ્યાણ.

ભજો મન રાધે નંદ કીશોર. ટેક
માત જસોદા પાલને ઝુલાવે, હાથમે રેશમડોર. ભજો. ૧
નંદબાવાકે આંગનમેં ખેલત, ઘુગરનકી ઘમઘોર. ભજો. ૨
જમુનાકે નીર તીર ધેનુ ચરાવે, બંસી બજાવે મુખ મોર. ભજો. ૩
મોર મુકુટ પીતાંબર શોભે, કુંડલકી છબી ઓર ભજો. ૪
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી, રાધેકૃષ્ણકી જોડ ભજો. ૫

પદ ૩ રાગ ઝીંજોટી.

તેરી સુરત દેખ લોભાની, મલતા જાજો રાજ ગુમાની ટેક
મેરે ઘર આવજો પ્રભુ પાવના, ઘર ગોકુલ કાની;
નંદરાયસે દસ ઘર આગે, રાયલ પોર નહી છાની.
આવોની નિશંક શક નહી કરના, મેં હું રાધિકા રાની;
કરૂંગી રસોઇ સુંદર મેં, બોત કરૂં મિજબાની. તેરી.
તુમ જાવોગે કાના ધેન ચરાવન, મેં જાઉ જમના પાની;
નામ ન જાનો તો નામ બતાઉ, મેરો નામ રાધીકા રાની.
પ્રીત કરો તો પ્રભુ એસી કીજે, જ્યું દુધનમેં પાની;
ચંદ્રસખી ભજે બાલકૃષ્ણ છબી, જોતમેં જોત મીલાની. તેરી.

પદ ૪ રાગ ઝીંઝોટી.

ગીરધર લાગે રામનીકો, કૃષ્ણ કુવર નંદજીકો ટેક
ગઢ ગોકુલકી સઘરી ગોવાલની, માથે માટ દહીકો;
ઘાટ ઘાટ પર આડો ડોલે, માગે દાણ મહીકો.
કડવો તેલ કૃષ્ણકું ન દીજે, રાજ ખવૈઓ ઘીકો,
માલ પરાયો મીઠો લાગે, ઘરકો લાગે ફિકકો.
નામ ન જાણું મેં ગામ ન જાણું, શિર કેશરકો ટીકો;
ગલે બેજંતી માલ બિરાજે, નામ ન જાણું ઉશીકો.
મન ન ભાવે નિંદ ન આવે, જીવડો, રેહન અનીકો;
ચિંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી, હરી બન સબ જુગ ફીકો.

ખીમ.

રાગ કુમરી.

જીન મુખસે સીયા રામ ન સુમર્યા, તિન મુખમેંતો ધુલ પરીરે

ધિક તેરો જન્મ જીવન તેરો ધિક હૈ, ધિક ધિક મનુષકી દેહ ધરીરે;
જીવત તાત મુવે નહીં તેરા, કયું જન્મ્યો તું પાપ કરીરે. જીન.
રામ નામ બીન રસના કેસી, કરો ઊનકી ટુકડા ટુકડીરે;
જીન નેંનતે પ્રભુ રૂપ ન નિરખ્યો, ઉન નેંનમેં લુણ ભરીરે. જીન.
રતન પદારથ જન્મ માનખો, આવત નહી સો ફરી ફરીરે;
અબ તેરો દાવ બન્યો હે મુરખ, કરના હોયસો લેને કરીરે. જીન.
હાથ પસાર કીયો નહીં સુકૃત, તીરથ ડગ નાંહી ભરીરે;
ખીમ કહે તું ભુલો આયો, ખાલી તેરી ખેપ પડીરે. જીન.

## ગણપત.

### રાગ ઠુમરી.

જાના જગકા સુખ છોડી, રેહના નહીં કોઉ પાવેરે. ટેક.
દેખત દેખત સબ કોઇ જાતે, રાજા રંક ફકીરારે;
મુરખ પંડિત સબકોઈ મરતે, અમલદાર અમીરારે. જાના ૧
કયા જીંદગી બંદગી નહિ કર્તા, ધર્તા નહીં પ્રભુ ધ્યાનારે;
કાંહાંસે આયે કાંહાં જાઓગે, એસા નહીં પેચાન્યારે. જાના. ૨
આજ કાલમેં જમ લેજાવે, દુનીયાં સબ દુખકારીરે;
એહી કારનસેં આપ બિચારો, ભજલ્યો હરી નર નારીરે. જા. ૩
સુપના જેસા હૈ સંસારા, લોક વિલોક તબ હારારે;
ગણપત જ્ઞાન ગુરૂકા ગાના, એકહિં કૃષ્ણ આધારારે. જાના. ૪

## ચીમનલાલ.

### પદ ૧ ગરબી.

ઓ વાંસલડી વેરણ થઇ લાગીરે વ્રજની નારને-એ રાગ.
જીવ જંજાળી, શું સારૂં કીધું તેં આ સંસારમાં.
ખોયો ખાલી ઉત્તમ આ અવતાર બધો અવિચારમાં. ટેક.
હરિ નામ ન મુખથી લીધું તેં, અઘટીત સદા કૃત કીધું તેં;
હાથે રહીને વિષ પીધું તેં. જીવ જંજાળી૦ ૧
તેં પાપ તણો ભંડાર ભર્યો, અવિનાશથી અંતરમાં ન ડર્યો;
વીરા ન જરા વિચાર કર્યો. જીવ જંજાળી૦ ૨
ધન માલ અને મંદીર જોઇ, કરી નવ તેં સ્વર્ગ તણી સોઇ;
બેઠો તું રત્ન ખરૂં ખોઇ. જીવ જંજાળી૦ ૩

હિતુની ન દયા દિલમાં ધારી, અનિતી રસ્તે તું રહ્યો જારી;
કીધો તેં ભય ભવમાં ભારી. જીવ જંજાળી૦ ૪
ચિત્તમાં ચેતી પામર પ્રાણી, ભાવે ભજી લે સારંગપાણી;
સમજી મન ચીમનની વાણી. જીવ જંજાળી૦ ૫

પદ ૨ ગરબી.

કામણ દીસે છે અલબેલા તા'રી આંખ્યમાં રે, એ રાગ.
તા'રી હરી ભજવાની વેળા સૌ વહી જાય છે રે. ટેક.
આ જગની માયા સૌ જુઠી, ઓચિંતા જાવું છે ઉઠી;
ગફ્લતમાં રહિ વિસવાસે કેમ વાય છે રે. તા'રી૦ ૧
ગયો વખત આવે નહિ હાથે, કર વિચાર મનની તું સાથે;
ભાન તજીને ભવમાં કેમ ભરમાય છે રે. તા'રી૦ ૨
ચતુરાઈને નાંખી ચૂલે, મિથ્યા માન ગ્રહીને ફૂલે,
પણ તે તા'રૂં ડા'પણ વ્યર્થ ગણાય છે રે. તા'રી૦ ૩
દેહ મળ્યો સરવેમાં સારો, કરીલે તેનો સદ્ય સુધારો;
ચીમન તું ક્યાં ખાલી ખોટી થાય છે રે. તા'રી૦ ૪

પદ ૩.

ચિત્ત તું શીદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે, એ રાગ.
મુરખ તું ભાવ વડે ભજ હરી, વખત નહીં આવે આવો ફરી.
દીન દયાળે દયા ધરીને, તુજપર કરૂણા કરી; ટેક.
ભાન તજી આ ભવમાં તેને, કેમ જાય વિસરી. મુ૦ ૧
કાળ કરાળ રહ્યો શિર કૂદી, નજર કરી જો જરી,
પલક એકમાં પ્રાણ પકડશે, ભર ડગલાં દિલ ડરી. મુ૦ ૨
સગાં સ્નેહિ સાથે નહીં આવે, વાત માનજે ખરી;
જ્યાંનું ત્યાં રે'શે સૌ તા'રૂ, શું બેઠો ઠગ ઠરી. મુ૦ ૩
ચીમનલાલ કહે ચિત્ત ચેતી, અંતે જાવું મરી,
જીવતાંની માયા છે જગમાં, ધ્યાન વિષે લે ધરી. મુ૦ ૪

પદ ૪.

નાથ કેસે ગજકો બંધ છોડાયો, એ રાગ.
અહો! પ્રભુ શી ગતિ થાશે મા'રી;
ચાહ્યો વિશ્વ વિષે થઇ અવિચારી. અહો! ટેક.

જગમાં જન્મ લઇને જપ્યો હું, અષ્ટ પ્રહર પરનારી;
પાપને રસ્તે પગલું ભરતાં, વૃત્તિ જરા નવ વારી. અહો ! ૧
સુખમાં લીન થઇને અહોનિશ, રીતી ગ્રહી મેં નઠારી;
ખોટો દંભ કરીને એકે, રાખી ન બચવાની બારી. અહો ! ૨
જુઠું જલ્પતાં ત્રાસ ન લાવ્યો, છેક થયો દુરાચારી;
શ્વાન સમાન ભમ્યો ભૂતળમાં, ભુલ કરી બહુ ભારી. અ૦ ૩
પરમારથને તજી સ્વાર્થમાં, ઉમર એળે ગુજારી.
ચીમનલાલ કહે સદ્‌ભાવે, ભાવી ન ભક્તિ તમારી. અહો ! ૪

## ભોજાભગતનો કક્કો.

કક્કા લે કેશવને ભજી, કામ ક્રોધને લોભજ તજી,
તન મન ધન સદ્‌ગુરૂને દઇ, રહેની તું નિસ્પૃહી થઇ;
ધણી થયાનું શું છે કામ, તેમાં રાજી નથી રામ,
શબ્દ સુણી ચેત્યો નહિ હજી, કક્કા લે કેશવને ભજી. ૧
ખખ્ખા બાજી ખોટી છે, માથે મોટી જમની ભે,
જો સમરૂં તું શ્રીગોપાળ, તો તુંને લોપે નહિ કાળ;
એમ સમજીને સતસંગ કરય, તો સેં'જે ભવસાગર તરય,
આઠે પહોર આનંદમાં રહે, ખખ્ખા બાજી ખોટી છે. ૨
ગગ્ગા ગાઇ લેની હરિ, મનુષ્યા દેહ નહિ આવે ફરી,
સમરી લેની સીતારામ, નામતણું નવ બેસે દામ;
એવું જાણી આપ સંભાળ, પૂર પેહેલી તું બાંધે પાળ,
પાખંડ વિદ્યા મેલી પરી, ગગ્ગા ગાઇ લેની હરિ. ૩
ઘઘ્ઘા જાણો ખોટા ઘાટ, આ સર્વે છે જૂઠા ઠાઠ,
માત પિતા કુટુંબ પરિવાર, સર્વે જાશે જમની લાર;
તેમાં શું તું મોહી રહ્યો, છેલ્લો અક્ષર ચૂકી ગયો,
આગળ વસમી દીસે વાટ, ઘઘ્ઘા જાણો ખોટા ઘાટ. ૪
નન્ના નિત્ય પ્રતિ લેની નામ, જે સાથે આગળ છે કામ,
ભજયાતણો એવો પરતાપ, જ્યાં જમનો ન લાગે તાપ;
એવા પ્રભુ છે કાળના કાળ, તે તારી કરશે સંભાળ,
પ્રીતે પામ્યા સંપૂરણ ધામ; નન્ના નિત્ય પ્રતિ લેની નામ. ૫
ચચ્ચા ચિત્ત વિચારી જોશ, કોણ ગયું ને કેને રોશ,

ક્યાંથી આવ્યો ક્યાં તું જાશ, ગુરૂગમ વિના ગોથાં ખાશ;
જમકેરો તને જડશે માર, પછે તો તું કરે પોકાર,
કોડી સાટે હીરો કાં ખો, ચચ્ચા ચિત્ત વિચારી જો. ૬
છછ્છા સહુમાં રાખે સાંત, કો સાથે મા કરજે દ્વાંત,
દુર્લભ દેહ આ દો દીન છે, તેમાં તું નીવેડી લે;
કરશે કર્મ ભાઇ તેને નડે, પારકું શાદને ધોવું પડે,
ભાવે ભક્તિ કરે એકાંત, છછ્છા સહુમાં રાખે સાંત. ૭
જજ્જા જપો જગદાધાર, તે શામળિયો લેશે સાર,
સંતચરણુમાં રહો સમાઇ, તો વૈકુંઠે પોહોચો ભાઇ,
(જો) વિષયા રસમાં વળગી રહ્યો, (તો) નિશ્ચે નર તું નરકે ગયો,
(પછે)પંથ તણો નહિ આવે પાર, જજ્જા જપો જગદાધાર. ૮
ઝઝ્ઝા જગ તું જીતી લે, કામ તજી શ્રીકૃષ્ણ કે',
કૃષ્ણ નામે ઊતરિયા કંઇ, માન વચન તે કહું છું સહી;
તેમાટે તું જાગી જો, આ અવસર એળે કાં ખો,
સદ્ગુરૂજીને ચરણે રહે, ઝઝ્ઝા જગ તું જીતી લે. ૯
નન્ના કાં ન કરવાની કર્ય, ભુંડા કાંક પ્રભુથી ડર્ય,
આવડી શી માંડી ઉત્પાત, પ્રાણી ઉપર કરે છે ઘાત;
મારૂં મારૂં કરતો રહ્યો, પારકે દુઃખે સુખિયો થયો,
પરનિંદા મુખથી પરહર્ય, નન્ના કાં ન કરવાની કર્ય. ૧૦
ટટ્ટા એવી લેજે ટેક, સદ્ગુરૂ સાહેબ જાણે એક,
ભિન્નાભિન્ન આણીશમાં ભઇ, એણે તો ઉગાર્યા કંઇ;
ગજ ગણિકા પારધ્યાદિક ઘણા,જેણે કર્મ કરતાં નવ રાખી મણા,
એવા પારંગત પોહોચ્યા અનેક, ટટ્ટા એવી લેજે ટેક. ૧૧
ઠઠ્ઠા વૃત્તિ રાખે ઠીક, માથે મોટી જમની બીક,
જમતણા છે જોખા ઘણા, અતિ દુઃખ નથી કાંઇ મણા;
તેમાટે તું ચેતી લે, દિલની દુગ્ધા છોડી દે,
દિન દિન પ્રીતિ કરે અધિક, ઠઠ્ઠા વૃત્તિ રાખે ઠીક. ૧૨
ડડ્ડા દાઢી ધોળી થઇ, અંધા અક્કલ ઉઠી ગઇ,
પચાસ વર્ષે આવ્યાં પળી, વાલમને વિસાર્યા વળી;
બુદ્ધિહીણે શું બોલછ વેણ, ગુરૂતણું નવ માન્યું કેણ,

જો આવરદા અલ્પ રહી, ડડ્ડા દાઢી ધોળી થઇ. ૧૩
ઢઢ્ઢા તું ઢુંઢીશ મા કાંઇ, સાહેબ છે સદ્દગુરૂજી માંહી,
વેદપુરાણ કહે છે ઉચારી, જીતી બાજી જાતો નહિ હારી;
પછી પામીશ નહિ હે પ્રાણી, સમરે સાચા સદ્દગુરૂ જાણી,
સંતચરણ છોડીશ મા ભાઇ, ઢઢ્ઢા તું ઢુંડીશ મા કાંઇ. ૧૪
ણણ્ણા રાંકદાવે થઇ રહીએ, કટાણાં વચન કેને નવ કહીએ,
ગરીબીમાં ગુણ છે બહુ, હાંજી હાંજી કરશે સહુ;
આધીનપણું છે એવું, પ્રીતે પ્રેમપદને લેવું,
તરશો ભવસાગર તહીંયે, ણણ્ણા રાંક દાવે થઇ રહીએ. ૧૫
તત્તા [ તું ] તારૂં આપું ગાળ. ચરાચર સદ્દગુરૂજી ભાળ,
કેનો મા કરજે ઉવેખ, સદ્દગુરૂ સાહેબ દેખે એક;
એમ ચીને તું આતમમર્મ, ધરણી ઢળીને કરજે ધર્મ.
રાગદ્વેષ તું મનથી ટાળ, તત્તા [ તું ] તારૂં આપું ગાળ. ૧૬
થથ્થા થઇ રહેજે નિજ દાસ, રાખ્ય રામતણો વિશ્વાસ,
છોડી દેજે ડાહપણ ચતુરાઇ, લેજે સદ્દગુરૂના ચરણ સાહી;
તીરથ વ્રત એ ચરણે જાણ; એક ધરે તું સુરતિ આણ,
તુને તારૂં ફળશે સાચ, થથ્થા થઇ રહેજે નિજ દાસ. ૧૭
દદા દિલમાં રાખે દયા, ન ભજે કાશી ને ગયા,
ઘર બેઠાં તું નાહાની ભાઇ, કરી લે સંત સાથ સગાઇ;
તીરથ કરતાં આ તન ટળે, તોય માન મન તું કેદી નવ ગળે,
સદ્દગુરૂચરણે રહેજે ભયા. દદા દિલમાં રાખે દયા. ૧૮
ધધ્ધા ધોકો છાંડી દે, નિત્ય પ્રીત નામ નારાયણનું લે,
તારે બીજું શું છે કામ, હરિ ભજ્યા વિના રહે શે હામ;
ઠાલો આવ્યો ભૂલ્યો જઇશ, પછે તો તું બહુ પસ્તાઇશ,
સદ્દગુરૂજીને સેવી લે, ધધ્ધા ધોકો છાંડી દે. ૧૯
નન્ના નાટક માયા તણું, અંત સમય નહિ કોઇ આપણું,
જેમ તરૂવર પક્ષી આવી મળે, પ્રાતસમય ઊડી નીકળે;
સહુ એ વાટે જાશે વહ્યું, હે મૂરખ! માની લે કહ્યું,
પછે દુઃખ ભોગવશો ઘણું, નન્ના નાટક માયાતણું. ૨૦
પપ્પા પ્રપંચ મેલી દે, સદ્દગુરૂ સદ્દગુરૂ સમરી લે,

આવરદા જાયે છે વહી, તું સરખા ખપી ગયા કંઇ;
બળ તજીને બિહિતો રે', સલેલપણું તું છોડી દે,
એક તું એક તું એમજ કે', પપ્પા પ્રપંચ મેલી દે. ૨૧
ફફ્ફા ફેરા ફરિયો બહુ, હુડે હુડે તુંને કરતું સહુ,
સૂવા હીંડોળા સેજ તળાઇ, મીઠા મેવા ખાવા ભાઇ;
સગાં કુટુમ્બમાં સુખિયો થયો, આગળનું દુઃખ ભૂલી ગયો,
તારે માથે રે'તી સહુ, ફફ્ફા ફેરા ફરિયો બહુ. ૨૨
બબ્બા ભાગી જાશે બરા, જે દી આવી જાશે જરા,
કેડનો કંદોરો જાશે ખડી, કર મધ્યે રહેશે લાકડી;
તન તૂટીને શિથળ થયું, આંખ્યનું તેજ ઉઠી ગયું,
કાળ પકડશે કહેશે ખરા, બબ્બા ભાગી જાશે બરા. ૨૩
ભભ્ભા તું તો રાખે ભે, જરૂર અહિંથી જાવું છે,
પળમાં કાયા જાશે પડી, જમ જીવને લઇ જાશે ઝડી;
મો'રથી મેલી દેજે માન, તો અંતસમે આવે વિમાન,
સાચાના બેલી સદ્‌ગુરૂ છે, ભભ્ભા તું તો રાખે ભે. ૨૪
મમ્મા માથે બહુજ થઇ, વસમી વાટ તુંને વીસરી ગઇ,
હજી ગાફલ! કરચ, છોડ બડાઇ, શી ગતિ તારી થાશે ભાઇ;
તે માટે કહું છું આ ટાણે, આવો અવસર નહિ મળે નાણે,
જાશો ચોરાશીમાં વહી, મમ્મા માથે બહુજ થઇ. ૨૫
યય્યા જો વિચારી મૂળ, પંચભૂતનું દીસે સ્થૂળ,
છઠ્ઠો આત્મા એક અખંડ, સઘળે વ્યાપક પિંડ બ્રહ્માંડ;
જો તપાસી તું કયાં રહ્યો, અજ્ઞાને પોતે થઇ ગયો,
પેટ ચોળી ઊપજાવ્યું શૂળ, યય્યા જો વિચારી મૂળ. ૨૬
રેરા રામ (રામ) રસનાએ કે', મિથ્યા વાત તું મેલી દે,
જો રામ નામનો કેવો (છે) મર્મ, કહેતાં છૂટી જાયે કર્મ;
જેમ પાવકથી દારૂ પરજળે, (એમ)અર્ધે નામે અઘઓઘજ જળે,
(એક)પ્રેમ પ્રીતિમાં સ્પરરયો રે', રેરા(રામ)રસનાએ કે'. ૨૭
લલ્લા જુગમાં લેની લા'વ, ભલો પડયો છે અવળો દાવ,
શામળિયો વિસાર્યો સોઇ, સર્વે કમાણી જાશો ખોઇ;
સકળ તજી સમરજો રામ, જેથી સરશે તમારૂં કામ,

કર્મ તજીને ધર્મને ધાવ, લલ્લા જુગમાં લેની લા'વ. ૨૮
વવ્વા તું મેલી દે વાજ, વાજે વણશે તારૂં કાજ,
ભટકતાં અસંખ્ય જુગ ગિયા, વાર વારે અવતારજ લિયા;
પશુ પામરમાં દેહજ ધરી, ન બેઠો ઠેકાણું કરી,
તોય મૂર્ખ તને ના'વી લાજ, વવ્વા તું મેલી દે વાજ. ૨૯
શશ્શા સદ્દગુરૂ સાચા જાણ, તો છૂટશો ચોરાશી ખાણ.
ભવસાગરમાં ભારે દુઃખ, (સદા) સંદ્દગુરૂ ચરણે પામીશ સુખ;
સાચા સંતને સેવી લે, સર્વ કારણ એમાં છે;
મૂરખ મેલ એ મનની તાણ, શશ્શા સદ્દગુરૂ સાચા જાણ. ૩૦
ષષ્ષા શીદને ખોળવા જાશ, પ્રભુ છે ભાઇ તારી પાસ,
જેમ દૂધમાં ઘૃતજ રહ્યું, મહી મથ્યા પછી નોખું થયું;
પ્રપંચ સરવે છૂટી જાય, તો હરિ હસ્તામળ દેખાય,
સદ્દગુરૂ ચરણ લેની વાસ, ષષ્ષા શીદને ખોળવા જાશ. ૩૧
સસ્સા સરત આવી છે ખરી, તેમાં લેજે હરિને સ્મરી,
સાહેબ સમરે વારંવાર, તો પુણ્યતણો નહિ લાધે પાર;
વાલ્યમ દીશના જે નર વળે, તે સ્વપ્નામાં કદી નવ છળે,
જો શિર છાપ છબીલે ધરી, સસ્સા સરત આવી છે ખરી. ૩૨

હહ્હા હરિ છોડોશ માં હચે, દાઝીશ આ દુરજનને કચે,
હસ્તિની અસ્વારી જે નર કરે, તે શ્વાન ભસ્યાથી શીદને ડરે;
એવા માથે ઈશ્વર છે ધણી, તે લાજ કેમ લોપે આપણી,
આગે તો કંઇ તારણ ભયે, હહ્હા હરિ છોડીશ મા હચે. ૩૩
અઆ એક દિન વસમો(છે)ઘણો, જે)ડર લાગશે જમદૂતજતણો,
દૂરથી દેખાશે કાળ, પાથરી પેટમાં પડશે ફાળ;
હાય હાય મેં તો કંઇ ન કર્યું, ધન રહ્યું ધરતીમાં ધર્યું,
માલ ખજાનો તે આપણો,અઆ એક દિન વસમો(છે)ઘણો.૩૪

સંવત્સર અઠ્યાશીયોને ચૈત્ર માસ,શુકલ પક્ષમાં કર્યો પ્રકાશ,
સાંભળજો તમે ચિત્ત ધરી, ભક્તિ કરજો ભાવે કરી;
બાવન અક્ષર બારાક્ષરી,(જેણે બીજી વાત બોલ્યા નહિ ફરી,
પરૂં અમરેલી પાસે ગામ, ફતેપુર રહેવાનું ઠામ. ૩૫
હરિ ગુરૂ સંતની કૃપાથકી, નિર્ભે પદવી પામ્યા નકી,

જેણે સેવ્યા સદ્દગુરૂ શામ, તે તો પામ્યા પૂરણધામ,
શબ્દ વિચારો સઘળે કામ, એમ બોલ્યા છે ભોજલરામ. ૩૬

## કીર્તન.

### પદ ૧ લું.

ભાઇ તું દેહી રે ધરીને કાંક દેની.
કર તું પુણ્ય કરાવને પરને તો રસનાએ લાભજ લેની. ભાઇ. ૧
કોટાડયે નાણાં કરી મર બેસે, ધર્મ વિના ધન તો શોભે નહિ;
સોળે શણગાર સજેભરની સુંદરી,પણ નાકવિના નારી શોભે નહિ
રાજાદંડે કાં ચોર લેઇ જાશે, વળતું બાળી દેશે વન્હિ;
કાંક ધર્યુ ધરતીમાં રહેશે, સાંતમાં તારૂં કાંઇ છેની. ભાઇ૦ ૩
જોબનનાપૂરમાં જાશ તણાણો, રાંક હાવે થઇ રહેની;
ભોજો ભક્ત કે' ગુરૂપ્રતાપે તો, કૃષ્ણ કૃષ્ણ મુખ કે'ની. ભા૦ ૪

### પદ ૨ જું.

અબ તો ભજન કરના મન ભાઇ.
કુટુમ્બ કબીલા તારે કામ નહિઆવે,એક સાચી રામ સગાઇ.અ.
મૂર્ખ જીવે ધન ભેળું કીધું, ઠાંસી ભરિયું પર સાહી;
પા દમડી તેરે સંગ નહિ ચાલે, હાથ ઘસંતો જાઇ. અ. ૨
કામ ક્રોધ મદ મોહમાં મોહ્યો, ચઢી રે કર્મકેરી કાઇ;
મદ ઘણા તેરે આ રે મુલકમાં, લુંટી લેશે રે લુગાઇ. અ. ૩
આ તન તેરો કાલ ઉડી જાયગો, જેસે વ ટોળિયો વાઇ;
અબકા દાયો ફરિ નહિ આવે, પછે મન પછીતાઇ. અ. ૪
સર્વ તીર્થ સદ્દગુરૂજીને ચરણે, લે નિત્ય ગંગાજળ ના'ઇ;
કાળનો ત્રાસ કદી નહિ લાગે, આ તન અનભે થાઇ. અ. ૫
શું સૂતો તું ચેત અભાગી, આ દેહ તે ઉત્તમ પાઇ;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, એક લેની ગોવિંદગુણ ગાઇ. અ. ૬

## કીર્તન.

### પદ ૩ જું.

ગર્ભમાં ગુણ ગોવિંદના ગાતો, નિત્ય તું લેતો નામ,
ઉદરમાં આવિયો હવે, કરે છે કૂડાં કામ;

આતમઘાતી આપનું બોલ્યું રે, રતન લઇ રાખમાં રોળ્યું રે.૧
આવ્યો'તો ત્યારે શી રિદ્ધિ લાવ્યો, જાશ પાછો વળી જોઇ,
હું ને મારૂં કરી હારી ગયો, તેં કરી કમાણી ખોઇ;
ફોકટ જીવ શું રહ્યો ફૂલી રે, ગયો દુગધામાં ડૂલી રે. ૨
મારૂં ને તારૂં મેલી દિયો, મ કરો તાણુમતાણ,
કુટુમ્બ ભેળું થઇ કૂટશે, તારી દેહી જાશે સ્મશાન;
માટી ભેળી માટી મળશે રે, કર્યાં ભોગવવાં પડશે રે. ૩
નામ ધર્યું તે નિશ્ચે ટળશે, નથી રહેવાનું કાંઇ,
ભોજો ભગત કહે ભલો થઈ, જીવ સમજની મનમાંહી;
ગુરૂજીને ચરણે જાવે રે, ઝપાટો જમનો ના'વે રે. ૪

પદ ૪ થું.

મન કહ્યું નથી માનતું ને, જોર કરે રે જંજાળ,
પળમાં કાયા પડી જાશે, ગળી જાશે કાળ;
સંતો સંસારના લોકો રે, માથે મોટો જમનો જોખો રે. ૧
દિલમાં ઝાઝી દુગ્ધા ને, કપટ ઝાઝું કૂડ,
માલ ખજાના મળ્યા નહિ આવે, અંતે થઇ જાશે ધૂડ;
કાયા માયા કરમાઇ જાશે રે, પછે પસ્તાવો થાશે રે. ૨
મન જાણે છે મારી માયા, કરનારો છે કોય,
સર્વે પ્રપંચ પડયા મેલીને, વિચારીને જોય;
દુર્મતિ! દુઃખડાં દેશે રે, આપ્યું છે એ આંચકી લેશે રે. ૩
સંત સેવી લે સાચે મને, સર્વે સુધરશે કામ,
ભોજો ભગત કહે ભાવે કરીને, ભજી લે સીતારામ;
આવાગમન ઓઈ મીટાવે રે, પ્રાણી પરમાનંદને પાવે રે. ૪

પદ ૫ મું.

અભિમાને જીવ ચાલતા, ઉંચકી તેને ગળી ગયો કાળ,
પૃથ્વી ઉપર પડી ગયા, કંઇ મોટા મોટા મહીપાળ;
રહ્યા'તા જગ મા'લી રે, એની ગઇ ઠાઠડી ઠાલી રે. ૧
રાજા હતા તે રંક થયા, રંકનો ન રહ્યો ઢંક,
લાગે લેછે પણ જાણતા નથી, ટાળી દેશે તરવંક;
માનવીઓ માનને મેલો રે, આગળ દી ધરચ છે પેલો રે. ૨

રાજા રાણા કાંઇ રે લેવાણા, શાહ છત્રપતિ સોત,
ચકવે રાજ સંસારમાં કરતા, તેને આવી ગયું મોત:
માનવીઓ મન વિચારો રે, હાથે કરી ભવ કાં હારો રે. ૩
મહીપતિ કંઇ મેલીને ગયા, ધર્યા રહ્યા ધન માલ,
જમ ઝપેટીને લઇ ગયા, પછે હુવા બૂરાના હાલ;
ફરી નહિ આવે સંસારી રે, માથે મોટી ડાંગ છે ભારી રે. ૪
કૌરવ રાવણ કંસ સરીખા, કેતા ખયા લક્ષ ક્રોડ,
ક્ષણમાત્રમાં સર્વે ખપ્યા સેજ તગાઇ છોડ;
નથી રહેવું નિશ્ચે જાણો રે, ભાઇઓ મન ભૂલ મ આણો રે. ૫
લેખું લેશે તિલ રાઇ રતિનું, નથી પોપાંનું રાજ,
ભોજો ભગત કહે ભજન કરતો, મેહેરું કરે મહારાજ,
ચોરાશીનું ચૂકવે ખાતું રે, મટી જાય મરણની ઘાતુ રે. ૬

પદ ૬ ઠું.

પ્રહ્લાદ ઉપર પિતા કોપ્યો, નિશ્ચે કરૂં તારો નાશ,
થંભ ધગાવ્યો લોહતણો, તોય ન મેલ્યો વિશ્વાસ;
ભલા કેમ ભક્તિ મૂકે રે, આવ્યો અવસર ન ચૂકે રે. ૧
મોરૂધ્વજને ત્યાં મહારાજ આવ્યા, જાચવાને જગદીશ,
સુત ને નારી તાણવા લાગ્યાં, કરવત મેલ્યાં શીશ;
દેખો સતવાદી શૂરા રે, પામ્યા પરબ્રહ્મને પૂરા રે. ૨
વિશ્વામિત્રે વચન માગ્યું, જાણે મૂકાવું સાચ,
હરિશ્ચંદ્ર વેચવાને હાલિયો, રાણી તારા ને રોહીદાસ;
છત્રપતિ દુઃખડાં સહ્યા રે, વના જઇ નીચના વહ્યા રે. ૩
પાંચે પાંડવ મહાભડ યોધા, સરવે જાણે સંત,
સતીતણાં ચીર તાણિયાં, તોય ન બોલ્યા બળવંત:
સોચે કૌરવ સામટા કોપ્યા રે, વડા વચન ન લોપ્યા રે. ૪
કોઢી થઇને આવિયા રે, કરણ પાસે કરતાર,
કરણ કાયા સમર્પતે, વિઠ્ઠલ ન લાગી વાર:
અભ્યાગત રમાયા રે, કૂડી લેખી કાયાને માયા રે. ૫
સાડાત્રણ ડગલાં પૃથ્વી માગી, નરપતિ બોલિમને આલ,
વામનમાં વ્યોમ ગયો, બળિ ચંપાણો પાતાળ;

ચણું લઇને શીશ ને નાખ્યો રે, પ્રભુ બા'ર કોડ સેં પામ્યો રે. ૬
હંસકેતુ રાજા હડે ભરાણો, લેવા સુધન્વાની લાજ,
તેલકઢામાં તરત નાખ્યો, તોય મેહેલ્યા નહિ મહારાજ;
સાચે મને શ્યામ સંભાર્યા રે, તાતા તેલમાંથી તાર્યા રે. ૭
સમનને ઘરે સંત આવ્યા, ઘરમાં નહોતું અન્ન,
સમન ચોરીએ સંચર્યા, જેણે ત્યાગ ન કીધું તન;
સંત સારૂ શીશ ન કાપ્યું રે, આણી અણહુતું આપ્યું રે. ૮
સંધ્યાવતી ને સતી નારી, સત્યવાદી શગાળ,
સેલઇએ શીશ કાપિયું, જોયો ઉજાગર બાળ;
એવી કરી સંતુની સેવા રે, ખાવિંદ આવ્યા ખબરૂં લેવા રે ૯
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, એવી મોટાંની ટેક,
સત્યવાદી સત્ય છોડે નહીં, મર અવગુણ હોય અનેક;
એવાને નરભે નાતું રે, જેની રહ્યું જગમાં વાતું રે. ૧૦

પદ ૭ મું. રાગ ચાબખા.

રહેજો નેહતણે નાતેરે, વા'લો મારો નહિ [આવે વાતેરે]. ટેક
રિદ્ધિ ઘણી હતી રાવણને, કેણે જાણી નહિ જાતે રે;
છળ છેતર કરો સામટો તોય, ઘણું નહિ થાય ઘાતેરે. રહેજો૦૧
આવો તે અવસર જાય છે, જો દીધા વિના દાતે રે;
ઉગ્યો તે હમણાં આથમશે, પછે રડવડશો રાતે રે. રહેજો૦ ૨
પ્રીત પ્રગટ થઇ પૂર્વ જન્મની, ભૂલશ મા ભ્રાંતે રે;
ભોજો ભગત કે' નયને હરિ નિરખ્યા, શામળિયો સ્વાંતેરે.રહેજો૦

પદ ૮ મું.

મૂરખને કઇ પેરે સમજાવું,ભાઇ એને નિશ્ચે નરકમાં જાવું ! ટેક.
સવળું કહેતાં અવળું લાગે, કૈ'ને મદઇ થાવું;
વાદ કરે ને વઢવા ક્રોડે,એને અમૃત તજીને વિષ ખાવું ! મૂ૦૧
ખાટકી વાંસે ઘેટો ચાલ્યો જાય, મા'જન જાણે મૂકાવું;
ઇંદ્રિય સ્વાદે અવળો હાલે, તેને ઉંધે મુસ્તક ટીંગાવું ! મૂ૦ ૨
સનેપાતનો ચાળો થયો, એને ઝાઝું ઓસડ શું પાવું;
ભોજોભગત કહે પ્રગટ પારખું, પીતળમાં શું તાવું ! મૂ૦ ૩

પદ ૯ મું.

મન તું હજી શીખામણ માંન, એક દી ચાલવું છે સમશાન. ટેક
લખ ચોરાશીમાં અવતર્યા ને, ખરી તેં ભોગવી ખાણ;
એતો અવગુણ અતિઘણો, એક હરિ ભજ્યા વિના હાણ. મ. ૧
ભજન કરો તો ભય મટે, સંત શબ્દ ધરજો કાન;
અમરદેવને આરાધી લેજો, સમજ સદ્‌ગુરૂની સાન. મ. ૨
શુદ્ધ વિચારીને ચાલજો ભાઈ, રહેવું પડશે રાન;
મૂઆ પછી નથી માણવું, વાંસે સગાં કરે સ્નાન. મ. ૩
રાજા પરિક્ષિત પામિયો, ભુવનપતિ ભગવાન;
સાત દિવસ સાંભળ્યું એવું, ગોવિંદકેરૂં જ્ઞાન. મ. ૪
પ્રેમ પદને પામવા, તું મેલી દે મનની તાણ;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, ભક્તિ છે નિર્વાણ. મ. ૫

પદ ૧૦ મું.

ભવમાં ભજન કરી લે મન ભાઇ, અંતરમાં ક્યાંરે રહ્યા ઉઝાઇ.
સગાં કુટુમ્બને પરિવારા, એ કુડી છે સગાઈ;
મુઆ પછી માનવીઓ વાંસે, કર્મની છડશે કાઇ. ભવમાં. ૧
કામ ક્રોધ કાયાને ખાશે, ભોયંગ ભિતર ભાઇ;
સુરાપાનની અંદર મળતાં, ઉઠે અચાનક લાઇ. ભવમાં. ૨
નિર્ભે નાર મંદોદરી મીરા, ચાલી કર્માબાઇ;
પીપા પ્રહ્‌લાદ ધ્રુવ અમરીખા, નરહર સેના નાઇ. ભવમાં. ૩
અતિ સુખ આવે શામ સમરતાં, મેલી દે મમતા માઇ;
પળ ઘડીમાં પાછું વળવું, જેમ વંટોળિયો વાઇ. ભવમાં. ૪
અવસ્થા પહોચી ને ઉઠી ચાલ્યા, સુરનર ગયા સમાઇ;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, શામળિયો સુખદાઈ. ભવમાં ૫

પદ ૧૧ મું.

મુરખો મોહને ઘોડે ચઢે રે, માથે કાળ નગારાં ગડે. ટેક.
હરિજન હોય તેની હાંશી કરે, જીવ અવળું બોલી લડે;
એકલો હોય તોય અભાગિયો, નવ ગ્રહની ગોડે નડે. મુ. ૧
પરતરિયાશું પ્રીતિ કરૂં, એવા ઘાટ ખોટા ઘડે;
ભોગ દેખીને જીવ થાય ભૂરાયો. જેમ પુતંગ દીપકમાં પડે. મુ.

ત્રણે અવસ્થા ગઇ તૃષ્ણામાં, પછે કાળે કીધો કડે;
ભોજો ભગત કહે ભજન કર્યા વિના, જમના જોડા જડે. મુ. ૩

પદ ૧૨ મું.

હવે હું તો માન ગયો મેલીરે, વા'લા મારી વા'ર કરો વે'લી. ટેક
તમે મળ્યા વિના મરી ગયા, કરો આનંદની હેલી રે;
કર્મનાં બંધન કાપી નાખો, થાય દયાતણી ડેલી રે. હવે. ૧
તમે તમારૂં બિરદ સંભાળો, હું ખરૂં નથી ખેલીરે;
બાનાતણી પત રાખજો, કાંઇ પ્રીતિ નથી પે'લીરે. હવે. ૨
સાચાતણી પત રાખો શામળિયા, થાજો બુડથલના બેલીરે;
ભોજેભગત કહે આવો અંતકાળે, હવે સનંદ છે છેલ્લીરે. હવે.૩

બાપુ સાહેબ.

પદ ૧ લું.

સમજે સતનામ તેને તો કહીએ જ્ઞાની;
તેની મટી ગઇ વૃદ્ધિ ને હાનિ, હાનિ કે તેજ જ્ઞાની. ટેક.
પ્રથમ સદ્‌ગુરૂનો સતસંગ સાચો, બીજો જે કરો તે કાચો;
હરિનામભુલ્યાએજપડયોખાંચો,માટેતમોસદ્‌ગુરૂનેનિશદિનજાચો.
એવું સમજ્યે આવે પાર,મળે સાર એકતાર,મટેખાર,આધાર;
નામ રહિત લેજો માની, માની કે તેજ જ્ઞાની સમજે૦ ૧
સમજેસતનામ,પ્રથમસદ્‌ગુરૂદેવતણાદેવા,તેનીપ્રેમકરીનેકરોસેવા
મળે મનગમતા તે મીઠામેવા,રૂપરંગનહિ તેને ઓળખી લેવા;
નહિ જાત, નહિ ભાત, નહિ માત, નહિ તાત,
નહિ દિન નહિ રાત,
વાણી રહિત લેવા જાણી, જાણી કે તેજ જ્ઞાની. સમજે૦ ૨
ગુરૂએ જ્ઞાન બતાવ્યું શ્રીમુખ,મારૂં મટીગયું જન્મમરણનું દુઃખ;
હવેફરી આવવું નથી માતાની કુખ,મારી ભાગી મનકેરી ભૂખ,
ઓળખ્યું આપ, મટયો તાપ, નહિ પુણ્ય નહિ પાપ,
અદ્યાપ, જડયો બાપ,
મહાપ્રલયમાં રહે તેની નિશાની,શાની કેતેજજ્ઞાની.સમજે૦ ૩
ગુરૂકૃપા થકી (ગઇ) માયાની ફાંશી, મારી મટીગઇ લક્ષચોરાશી,
ઘેરબેઠાં આવી જુમનાં ને કાશી, એતો છે સતલોકના રહેવાશી;

અનાદિ વસ્તુ આપું, પાપકાપું, છાપછાપું, કહે બાપુ, મટયું દાપુ,
ના સમજે તે તો અભિમાની, માની કે તેજ જ્ઞાની. સમજે. ૪

પદ ૨ જું.

હરિગુણ ગાય તેને હરિ જેવા જાણો,
સમજ્યા વિના તે મત શીદ તાણો, તાણો કે હરિને જાણો. ટેક.
જે કરે લાગા તેથી વા'લો ગયા આઘા,
સૂધું સમજ્યા નહિતો બળ્યા એના વાગા,
આત્મા ચીને નહિતો મૂઆ ઢાંક્યા ને નાગા.
એના મનના સંશય નથી ભાગ્યા,
દૃષ્ટિમાં આવે તેમ રીઝાય, તે હરિના કહેવાય,
તેને સરવે વેદ ગાય, તેને જે જન ધાય, તે મૂરખ કહેવાય,
હરિનું નામ મૂકીને જો લે પાણો, પાણો કે તેને જાણો. હરિ૦ ૧
હરિને પાષાણ કહે તેજ ગાંડો,
એ તો સદા છે અખંડ ને ના થાય ખાંડો,
સમજ્યા વિના ગાય તે તો રાંડીરાંડો, તમે સમજીને પગલાં માંડો,
હરિને જડ કહે તે જડ, ત્યાં તો થઇ છે વઢાવઢ,
ત્યાં થઇછે ભડાભડ, જેણે શોધ્યું નહિ થડ, તેનો ખર્યો કાયા ગઢ
સમજણ દીવો કર્યો રાણો, રાણો કે હરિને જાણો. હરિ. ૨
હરિકે હુકમ બિન પત્ર નહિ હાલે, પારો ચલાવે તે રીતે ચાલે,
રૂડો ખેલ બનાવ્યો મારે વા'લે, હરિ જન તો મગ્ન થઇ મા'લે,
એને નેત્ર નહિ કરણ, એને ભુજા નહિ ચરણ,
એને એકું નહિ વરણ, એને આવે નહિ મરણ,
હરિ વસ્તુ તારણ તરણ,
સાચી વાત કહું છું તેને છાણો, છાણો કે તેને જાણો. હરિ. ૩
એ તો સમજ્યાનું કામ ને સાધન કરતો,
એ તો સમજ્યાનું કામ ને ધ્યાન ધરતો,
એ તો સમજ્યાનું કામ ને ભોંઇ ભરતો,
એ તો સમજ્યાનું કામ ને ભૂખે મરતો,
સમજે સદ્‌ગુરૂની શાન, તેને ભાવે આત્મજ્ઞાન,
તેનું વળ્યું વાણીનું વાન, તે તો તોડે નહિ તાન,

તેનું અખંડ થાય ધ્યાન,
આપુ સતનામ સમજે તે તો શાણો,શાણો કે તેને જાણો. હરિ. ૪

પદ ૭ જું.

અલખને ખોળી કાઢે તેને તો કહીએ જોગી:
ગમે તો બાવા થાઓ કે રહો ભોગી, ભોગી કે તેહ જોગી. ટેક.
પ્રથમ તન ખોજી મન વશ રાખો,
ખોટી ખોટી વસ્તુ માંહીથી કાઢી નાખો,
સારા સારા શબ્દ સદ્‌ગુરૂના ચાખો,
ત્યારે તું ભાગું નહિ સદા રહું આખો,
એ સંત ગાવે, જે જન ધાવે, હાથ આવે, તેને ફાવે,
નામ સમજ્યા તેતો થયાછે અણરોગી,રોગી કે તેહ જોગી.અલ૦
ગુરૂકૃપાથકી અખંડ વર પામી,
સહુથી ન્યારો રમે તેજ મારો સ્વામી,
કોઈ આવી ના શકે રે તેની દામી,
કોઇ કાઢી ના શકે રે તેમાં ખામી,
તે છે છેલ, નથી મેલ, નથી ફેલ, રંગ રેલ, જડે સેલ,
નામ જોતાં તો વસ્તુ બહુ મોંઘી, મોંઘી કે તેહ જોગી. અલખ. ૨
હવે સુરતા સખી સ્વામી સંગે ચાલી,
વહાલે મારે પ્રેમ કરીને બાંય ઝાલી,હવે મુનેવસ્તુ અમૂલક આલી,
ત્યારે ચઢી ગઇ ગાલતણી લાલી,
એક ગામ, એક ધામ, એક નામ, સધર્યું કામ,
ગુરૂએ વસ્તુ આપી તે તો ઊગી, ઊગી કે તેહ જોગી. અલખ. ૩
જન્મ મરણ મટે નહિ એજ સંગ ખોટો,
દમ બંધ કરો એજ વાળ્યો ગોટો,
હેઠે ઉતરે તો જમની ખાય ચોટો,આત્મદર્શીનો અવર નવભેટો,
આત્માદર્શી તેનું રાજ, તે મહારાજ, કરે કાજ,
રાખે લાજ, ચલાવે ઝાઝ,
બાપુ નામ બાણ વાગ્યું, વાગ્યું કે ઊઠ્યો જાગી. અલખ. ૪

પદ ૮ મું.

ભેદ બ્રહ્મનો બતાવે તેજ ગુરૂ દાતા;
બીજા સમજ્યા વિના બહુ ધાતા, ધાતા કે ગુરૂ દાતા. ટેક.

પ્રથમ અક્ષરાતીતને જાણે, આત્મા ચીન્યો તે તો મત નવ તાણે,
પછી પુરૂષ પ્રકૃતિને પ્રમાણે, એવી સમજણ મનમાં આણે;
મહત્તત્વ એજ સાર, અહંકાર, અહંકાર ત્રણે ગુણ એક તાર,
તેના ચોવીસ થયા પરિવાર,
નામ સમજ્યા તે બ્રહ્મજળ નાહાતા, નાહાતા કે ગુરૂ દાતા.ભેદ. ૧
તમોગુણથી થયું છે આકાશ, આકાશ માંહી પવનકેરો વાસ,
પવનથી તે તેજ પ્રકાશ, જળ પૃથ્વી તે તેજતણાં દાસ,
શબ્દ સ્પર્શ, રૂપ રસ, અને ગંધ, તેની જૂદી જૂદી વસ્ત,
એવું સમજ્યા તેના જશ થયા માતા, માતા કે ગુરૂ દાતા. ભેદ. ૨
રજો ગુણથી દશ ઈંદ્રિય લહીએ,તેનો જુજવો વિચાર ભાઈ કહીએ,
એવું સમજીને મનમાં મગન થઈએ,
બટ્ટો લાગે ત્યાં તો કબુએ ના જઈએ,
શબ્દથી શ્રવણ ને વાણી વસ્ત, વાયુથી ત્વચા ને હસ્ત,
તેજથી ચક્ષુ ને ચરણ વસ્ત, જળથી જીભ્યા ને ઉપસ્થ.
ધરાથી નાસિકા ને ગુદાએ થયો દસ્ત,
એવા દશે ઈંદ્રિયના દેવ તાતા, તાતા કે ગુરૂ દાતા. ભેદ. ૩
સતો ગુણથી અંતઃકરણ ચાર, મન બુદ્ધિ ચિત્ત ને અહંકાર,
તેનો જૂજવો કરોને વિચાર,એવું સમજે તો તરત આવે પાર,
અઠ્ઠાવીશ તત્વનું આ સ્થૂળ, એવું સમજ્યા વિના સહુ ધૂળ,
જેણે ખોળી કાઢયું મૂળ, તેનું સુદ્ધું થયું કૂળ;
વળી મટયું સંશય શૂળ,
બાપુ સતનામ સમજ્યા તે નથી ધાતા, ધાતા કે ગુરૂ દાતા,ભેદ. ૪

પદ ૫ રાગ ગરબી.

જોને અલ્યા ચાર દિવસ સાજી કાયા છે;
બીજી વળગેલી જૂઠી તને માયા છે. ૧
સગા સર્વે મુઆ પછી નાયા છે; તારી બેન બાઇ મોટા ભાયાછે.૨
તારા લાડુ નિપાઇ તેણે ખાયા છે;
તારા રાજીઆ તે રાજવી કહાં ગાયા છે. ૩
એવી જાણો તે તમે મળી નારી છે;
એથી દુઃખડાં તે તમને બાઇ ભારી છે. ૪

તારી તારી કહે નવ તારી છે; એ તો તને મૂકીને જનારી છે. ૫
અલ્યા તારૂં તે તલભાર વારિ છે; શીદ મરે તે કહી ભૂમિ મારીછે.
એ તો કળા કર્ત્તાની કંઇ ન્યારી છે; તારી ખોટી સર્વે ખુમારી છે.૭

એક ખરી ભક્તિ તો જાણુ ભાઈ તારી છે;
તેને રીઝો તે કહી મારી મારી છે. ૮
જો તારો બાપ ગયો તેહ રસ્તો છે;
નથી મોઘો એ તો અલ્યા શસ્તો છે. ૯

બાપુ નામ તે જાણવું મોઘું છે, બાકી ભ્રમણાનું ઘર તે તો સોંઘું છે.

## બ્રહ્મબોધ.

પદ ૬ રાગ કાફી,

બેડી એક મોટી રે, તોડી નવ જે તૂટે;
લોઢાની ન ધારો રે, લાકડાની અગ્નિ લુંટે. ટેક. ૧
ગજવેલની એ તો નથી ભાઈ, નથી એ માંહી પાષાણ;
ચર્મની બેડી અતિ કઠણ છે, જાણે કો જાણ સુજાણ;
વાત સે'લી માનો રે, છોડે તેને ઝટ છૂટે. બેડી. ૨
એ બેડીથી ગજરાજ બંધાએ, કપોત જેવા તજે જીવ,
પશુ પંખીડાંની એ દશા છે, નરરૂપે ભૂલે શિવ;
વાત એ તો મોટી રે, કોટડીમાં માયા કૂટે. બેડી. ૩
બિલ્લાં કુત્તાં એ બેડીમાં, ઋતુ આવ્યે કરે રાજ,
માણસ બે બેડીમાં ફસાયો, કથળ્યું તેથી એનું કાજ;
વાજ આવ્યો વે'લો રે, વળુંધ્યો ન વછૂટે. બેડી. ૪
રાત દા'ડો બેડીમાં રે'વું, નાકળવાની નવ જાગ,
ઋતુ બતુ તો વર્ષને સોંપી, એ તો તપાસે લાગ;
બાપુ નામ ભૂલાવે રે, આશાપાશ નવ ખૂટે. બેડી. ૫

પદ ૭ રાગ કાફી.

ન છૂટે એવું શું છે રે, તે તો આજ જોઈએ વે'લા;
ભેદ જોઈએ એ તો રે, વિચારીએ વસ્તુ પે'લા. ટેક. ૧
અફીણનો બંધાણી થયો, નિત્ય ખાયે વસુ અઢીભાર,
ગાંજો પીએ ને ભાંગ પીએ છે, એ પણ છૂટે નિરધાર;
વાર નવ લાગે રે, ટેકે જોઇશું ચ્યઢેલા. ન છૂટે ૨

વ્યભિચારી કુડું કર્મ મૂકે, ખાયે શિર પેંજાર.
ચોર ચોરવું ચૂકે વે'લો, મહીપતનો ખાઇ માર;
એમ સહુ છૂટે રે, પણ પાશ એકે જડેલા. ન છૂટે. ૩
દુર્ગુણ જાયે સદ્‌ગુણથી, સદ્‌ગુણ દુર્ગુણથી જાય,
આશાનો પાશ અલગ નવ થાયે, ખત્તા ખાંતેથી ખાય;
મોટો પાશ એ તો રે, છે દેહ લોઢે મઢેલા. ન છૂટે. ૪
સદ્‌ગુરૂ વાર વાર સમજાવે, આશા છોડો અવિચાર,
ગુરૂનામવાળાને ફાંદે ફસાવે, બા'રચના જણાવે વિચાર;
બાપુ કોડ સાચો રે, જ્ઞાન ઘોડે અડેલા. ન છૂટે. ૫

## રૂષિરાજ.

### પદ ૧ રાગ ધોળ.

હરિગુણ ગાવામાં હુંસીલા, જગમાં હરિનારે જન; ખર શું ખાઇ જાણે ખીરને, મલકે ઉકરડે મન. પામર પ્રભુરસ તે શું પીએ; પામર હરિરસ તે શું પીએ. ૧ કાગ મોતીને શું કરે, મોતી ભરખે મરાળ; પાન બીડાં શા પાડાને, પાડો શોધે પરાળ. પામર. ૨ અંધા આગળ શી આરશી, સમજે છાણા સમાન; બહેરા આગળ શું બોલવું; કેમ કરિ ઉઘડશે કાન. પામર. ૩ ભમરે ગેંગાને ભોળવ્યો, બધો દેખાડયો બાગ, જોતાં વાડીનાં ઝાડવાં, ભાળ્યો વિષ્ટાનો ભાગ. પામર. ૪ શ્વાન ન સમજેરે સંપમાં, અગણિત દેતાં ઉપદેશ, નજરે નાતીલા ન્યાળીને, દિલમાં દાખવશે દ્વેશ. પામર. ૫ અનનાં ભોજન શાં ઉંટને, રીઝે ઝાંખરને જોઇ; ઘતડિ વળગી અડાણમાં, પીશે પય છાંડી લોઇ. પામર. ૬ પુરૂષાતન ઇછે પાવૈયો, એકે ન મળે ઇલાજ; કાળી કાંબેલને કર્મજનો, રંગ ન લાગે રૂષીરાજ. પામર. ૭

### પદ ૨ જું.

ઠરશે કંચનના થાળમાં કુંગરી વાઘણ દુધ; ત્રાંબા પીતળમાં નહિ ટકે, સોવાર કરિયે શુદ્ધ. પ્રભુરસ પ્રેમીજન પી શકે, હરિરસ હરિના જન પી શકે. ૧ સોમવલ્લી સંસારમાં, પચવે બ્રાહ્મણનો પુત્ર; વમશે બીજી સહુ વર્ણને,

શું થાય ધારેલી સુત્ર, પ્રભુરસ. ૨ ખારા જળનીરે માછલી, મીઠા જળમાં મરી જાય, ખાશે કુતરૂં ખીર તો, ઉલક ઓચંતી થાય. પ્રભુરસ. ૩ અફિણ કેશેરે ઇયલનું, મળશે ગોળેથી મહોત; જળરતુ પામીને જવાસા, સુકાય શાખા થઇ સોત. પ્રભુરસ. ૪ આખા જગનીરે આંખ્યોને, સુરજ ઉગે સુખ થાય; ઉલુક જગમાં અભાગીયાં. દીવસે કાંઇ ન દેખાય. પ્રભુરસ. ૫ સેવે સાકરને શ્રીમંતો, કરવા સુંદર કાય; ખર જો કાંકરો ખાયતો, જીવનું જોખમ થાય. પ્રભુરસ. ૬ મોંધા મખમલનાં મુઢિયાં, મઢતાં બગડે પખાજ, કઇને આટલા દાખલા, રચના કીધી રૂષિરાજ. પ્રભુરસ. ૭

પદ ૩ જું.

જાણી જાણી મેં તો જાણીરે આતો દુનિયા દિવાની, ટેક. પંડિત કાજી વેરાગી પુરાણી, કુણ રાજા કુણ રાણીરે; આતો દુનિયા દિવાની. ૧ મુવા કેડે મનમાન્યા મોદક, જીવતાં પાય ન પાણિરે, આતો. ૨ હોળી રમે ખુબ વાટે ને ઘાટે, વહુ બધે ગામે વખાણિરે. આતો. ૩ રામ ભજે તેને નણંદીરે રગડે, ઝગડો આરંભે જેઠાણિરે. આતો. ૪ લાજ મરજાદા તજી કરે લવારી, વેવાણની ભલી વાણીરે, આતો. ૫ હરિગુણ ગાતાં કરે સાહુ હુરકત, ધંધો એતો કુળધાણિરે. આતો. ૬ શું સમઝે રૂષિરાજની સમશ્યા, પાપિડાં પામર પ્રાણીરે. આતો ૭

પદ ૪ થું.

હરિજનિયાં છોને દાઝેરે, હુંતો ન તજુ હરિને. ટેક. વણ વાંકે થયાં વેરીડાં વસમાં; લવરી ન કરતાં લાજેરે. હુંતો. ૧ પોતા જેવાં એતો જાણે છે પરને, ગાલ ફુલાવીને ગાજેરે. હુંતો. ૨ મુનિવૃત લઇએ તો મુરખ ગણે છે, બોલવા જૈયે તો બાઝેરે. હુંતો. ૩ સાચનો મારગ સમણે ન જાણે, બેઠેલાં જુઠને ઝાઝેરે; હુંતો. ૪ શાણા થઇ વળિ સમજાવા આવે, ભજન ભઠાકેથી ભાજેરે. હુંતો. ૫ નીલજ વાતમાં ધરપત નાવે, લાજે છે સંત સમાજેરે. હુંતો. ૬ રૂડુ ઇચ્છું તોએ કુડું ગણે છે, દાવો બાંધ્યો રૂષિરાજેરે હુંતો. ૭

પદ ૫ મુ.

દુરિજનિયાં દુઃખદાઇરે, પ્રભુ ભજતાં પજવે. ટેક. પ્રહલાદજીને બરાબર પુણ્યાં, નથી એ આજ નવાઇરે. પ્રભુ. ૧ પાંડવને પરિપુરણ પુણ્યા, પાપી હતો પિત્રાઇરે. પ્રભુ. ૨ ભૂપ ભભીક્ષણને ભાઇ પુણ્યો; કીજયા દલાલ કસાઇરે. પ્રભુ. ૩ નાત બહાર મેહેલ્યા નરસી મેહેતાને, એવી નાગરની ઊંધાઇરે, પ્રભુ ૪ કપટી કઠોર રાણાજીએ કીધાં, મહા દુખિયાં મીરાંબાઇરે. પ્રભુ, ૫ કુંજરને પગે બાંધ્યા કબીરને, રામ ભજ્યાની દવાઇરે, પ્રભુ. ૬ દુરિજનથી રૂષીરાજને દાવો; આવો અધરમી ઉજાઇરે, પ્રભુ. ૭.

પદ ૬ ઠું.

દુનિયાં રૂઠીને શું કરશે, પ્રભુ જેના બેલી; કોઇના માર્યા કેમ મરશે, પ્રભુ જેના બેલી. ટેક. લાખા ઘરમાં પૂર્યા પાંડવોને, કૌરવે લાહ્ય કરેલી પ્રભુ. ૧ ચંદ્રહાસ કેર વહારેરે ચઢિયા, વિખ કેડિ વિખયા લખેલી. પ્રભુ. ૨ ભસ્માંગદની ભવાનીને મારે, શામળીયે કીધિ શેલી. પ્રભુ. ૩ શીતળ જેવી સુધન્વાની કીધી, તેલ કઢા ઉકળેલી. પ્રભુ ૪ અંબરીખને આપોઆપ ઉગાર્યા, દુર્વાસાને લહાય મેલી. પ્રભુ. હુરચંદરાયનિ હરકત જાણિ, બાજી સુધારીરે છેલ્લી. પ્રભુ. ૬ દુરિજનિયાં રૂષિરાજને દૂભે, તેમ તેમ આનંદ હેલી. પ્રભુ. ૭

પદ. ૭ મું.

દુરિજનિયા કેમ ડરશે, અનાદીનાં અવળાં; માથાં ફુટી કુટી મરશે. અનાદીનાં અવળાં, ટેક. સીતાને સંતાપી વનમાં વળાવ્યાં, ઠાર્યાં એવાં એતો ઠરશે, અનાદીનાં ૧ જ્યાંરે ઉગે ત્યાંતો જરિએ ન વાવે, ખારોડ ધરતીમાં ધરશે: અનાદિનાં ૨ સંત અસંતનિ રીત ન સમજે, આડે ધડેથિ ઉચરશે; અનાદીનાં ૩ સવળા ઉપાયનો સંગ કરે નહિ, અવળો ઉપાય આદરશે; અનાદીનાં. ૪ તુછમતિ પશુ પુછ વિનાનાં, ડહાપણમાં ફુલ્યાં ફરશે; અનાદીનાં. ૫

ગોવિંદ સરખા ગુરૂને ન ગાંઠે, કેડથી કીરતીયો કરશે; અનાદીના ૬ નાજ ગમે રૂષિરાજની નજરે, દહિતાંની ઓથે ઉતરશે. અનાદીના. ૭

પદ ૮ મું.

થોડો ફાટીજા ફુણ છે થોરીરે, પ્રાણિયા પાપીરે; પ્રભુ જાણે છે ચિત્તનિ ચોરીરે પ્રાણિયા પાપીરે. ૧ કાંક તારાથી પુન્યવાન પાડોરે. પ્રાણિયા. તેં તો વાળી નાંખ્યો આંક આડોરે પ્રાણિયા. ૨ શ્વાન તારાથી બાપડાં સારાંરે પ્રાણિયા. તુચ્છ તેનાથી કર્મ તારાંરે. પ્રાણીયા. ૩ કુળ ઉંચુને કામ તારાં કાળાંરે, પ્રાણિયા. હૈયે વાસ્યાં છે ટંકશાળિ તાળાંરે પ્રાણિયા. ૪ રૂડે રોશન વાળે ને વેણ રૂડાં રે, પ્રાણિયા.શેઠ ભોળા ને કાટલાં કુડાંરે પ્રાણિયા. ૫ પશુ પાડમાં મનુષ્ય પામીરે પ્રાણિયા. ખરેખાત એક પુછડાની ખામીરે, પ્રાણિયા. ૬ તારા લક્ષણ કહેતાં મરૂં લાજીરે, પ્રાણિયા. રૂપિરાજ રામ કેમ થાય રાજીરે. પ્રાણિયા, ૭

પદ. ૯ મુ.

તારા ભેખમાં શો ભદ્રક ભાળું રે, જીવડા જુઠારે: તારૂં અંતરતો વાસના વાળુંરે જીવડા, ૧ નથિ નાક તણી ડાંડી સામાં નેણારે, જીવડા, નવહાલાં વેરાગનાં વેણાંરે જીવ. ૨ નથી રસનાનો સ્વાદ કાંઇ રોકયો રે જીવડા માલ મફતનો ખાઇ પંડ પોખ્યો રે, જીવડા ૩ નથી શંકર કે રામ લીધા સાધીરે, જીવડા આતો આદરી છે ઉલટી ઉપાધીરે, જીવડા. ૪ દામ જંખવામાં જાય તારા દહાડારે; જીવડા. તારા અંતરમાં ધાટ થાય આડારે. જીવ ૫ ટેવ ભુંડીને તાણિયાં ટીલાંરે, જીવ. ઢોર ભડકે ને ભોળવાય ભીલાંરે. તારૂં મન ભણે હેણી વાટ હાજીરે, જીવ. રૂપિરાજ રામ કેમ થાય રાજીરે, જીવ. ૭

પદ ૧૦ મું,

લાખ વાતોની એક વાત લેજો, શીખામણ છેલીરે, દયા રાખીને અન્નદાન દેજો; શીખા. ૧ પરધન સાપ પથ.

રો પ્રમાણો, શીખા, પરનાર જનેતા સમાન જાણો; શીખા. ૨ જુઠ સાથે જરૂર વેર બાંધો, શીખા. સાસ ઉસાસે રામતાર સાંધો; શીખા. ૩ ગુણ ગોવિંદ આનંદ ભેર ગાવો, શીખા. કામ ક્રોધ લોભ સંગે બાંધો દાવો; શીખા. પોતપોતાનો ધર્મ સર્વ પાળો. શીખા. એમાં અવળું દેખાય તે ટાળો; શીખા. ૫ શીવ વિષ્નુનું એક નામ સાચું, શીખા. બિજું બાતલ કરોડ નામ કાચું; શીખા. ૬ જ્ઞાન મેળવવા સાંભળો ગિતાજી, શીખા. રૂષિરાજ રામ એમ થાય રાજી; શીખા.

પદ ૧૧ મુ.

માથે કોપી રહો છે કાળરે, ઉંઘ તને કેમ આવે; પાણિ પહેલી બાંધો લેને પાળરે. ઉંઘ તને કેમ આવે. ૧ નથી એક ઘડી નિરધારરે. ઉંઘ તને. આ છે સુપના જેવો સંસારરે; ઉંઘ તને. ૨ અલ્યા એળે ખોયો અવતારરે, ઉંઘ તને, તારા માથે છે જમનો મારરે; ઉંઘ તને. ૩ તારા મનનું ધાર્યું થશે ધુળરે, ઉંઘ તને, ચાર તોલાં છે મણમાં ભુલરે; ઉંઘ તને. ૪ કરી આવ્યો છે ગર્ભમાં કોલરે, ઉંઘ તને. થોલ આવેલું થાય છે કથોલરે; ઉંઘ તને. ૫ જોતાં જોતાં આયુષ ખુટિ જાયરે, ઉંઘ તને. તારા ડાહાપણમાં લાગી લાહ્યરે; ઉંઘ તને ૬ કાંઠે આવેલું બુડશે ઝાઝરે, ઉંઘ તને. તારે કાજે કહે છે રૂષિરાજરે. ઉંઘ તને. ૭

પદ. ૧૨ મુ.

આભડશેટમાં બુડયું બધું અંગરે, સારૂ થાય શી રીતે; નથી નહાતો ગોદાવરી કે ગંગરે; સારૂ થાય શી રીતે ૧ દેવ મંદિરમાં નથી કર્યા દીપરે, સારૂ. નથી કરતો તું ટેલીઆની ટીપરે; સારૂ ૨. નથી ચપટી કરાવ્યાનો થાલરે. સારૂ. ખાવા તાકે મફતનો માલરે, સારૂ. ૩ દેવ દરશનનું નિત્ય નથી નેમરે, સારૂ. આખિ પૃથ્વીનાં હોંઇર લીધાં વેમરે; સારૂ ૪ નથિ વાવરતો દેવની દસુંદરે, સારૂ. ૫ નથી દીધાં તીરથમાં દાનરે, સારૂ. નથી આપ્યાં અ-

તીથિને આનરે; સારૂ. ૬ નથી કરતો તું ખળીની ખેરા- ત્યરે, સારૂ. રૂષિરાજની ન રાખિ રૂદે વાતરે; સાર. ૭

પદ ૧૩ મું.

વાલીડા ચઢજયો વારેરે, બળવંત બેલી, કપાશે બંધન કયારેરે, બળવંત બેલી. ટેક. વહાલાજી મારા નથી આ વેળે કોઇ મારૂં, છે શરણું એક તમારૂંરે. બળવંત. ૧ વ- હાલાજી મારા વડાઇ આપની વિચારો, અપરાધ ન જોશો મારોરે. બળવંત. ૨ વહાલાજી મારા સગપણ તમારૂં એક સાચું, બીજું તો સરવે કાચુંરે. બળવંત. ૩ વહાલાજી મારા પીતા તમે ને તમે માતા, ભૂધરજી મારા ભ્રાતારે. બ- ળવંત. ૪ વહાલાજી મારા તમે છો દીન કેરા બંધુ, શામ- ળિયા ગુણના સિંધુરે. બળવંત. ૫ વહાલાજી મારા નબ- ળી વખતના છો નાણું, જગ સરવે મીથ્યા જાણુંરે. બળ વંત. ૬ શરણાંગત કેરી સંભાળ સ્વામી છો લેનારા, રૂ- ષીરાજ રૂદે રહેનારારે. બળવંત. ૭

પદ ૧૪ મું.

ભૂધર હું તમને ભૂલ્યોરે, ભટકું છું ભવમાં; એ માટે દુખમાં ડુલ્યોરે, ભટકું છું ભવમાં. ટેક. સ્થાવરના ભવમાં જીવન હું ઝાડથી થપાણો, કોહોવાડે ત્યાંહી કપાણોરે. ભ- ટકું છું. ૧ જનાવર કેરા જનમે ન સૂખની વેળા જાણી, પામ્યો નહિ વખતે પાણીરે. ભટકું છું. ૨ લાખો ફેરા મેં અજના અવતાર વ્હાલા લીધા, ત્યાં દહિતે ઝટકા દીધારે. ભટકું છું. ૩ ભોરંગના ભવમાં ચરણાં વિના હું પેટે ચા- લ્યો, ત્યાં સાણસડેથી ઝાલ્યોરે, ભટકું છું. ૪ કુતરાની કાયા પામીને વેણી ખાધા કડકા, ત્યાં ભુખના વેઠયા ભ- ડકારે. ભટકું છું. ૫ અવતાર ખરને ઉંટાંના કેટલાક કાઢયા, અણતોળ્યા ભાર ઉપાડયારે. ભટકું છું ૬ રૂષીરાજ સાચા સ્વામી હવે તો શરણે રાખો, લેઇ જનમ ચુકયો છું લાખોરે ભટકું છું. ૭

પદ ૧૫ મું.

સાંભળજો સગા સાચારે, અલબેલા અરજી; ટેક. વૃથા નહીં બોલું વાચારે, અલબેલા અરજી. નરકનાં પીડ અ- ઠાવી કુંડમાં મેં ન્યાળી, ગર્ભવાસે તો હદ વાળીરે. અલ-

બેલા. ૧ મટાડો મેહેરબાની કરીને સંકટ મારૂં, વ્હાલા નહીં ગુણ વિસારૂંરે. અલબેલા. ૨ કથા તમારી કાના હું સાંભળીશ કરણે, તીર્થાટણ ચાહીશ ચરણેરે. અલબેલા. ૩ નારાયણ તમને નેહેથી નીરખીશ નેણે, વળિ કીરતન ગાઇશ વેણેરે. અલબેલા. ૪ સ્વામી તમારા હરિજનની કરિશ હાથે સેવા, શિર નામિશ હું સુરદેવારે. અલબેલા. ૫ તથાપિ ત્રિકમ નાવે પતિજ મારી તમને, લો જમાન આપું જમનેરે. અલબેલા. ૬ ભગવતનું અરજી સુણી રૂપિરાજ કહે દિલ ભેદચું; સંકટ પ્રાણીનું છેદચુંરે. અલબેલા. ૭

પદ ૧૬ મું.

વીસાર્યા તેં વનમાળીરે, જીવલડા જુઠા; ભરમાણો માયા ભાળીરે, જીવલડા જુઠા. ટેક. આવ્યો છે તું આ દુનિયામાં દેહ ઇંદ્રી દમવા, કયમ રસ્તે લાગ્યો રમવારે. જીવલડા. ૧ આવ્યો છે તું તો ભક્તિના ભેદ સરવે ભણુવા, કયમ ગણીત બેઠા ગણુવારે, જીવલડા. ૨ આવ્યો છે તું તો ચતુરભુજને રસ્તે ચઢવા, કયમ પાછો લાગ્યો પડવારે. જીવલડા. ૩ આવ્યો છે તું તો જમડાની આપીને જમાની, એ ભુલ્યો કેમ અજ્ઞાનીરે. જીવલડા. ૪ આવ્યો છે તું તો ગુણરે ગોવિંદજીના ગાવા, કયમ લાગ્યો મોહ મચાવારે. જીવલડા. ૫ આવ્યો છે તું તો બદરીપતીનું ધરવા ધ્યાનું, કયમ છળ આદરિયું છાનુંરે. જીવલડા. ૭ આવ્યો છે તું રઘુવરને રૂપિરાજ કહે રીઝાવા, કયમ જોયું જમપુર જાવારે. જીવલડા. ૭

પદ ૧૭ મું.

જતિ રહેશે કાલ જવાનીરે, છાકે છે શ્યાથી; દિલડાની ટાળ દિવાનીરે છાકે છે શાથી ટેક. શોભીતો તેં તો માન્યો છે દેહ તારો સાચો, છે કાયા ઘડુલો કાચોરે. છાકે છે. ૧ મનસુબો તેં તો વાર્યો છે દેહ માટે મોહટો, છે પાણીનો પરપોટોરે, છાકે છે. ૨ કોઇ દહાડો તેં તો પડવાની ધારી નથી કાયા, પણ વાદળની છે છાયારે. છાંકેછે. ૩ ટળી જાસે જોતાં જોતામાં દેહ પ્રાણી તારો; જેમ વિજળીનો ઝ-

અકારોરે. છાકેછે. ૪ જોને લ્યા સુતા સમશાને કંઇક તારા જેવા, નવ કોઈ રહ્યા સુખ લેવારે. છાકે છે. ૫ હજારો ઉપર હુકમ ચલાવતા હાકમડા, પણ ઝડપી ચાલ્યા જમડારે છાકેછે. ૬ રસનાયે જિવડા રટરે રૂષિરાજ કહે છે રસિયો, જે વિશ્વ સકળમાં વસિયોરે. છાકે છે. ૬

પદ. ૧૮ મુ.

માને છે મારૂં મારૂંરે, જાગીને જોને; તલભાર નથી કાંઇ તારૂંરે, જાગીને જોને ટેક. માણક ને મોતી કેરી દુકાનો જેણે માંડી, હેંડયાં લઇ ફુટી હાંડીરે. જાગીને જોને. ૧ ભંડાર ધનના ભરિયા ભૂપાળે બજવી ભાલા, પણ ચાલ્યા ઠાલામાલારે. જાગીને. ૨ કીરતીયો જેના નાણાંની સંભળાતી કાને, તે સુંતા જઇ સમશાનેરે, જાગીને. ૩ સંચરતા હાથી ઘોડા હજારો જેની સાથે, તે હેડયા ખાલી હાથેરે. જાગીને. ૪ સંસાર સરવે દેખીને ડરતો જેની શેહેમાં તે ચોટયા જૈને ચેહેમાંરે. જાગીને. ૫ કિધાં હોય હાથે કરીને દાન પુન્ય કોડે, તે જાય જીવની જોડેરે. જાગીને. ૬ રૂષિરાજ કહે રૂદીયામાં રહેનારા જેથી રીઝે, કામું તો એવું કીજેરે જાગીને. ૭

પદ ૧૯ મું.

નારાયણ નર નારાયણરે જીભેથી જપ્યને; પાણીથી હરી પારાયણરે જીભેથી જપ્યને. ટેક. પહેલેથી મોતે ચેતાવા મોકલ્યાંછે પળિયાં, વળિ ગાતર સરવે ગળિયાંરે, જીભેથી ૧ કહેડયોમાં વસિયું કળતરને પગનું બળ પરવાર્યું, હાથાંનું જોર હર્યુંરે. જીભેથી. ૨ વંઠી ગયાં વેણાં નેણાનું તેજ માંડયું ટળવા, બળ સરવે લાગ્યું બળવારે; જીભેથી. ૩ લખેશ્રીની પદવી તાકેછે હજી લેવા, જવ નહિ વધે વડ જેવારે; જીભેથી. ૪ અવતાર પાછો માણુસનો આવશે નહિ આવો, પછે થશે પસ્તાવો. જીભેથી. ૫ પરવારી લે તે પ્રાણી શા સુખથી સુવેછે, જમડા તો વાટ જુવેછેરે, ૬ રૂષિરાજ કેરી રચના તું અંતરમાં ઉતારે, માં ઝીતી બાજી હારેરે. જીભેથી. ૭

પદ. ૨૦ મું.

રાખોને રીત્ય હમારિ, હમારા હો તો રાખોને રીત્ય હમારી. ટેક; જાણિ જોઇ કોઇ જીવ ન મારવો, કેફની ક-રશોમાં યારી; હમારા. ૧ દારૂ માંસ ચોરી પરદારા, ચારે હરામ જેવા ધારી; હમારા. ૨ દેવ બ્રાહ્મણ વળિ વેદની નિંધા, ખારાથી જાણજો ખારી; હમારા ૩ જુઠું વચન કદી જીભે ન બોલવું, પવિત્રાઇ મને પ્યારી: હમારા. ૪ પોત પોતાનો ધર્મજ પાળવો, દયા દિલમાં ઉતારી: હમારા. ૫ નારાયણની નવધા ભક્તિ, ભવસંકટ ભાગનારી; હમારા. ૬ રૂષિરાજની આ રીત્ય પાળશો, તો તરશો સંસારી; હમારા. ૭

પદ ૨૧ મું.

આટલી વાતે ઉદાસી, અમારૂં દિલ આટલી વાતે ઉ-દાસી. ટેક. હરી સમરણનો તાર તુટે તો, પ્રાણ જશે જાણે નાશી; હમારૂં. ૧ નાસ્તિકનું મુખ નજરે પડેતો, તન મન કંપે છે ત્રાસી; હમારૂં. ૨ ભેખ ધર્યો તોએ માયાના ભોગી અરરર સમજણ આશી: હમારૂં. ૩ કથામાં આડી વાતો કરેતો, વદન સુકો એ વાસી; હમારૂં. ૪ નારી કે નર ન-જરે ગમે નહિં, રૂપ ધન રાજનાં મિજાસી; હમારૂં ૫ ધ્યાનનિ વેળે કોઇનિ વાણી ન ધાતે, એ વાણિ કારમી ક-જિયાસી; હમારૂં. ૬ કરજ કરે રૂષિરાજને કારણેરે, એતો ઉદાસી વળિ ખાસી; હમારૂં. ૭

પદ ૨૨ મું.

રહે છે જોઇ જોઇ રાજી, હમારૂં દિલ રહે છે જોઇ જોઇ રાજી. ટેક. નામ મધ્યે એક નરરે નારાયણ, ધ્યાન મધ્યે એ ધરિયાજી; હમારૂં. ૧ વ્યાસનિ વાણિમાં પ્રાણથિ વહાલી, ગોવંદ ભાંખેલી ગિતાજી, હમારૂં. ૨ આશ્રમમાં એકલશૃંગીનો આશ્રમ; જામે છે ત્યાં પ્રીત્ય ઝાજી, હમારૂં. ૩ વૈશ્નવ જન માંહિ વસવું ગમે છે. ભલે મળો લુખી ભાજી; હમારૂં. ૪ તેત્રીસ કોટીમાં સૂરજ શંકર, વિષ્નુ વિ-

લેશ ને અંબાજી; હમારૂં. ૫ પ્રેમીજનને તો પ્રાણ સું-પીશું, દુરીજન છોને બળે દાઝી; હમારૂ. ૬ દુરીજનથી રૂપિરાજને દાવો, સમજુ સંત સગાજી. હમારૂં. ૭

પદ ૨૩ મું.

ધીરજ ધરને અરે અધીરા, ઇશ્વર દેશે અંન જોને;
ખલક તણો છે પ્રભુને ખટકો, માને સાચુ મન જોને. ૧
જન્મ્યા પહેલો જગના નાથે, ઉપાય શોધ્યો શુદ્ધ જોને;
હાડ માંસના હૈયા મધ્યે, દેવે સરજ્યું દુધ જોને. ૨
કોશંટામાં કીટ વસે છે, ઇશ્વર પુરે આહાર જોને;
હાથીને મણ કીડીને કણ, ચાર પગાને ચારજ જોને. ૩
મસીદ કેરા કેલ મિનારા, ઉપર ઉગ્યાં ઝાડ જોને;
પથરા ઉપર પાણી પામે, પરમેશ્વરનો પાડ જોને. ૪
અજગર સુતો અરણ્ય મધ્યે; ડગલું નવ દે દોઠ જોને;
વિશ્વંભરનું બરદ વિચારો, ખાવાની શી ખોટ જોને. ૫
અનળ જનાવર રહે આકાશે, મદઝર ભરખે મોટા જોને;
જગના માટે હરીયે જમાવ્યા, ગગને જળના ગોટા જોને. ૬
મરાળ કેરો ચારો મોતી, વખતે આપે વહેલો જોને;
રૂપિરાજ કહે રામ ભરૂસો, રાખી મગને મહાલો જોને. ૭

પદ ૨૪ મું.

બાળક રૂવે બઉવા માટે, માતા સમજે મર્મ જોને;
પ્રાણી કેરી મરજી પરખે, ધરણીધરનો ધર્મ જોને. ૧
ચાંચ બનાવી તેને ચિંતા, કાયર મન શીદ કરિયે જોને;
પેટ ઘડયું તે પોષણ કરશે, ફીકર તજીને ફરીયે જોને. ૨
માણક મોતી મોઘાં કીધાં, ધરથી સુધાં ધાન જોને;
અમૃત જેવાં પાણી અમથાં, દિનબંધુનાં દાન જોને. ૩
સુરજ આપે પ્રકાશ સહુને, દમડી ના પડે એવી જોને;
વગર બદામે વાય વાયરો, કેશવ કરૂણા કેવી જોને. ૪
સુરપંખીને સોમણુ નીત્યે, ખાવા જોઇએ ખીર જોને;
દુધડલાંના દરિયા કાંઠે, સરજ્યાં એનાં શરીર જોને. ૫
જનમ્યાં તેને જીવાડવાની, માવીતરને મમતા જોને;

વિશ્વપિતા છે વિશ્વંભરજી, શાથી ન ધરે શમતા જોને. ૬
અજબ દયા છે અલબેલાની, હૈયું રાખો હાથ જોને;
રૂષિરાજ કહે પતીજ રાખે, બેલી બદરીનાથ જોને. ૭

પદ ૨૫ મું.

શું કરવા તું સુખને માટે, દે છે દોડા દોડ જોને;
તારાં સુખતો તુંજને શોધે, સુધ રહે તાંણી સોડ જોને. ૧
માગ્યા વિના મળે મેહુલા, માગ્યે મળેતો માગી જોને;
મોત સરીખું માગ્યે ન મળે, જીવલડા તું જાગી જોને. ૨
અવસર વિના ફળ નવ આવે, સોમણ પાણી સેંચી જોને.
પુત્ર વિના પારણિયું ખાલી, સોમણ સાકર વેંહેચી જોને. ૩
માગ્યા વિના સુખ ન મળેતો, સંકટ આવે શાથી જોને;
બારણિયામાં સરવે બાંધત, હેમ ભરેલા હાથી જોને. ૪
જગમાં સર્વે પુત્ર ઝુલાવત, વાંઝણિ ન રહત વનિતા જોને;
લાલચ રાખે લાભ મળે તો, કોઈન દેખત દીનતા જોને. ૫
ભાગ્યપ્રમાણે ભોગવવાનું એતે ક્યમ થાય રાખી અળગુંજોને;
કોટી ઉપાયે કેડ ન મેલે વજ્જર થઇને વળગ્યું જોને. ૬
હિંમત રાખી હરી ભજીલ્યો, બીજી આશા બાળ્ય જોને;
રૂષિરાજ કે સુખદુખ રચના ભાવ કરીને ભાળ જોને. ૭

પદ. ૨૬ મું.

ધીરજ રાખે તેને ધન્ય છે, બને નહીં બે ભાન જોને;
પાંડવ પાંચે વન પરવરિયા, દુઃખને દીધાં માન જોને. ૧
હરિશ્ચંદ્રની હરી સંગાથે, લગની કેવી લાગી જોને;
અંતજ ઘેરે આપે વસિયા, ભવની ભાવટ ભાગી જોને. ૨
પ્રહેલાદજીને પુરણ પીડા, દેતપતીયે દીધી જોને;
સુખના જેવી સહન કરી તો; કેશવે રક્ષા કીધી જોને. ૩
શેર મળ્યું નહીં સુદામાને, તોપણ આનંદ તેવો જોને;
ભાળી ભાજી વિદુરે માની, સુતર જેવી શેવો જોને. ૪
સુરધજરાયે મસ્તક મધ્યે, કરવત લીધું કોડે જોને;
સગાળશાયે સુત વધેર્યો, ત્યાગી દીઠા ટોડે જોને. ૫

રંતીદેવના રૂઢિયા મધ્યે, ઝરણા કેરો જોગ જોને;
માધવદાસે લીધો માગી, રાજી થઇને રોગ જોને. ૬
દુઃખને દેખી હરિજન ન ડરે, કરે ફકરના ફાકા જોને;
રૂષિરાજ કહે રઘુવર બંદા, કાળ તણા પણ કાકા જોને. ૭

પદ ૨૭ મુ.

ભલે શુકન થાઓ સારા આનંદ છેરે લોલ,
મળો લાકડાના ભારા આનંદ છેરે લોલ. ૧
ભલે નવે ગ્રહે રૂઠો, આ૦ ભલે દુધે મેહ ત્રુઠો, આ૦ ૨
હાલ મરણથી ન બિહવું,આ૦ભલે ક્રોડ વરસ જીવું, આ૦ ૩
ભલે પુષ્પ લેઇ પુજો, આ૦ભલે ધૂળ નાંખી ધુજો, આ૦ ૪
ગણો ગુણિયલ કે ગાંડો આ૦ભલે ભાવે એમ ભાંડો, આ૦ ૫
ગણો રોચુવો કે રંડી આ૦ ભલે પરખો પાખંડી, આ૦ ૬
રૂષિરાજના રૂદયે, આ૦ વ્યાપી રહ્યા છે સદાયે આ૦ ૭

પદ ૨૮ મું.

કોઇનો ખૂટવ્યો ન ખૂટે, આનંદ છેરે લોલ;
ચોર હાકયમ નવ લૂટે, આનંદ છેરે લોલ. ૧
ભલે મળો હાથી હોદ્દા, આ૦ભલે બંધિખાને બાંધો. આ૦ ૨
ભલે રહું સદા ભોગી, આ૦ભલે રોજ રહું રોગી આ૦ ૩
ભલે મળો લુખી ભાજી, આ૦ ભલે રસોયો તાજી. આ૦ ૪
ભલે થીર માન થાપો, આ૦ભલે અપમાન આપો. આ૦ ૫
વેમ બળી થયાં વાની, આ૦બ્રહ્મ કાળજું છે ધ્યાની. આ૦ ૬
રૂષીરાજ રામ રીઝે, આ૦ હવે કામ એજ કીજે. આ૦ ૭

પદ ૨૯ મું.

આતે સાચું કે સ્વપ્નું, આ શું થયુંરે લોલ.
જગત જાણેછે ખપનું તે ક્યાં ગયુંરે લોલ. ૧
માયા મરેલી શી ભાળું, આ શું થયું રે લોલ.
કામ કળિજુગનું કાળું તે કયાં ગયુંરે લોલ. ૨
આખું જગત લાગે અવળું, આ શું થયું.
સગા કામ કરે અવળું, તે કયાં ગયું. ૩
સુખ દુખ થયું સરખું, આ શું થયું.

નેણાં ભરી લોક નિરખું; તે કયાં ગયું. ૪
ઠાલું લાગે છે દિવાનું, આ શું થયું.
પાપ પુન્યતણું પાનું; તે કયાં ગયુ. ૫
જમણ લાગે વેઠ જેવું, આ શું થયું.
નરક ચોરાશીનું દેવું, તે કયાં ગયું. ૬
રૂષીરાજ રામ રાજી આ શું થયું.
મન મેવાસી પાજી, તે કયાં ગયુંરે લોલ. ૭

પદ ૩૦ મું.

હવે કુણ જાય કાશી, ચિંતા ટળીરે લોલ.
મળ્યા વૈકુંઠવાસી, વેળા વળીરે લોલ. ૧
શીદ વાત રાખું છાની, ચિંતા. મને વાત લીધી માની વેળા. ૨
કૈફ કારમી ચઢી છે; ચિંતા. ગાંઠય પ્રેમની પડી છે, વેળા. ૩
અસલ વાત ઓળખાણી, ચિંતા.કિયા જનમની કમાણી, વેળા.૪
ખલક સરજનાર ખોળ્યો, ચિંતા. હરખનો સમુદ્ર છોળ્યો.વેળા.૫
જગત તરખલાશું જાણું, ચિંતા.મોક્ષ જીવતાં હું માણું, વેળા.૬
રૂષિરાજ રામરાજી, ચિંતા. હરિજન બળે દાઝી. વેળા. ૭

પદ ૩૧ મું.

તેંતો જાણ્યો છે શરીર ઠાઠ સાચનોરે,
આતો કાયારે કુંપો છે કાચનોરે. તેંતો૦ ટેક.
તેંતો જાણી છે જવાની જશે નહિ ટળીરે,
એક પળમાં અલોપ થશે વિજળી રે. તેંતો. ૧
તેંતો જાણ્યું છે મોજો કરીને મહાલવું રે,
જરૂર એક દિન છે ચડપ લઈને ચાલવું રે. તેંતો. ૨
તુંતો રીજ્યો છે રૂપાળી જોઈ રાણિયોરે,
એક દિને લેખમાં લખ્યાં છે મશાંણિયાંરે. તેંતો. ૩
તેંતો જાણ્યો છે અમર ચૂડાને ચોટલોરે,
એક દિન વેરાગણ થૈશ વળશે ઓટલોરે. તેંતો. ૪
તેંતો જાણ્યું છે રમુજો કરશું રૂડીરે,
એક દિન આકડાનાં તુરતો જશે ઉડીરે. તેંતો. ૫
તેંતો જાણી છે કમાણી તારા કામનીરે,
એક દિન ભમરો મુંઆતે ચીઠી રામનીરે, તેંતો. ૬

છાજે કેટલા દહાડા તે વેલ્ય છાજનીરે;
રૂદે શીખામણ ધરને રૂષીરાજનીરે. તેંતો. ૭

## ભુખણદાસ.

### પદ ૧ લું.

કશી વાતનો ખરખરો મન નાણો,
સુખ દુઃખ તે દેહના ધર્મ જાણો;
કરોને તમે કોટી લક્ષ પ્રકાર,
લખી વાત મીથ્યા ન થાયે લગાર. ૧
હરીચંદ્ર રાજા મહા પુન્યવાંન,
નહીં કોઈ સંસારમાં એ સમાંન;
તેણે નીચ ઘેર વહ્યો નીર ભાર,
લખી વાત મીથ્યા ન થાયે લગાર. ૨
સતી મુખ્ય કહાવે અહલ્યાજી જેહ,
જેના નામથી થાય નીષ્પાપ દેહ;
તેણે ઇંદ્ર સાથે કર્યો વ્યભીચાર,
લખી વાત મીથ્યા ન થાયે લગાર. ૩
જુવો જાનકીજી પડયાં દુષ્ટ હાથ,
જેના સ્વામી છે કોટી બ્રહ્માંડ નાથ;
આપો આપ લક્ષ્મી તણો અવતાર,
લખી વાત મીથ્યા ન થાયે લગાર. ૪
વળી પાંડવોની કહું એક વાત,
જેના સારથી નીત્ય વૈકુંઠ નાથ;
હાર્યા રાજ રીધી તથા નીજ નાર,
લખી વાત મીથ્યા ન થાયે લગાર. ૫
મહા પુન્યકારી જેને સીધ નાથ,
ચાલી નીસર્યા નારી લૈ વંન સાથ;
બહુ કષ્ટ વેઠયું તેણે વર્ષ બાર,
લખી વાત મીથ્યા ન થાયે લગાર. ૬
શા માટે તમે ભાર માથે ધરો છો,
વળી હું કરૂં હું કરૂં એમ કહો છો;

કરોને તમે ચિત્ત સાથે કરાર,
લખી વાત મીથ્યા ન થાયે લગાર. ૭
કરી વીનતી સર્વને કહું વાત,
રચ્યા ભુખણે તે સુણો શ્લોક સાત;
ઘણું સાંભળ્યા જોગ સાધુ વીચાર.
લખી વાત મીથ્યા ન થાયે લગાર. ૮

પદ ૨ જું.

પીતા માત સંતાન ને મીત્ર ભ્રાત,
એતો સર્વ છે આળ પંપાળ વાત;
એમાં અંત કાળે ના આવે કોય કામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૧
ઘડીમાં ઘટી જાય આયુષ્ય અલ્પ,
ભમંતાં ભમંતાં થયા કોટી કલ્પ;
માથે મર્ણ કેરી મહા એક ભામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૨
ઘણીવાર સંસાર માંહી ફર્યા છો,
પશુ પક્ષી યોની વીષે અવતર્યા છો;
હવે આ સમો છે તર્યાનોજ કામ,
તે માટે ભજો સર્વથા રામ નામ, ૩
કરો છો બીજી અલ્પ વસ્તુનું જત્ન,
તજો છો હરી નામ જેવુંજ રત્ન;
નથી બેસતું મુલ્ય એક બદામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૪
જરાએ ઘણો દેહ તો જીર્ણ થાશે,
શરીરે થકી સર્વ સામર્થ્ય જાશે;
થસે રોગ પીડા જસે સર્વ હામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૫
જેને સેવતાં કોટી કલ્યાણ થાય,
બહુ જન્મનું પાપ તો સદ્ય જાય;
વળી પામીએ જે થકી સીધ ધામ,

ત માટે ભજો સર્વથા રામ નામ. ૬
જવું એકલા ત્યાં નહીં કોય સાહ્ય,
વળી જીવને દુઃખ અત્યંત થાય;
તેણીવાર રક્ષા કરે મેઘસ્યામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૭
જેકો જાનકીદાસના હોય દાસ,
ન પામે કદી તે ફરી ગર્ભવાસ;
કરે સર્વ આ લોક તેને પ્રણામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૮
રચ્યા ભુખણે તે સુણો શ્લોક આઠ,
હેતે સાંભળે ને કરે નીત્ય પાઠ:
થસે તે થકી દુઃખ કેરો વીરામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૯

પદ ૩ જું.

ઘણા પુન્યના ભાવથી દેહ પામ્યા,
હસંતાં રમંતાં સુખે દીન વામ્યા;
ગયા નાથનું નામ તો સધ ચુકી,
ભજો રામને કામને દુર મુકી. ૧
ભણ્યા શાસ્ત્ર સીધાંતની સર્વ વાત,
નથી ઓળખ્યા શ્રી તમે પ્રાણનાથ;
વીવેકી થઇ કાં કરો બુદ્ધી ટુંકી,
ભજો રામને કામને દુર મુકી. ૨
પરસ્ત્રી પરદ્રવ્યનો ત્યાગ આણી,
રૂદેમાં ધરોને તમે ચક્રપાણી;
એતો દુષ્ટ માયા તણી સર્વ ભુકી,
ભજો રામને કામને દુર મુકી. ૩
મદે અંધ દ્રષ્ટી થયાથી ન દીઠું,
કુસંસારનું સુખ લાગે છે મીઠું;
જરા આવસે આ થસે દેહ સુકી,
ભજો રામને કામને દુર મુકી. ૪

ઘણા જત્નથી દેહને સુખ દીધું,
ઘણા ભેદથી સર્વનું દ્રવ્ય લીધું;
જવું એકલા સર્વ સંપત્તિ મુકી,
ભજો રામને કામને દુર મુકી. ૫
ઘણા રમ્ય વૈભોગથી દેહ પોખ્યો,
કરી તીર્થ યાત્રા કદાપી ન સોખ્યો;
મળી મીત્ર ટોળે દેસે સર્વ ફુંકી,
ભજો રામને કામને દુર મુકી. ૬
જદા આવીને જીવને મૃત્યુ ગ્રેસે,
તદા સર્વ સંબંધી જોઇ રેહેસે;
ન રક્ષા કરે વૈદ કે કવાથ બુકી,
ભજો રામને કામને દુર મુકી. ૭
કફે વ્યાધીએ કંઠનો રોધ થાસે,
રૂદેમાં થકી જ્ઞાનતો સર્વ જાસે;
તદા જીવ જીવ્હા થસે સદ્ય ટુંકી,
ભજો રામને કામને દુર મુકી. ૮
નથી જાણતા ધર્મની રીત ઠીક,
નથી રાખતા મર્ણની મંન બીક;
ગુમાને ભર્યા ચાલ ચાલો છો ચુકી,
ભજો રામને કામને દુર મુકી. ૯
જમ કીંકરા મારશે દુષ્ટ મારે,
તદા નાથ આવે નહીં કોય વહારે;
જુવો મૃત્યુ માંથે રહે નીત્ય ચુકી,
ભજો રામને કામને દુર મુકી. ૧૦
સદા રૈકવજ્ઞાતી મહા રંક કહાવે,
કથા રામની તો જેને મન ભાવે;
રચી ભુખણે તે સુણો જ્ઞાન કુંચી,
ભજો રામને કામને દુર મુકી. ૧૧

પદ ૪ થું.

તમે અવતર્યા લક્ષ ચોરાસી વાર,

નથી પામીયા તોય સંસાર પાર;
માટે આ સમે જાપ માળા ધરીને,
ભજો ભક્તી ભાવે સદા શ્રી હરીને. ૧
ઊદરમાં ઊંધે મસ્તકે જ્યાં રહ્યાતા,
ઘણા વ્યાકુળાતો તમે ત્યાં થયાતા;
હવે તે સમો કાં ગયો વીસરીને,
ભજો ભક્તી ભાવે સદા શ્રી હરીને. ૨
સાંચ્યું દ્રવ્ય તો દ્રવ્યને ઠામ રેહેશે,
સગાં મીત્ર સંસારની રીત કેહેશે;
જોતાંમાં જસે પ્રાણતો નીસરીને,
ભજો ભક્તી ભાવે સદા શ્રી હરીને. ૩
એતો દેહ સંબંધી જાણો અનીત્ય,
પ્રભુ નાથનું નામ તો એક સત્ય;
ના આવે જે થકી ગર્ભવાસે ફરીને,
ભજો ભક્તી ભાવે સદા શ્રી હરીને. ૪
અભીમાન આડે નથી કાંઇ જોતા,
કદાપી નથી કૃષ્ણનું નામ લેતા;
અરે મુઢ લોકો જવું છે મરીને,
ભજો ભક્તી ભાવે સદા શ્રી હરીને. ૫
કહ્યું માનજો સર્વથા એક માહારૂં,
નથી કોઇ સંસારમાંહી તમારૂ;
માટે સંગ માયા તણો પરહરીને,
ભજો ભક્તી ભાવે સદા શ્રી હરીને. ૬
કળી કાળમાં જન્મ મીથ્યા વગોયો,
માહા રત્નને કાચને મુલ ખોયો;
ધરો ધ્યાન ગોવીંદનું આદરીને,
ભજો ભક્તી ભાવે સદા શ્રી હરીને. ૭
જેણે ગોપીકા નાથનું નામ લીધું,
તેણે જન્મ પામ્યા તણું સાર્થ કીધું;
ગયા તે તો સંસાર સેજે તરીને,

ભજો ભક્તી ભાવે સદા શ્રી હરીને. ૮
એતો વીષ્ણુ ભક્તી તણો છે પ્રબોધ,
સુણીને રખે કાં ધરો મંન ક્રોધ;
કહ્યા ભુખણે શ્લોક આઠે કરીને,
ભજો ભક્તી ભાવે સદા શ્રી હરીને. ૯

પદ ૫ મું.

રમ્યા રંગ તે ગોપીકા સંગ રાસ,
ઘણે પ્રીત ભાવે કરીને વીલાસ;
કહાવે તથાપી સદા બ્રહ્મચારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારી. ૧
આવી ગોકુળે કામ અત્યંત કીધું,
પીતા માતને સુખ સંપુર્ણ દીધું;
એતો નંદનો નંદ આનંદકારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારી. ૨
ઘણા દુષ્ટ મારી હર્યો ભુમી ભાર,
કૃપાએ કરી ભક્ત તાર્યા અપાર;
જેણે નંદની ધેનું નવ લક્ષ ચારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારી. ૨
સુદામા તણી [illegible]ર અત્યંત કીધી,
મુઠી તાંદુળામાં નવેનીધ દીધી;
કૃપાનાથ સાધુ તણા હીતકારી.
ભજો દુઃખહારી સદા શ્રી મુરારી. ૩
જમ કીંકરે દુઃખ અત્યંત દીધું,
ત્યારે નારાયણ પુત્રનું નામ લીધું;
એવામાં અજામેળ લીધો ઊગારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારી. ૪
સ્તુતી સાંભળી ભક્તની ભીડ જાણી,
આવ્યા સદ્ય વૈકુંઠથી ચક્રપાણી;
મુકાવ્યો ગજ ગ્રાહ નાંખ્યો વીદારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારી. ૫

અરે બુદ્ધી હીણા ન જાણ્યા હરીને,
તેણે આવસો ગર્ભવાસે ફરીને;
જુવોને તમે જ્ઞાન દ્રષ્ટે વીચારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારી. ૬

હરી ભક્ત પાખે વૃથા જન્મ જાસે.
પછી અંતકાળે ઘણું કષ્ટ થાસે;
તે માટે તમે વાત બીજી વીસારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારી. ૭

વીષય વીષ રૂપી તેને શું વખાણો,
આ સંસાર તે સ્વપ્નને તુલ્ય જાણો;
વીવેકે કરી મોહ માયા નીવારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારી. ૮

ચતુર્ભુજ શ્રી નાથ છે સત્ય સર્ણ,
માહાલક્ષ્મી સેવે તેના નીત્ય ચર્ણ;
એતો શંખ ચક્ર ગદા પદ્મ ધારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારી. ૯

તેણે શું થયું જે ઘણું એક ડાહ્યા,
શું થયું દ્રવ્ય ઝાઝું કમાયા;
તેણે શું થયું જે રમ્યા રંગ નારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારી. ૧૦

પ્રભુનાથ પોતે દીસે છે દયાલ,
કરે નીત્ય ભકતો તણી પ્રતીપાળ;
તેને જો ભજો તો ગતી થાય સારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારી. ૧૧

સદા ગામ વેલાળ મધ્યે નીવાસ,
પ્રભુજી તણો નીત્ય દાસાનુદાસ;
રચી ભુખણે તે સુણો મોક્ષ બારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારી. ૧૨

## દેવાનંદ..

### પદ ૧ લું. રાગ ગરબી.

હૈયાના ફુટયા હરિસંગે હેત ન કીધું;
લખચોરાશી કેરૂ લગડુ માથે માગી લીધું રે. હૈયાના.
પેટને અર્થે પાપ કરંતાં પાછું ફરી નવ જોયું;
ચાર દિવસના જીવતર સારૂં મન માયામાં મોહ્યું રે. હૈ.
જન્મમરણ દુઃખ ગર્ભવાસનું તે નવ શકીયો ટાળી;
માતપિતા જુવતિ સુત સંગે વિસાર્યા વનમાળી રે. હૈયાના.
આળસને અજ્ઞાન અતિશે કામ બગાડયું તારૂં;
દેવાનંદ કહે દેખ વિચારી માન કહ્યું તું મારૂં રે. હૈયાના.

### પદ ૨ જું.

દુનિયામાં ડાહ્યો, ડાહાપણમાં દુઃખ પામે;
ભવતારણ ભગવાન વિસારી, ચઢાયો ઠાલે ભામેરે. દુનીયા.
મનુષ્ય દેહ મળ્યો અતિ મોટો, ખોટો જાણી ખોયો;
ચોરે ચૌટે જૂઠું બોલ્યો, નાહક નીર વલોયોરે. દુનીયા.
હરી હરીજન સંગે હેત ન કીધું, પીધું વીખનું પાણી;
સુખ સંસારી પામ્યા સારૂં, સુવા લગી ઘર તાણીરે. દુ.
હરખ શોકની નદીઓ મોટી, તેમાં જાય તણાણો;
દેવાનંદ કહે હરી ભજયા નહી, ઘણે દુઃખે ઘેરાણો રે. દુ.

### પદ ૩ જું.

અજ્ઞાની તારા અંતરમાં દેખ વિચારી;
અંતસમે કોઇ કામ ન આવે,સગાં કુટુંબ સુત નારીરે. અ૦
જોબન ધનનું જોર જણાવે, ફાટી આંખે ફરતો;
કાળ કરાળ કઠણ શીર વેરી,દીલમાં કેમ નથી ડરતોરે. અ૦
માલ ખજાના મંદીર મેલી; સુવા ભૂપ મદમાતા;
શ્વાન શુકરના દેહ ધરીને, ઘરઘરે ગોથાં ખાતા રે. અજ્ઞા.
આજ અમુલખ અવસર આવ્યો, હરી ભજવાનું ટાણું;
દેવાનંદ કહે દેહ મનુષ્યનો, ન મળે ખરચે નાણું રે. અ.

### પદ ૪ થું.

પામર તેં પ્રાણી, વિસાર્યા વનમાળી;

મિથ્યા સુખ માયામાં મોહ્યો, મૃગતૃષ્ણા જળ ભાળીરે. પા.
આઠ પોહોર અંતરમાં બળાયો, ઘણા ઘણાને ધાયો;
રળી ખપી ધન ભેળું કીધું, ના ખરચ્યો ના ખાયોરે. પા.
નારી આગળ નિલજ થઇને, બીતો બીતો બોલે;
હડકલાવે હસી બોલાવે, કરે તરણને તોલે રે. પામર.
સાસુ સસરો સગાં સબંધી, તેની સેવા કીધી;
દેવાનંદ કહે સાધુ જનની, તેં સેવા તજી દીધીરે. પામર.

પદ ૫ મું.

કર પ્રભુ સંગાતે દૃઢ પ્રીતડી રે, મરી જાવું મેલીને ધન માલ;
અંત કાળે સગું નહી કોઇનું રે. ટેક.
સંસ્કારે સબંધી સર્વે મળ્યાં રે;
એછે જૂઠી માયા કેરી જાળ, અંતકાળે.
મારૂં મારૂં કરીને ધન મેળવ્યું રે;
તેમાં તારૂં નથી તલભાર, અંતકાળે.
સુખ સ્વપ્ના જેવું સંસારનું રે,
તેને જાતાં ન લાગે વાર, અંતકાળે.
માટે સેવ તું સાચા સંતને રે,
તારા ટળશે ત્રિવિધિ તાપ. અંતકાળે.
અતિ મોટા પુરૂષને આશરે રે;
બળે પૂર્વ જનમનાં પાપ. અંતકાળે.
એવું સમજીને ભજ ભગવાનને રે,
સુખકારી સદા ઘનશ્યામ. અંતકાળે.
દેવાનંદનો વાલો દુઃખ ટાળશે રે;
મનવાંછિત પૂરણ કામ, અંતકાળે સગું નહી કોઇનું રે.

પદ ૬ ઠું.

મળ્યો માણસનો દેહ ચિંતામણિ રે,
તારા અંગમાં છે રોગ અસાધ્ય,
નથી લેતો નારાયણ નામને રે. ટેક.
માથે મરણ જનમ મોટું દુઃખ છે રે,
તારા અંતરમાં હરીને આરાધ. નથી લેતો.

ઘણું સુઝે છે કામ સંસારનું રે,
કરે સગાંનું બહુ સનમાન. નથી લેતો.
હેત કરતો નથી હરી દાસમાં રે,
હૈયા ફુટયા તુ લૂણ હરામ. નથી લેતો.
પરનારી સંગાતે કરી પ્રીતડી રે;
તારો એળે ગયો અવતાર. નથી લેતો.
બહુનામાંની બીક નથી રાખતો રે,
ખરેખાત મર્ળીશ તું ખુવાર. નથી લેતો.
અતિ કઠણ વેળા છે અંતકાળની રે,
પછે થાશે તને પસ્તાવ. નથી લેતો.
દેવાનંદની શીખામણ માનજે રે,
તારા અંતરમાં કરીને ઉછાવ. નથી લેતો.

પદ ૭ મું.

તારા મનમાં જાણે છે મરવું નથી રે,
એવો નિશ્ચે કર્યો નિરધાર,
તેમાં ભૂલી ગયો ભગવાનને રે. ટેક.
ધન દોલત નારી ને ઘણા દીકરા રે,
ખેતીવાડી ઘોડી ને ઘરબાર, તેમાં ભૂલી ગયો.
મેડી મંદીર ઝરૂખાં ને માળીયાં રે,
સુખદાયક સોનેરી સેજ, તેમાં ભૂલી ગયો.
ગાદી તકીયા ને ગાલમશુરીયાં રે,
અતિ આડ કરે છે એજ, તેમાં ભૂલી ગયો.
નીચું કાંધ કરીને નમતો નથી રે,
એવું સાધુ સંગાતે અભિમાન. તેમાં ભૂલી ગયો.
મરમાળી મોહનજીની મૂરતી રે,
તેની સાથે ન લાગેલ તાન, તેમાં ભૂલી ગયો.
પાપ અનેક જનમનાં આવી મળ્યાં રે,
તારી મતિ મલીન થઇ મંદ. તેમાં ભૂલી ગયો.
દેવાનંદના વાલાને વીસરી ગયો રે,
તારે પડયો ગળે જમફંદ. તેમાં ભૂલી ગયો.

### પદ ૮ મું.

તારે માથે નગારાં વાગે મોતનાંરે, નથી એક ઘડીનો નિરધાર,
તોય જાણ્યા નહી જગદીશને રે.
મોટા મેરૂ ને રાજા મરી ગયા રે,
જોને જાતાં ન લાગે વાર, તોય જાણ્યા નહી.
તારૂં જોબન ગયું ઝખ મારતું રે,
માથે કાળા મટી ગયા કેશ, તોય જાણ્યા નહી.
અંતકાળે લેવાને જમ આવીયા રે,
તેનો ભાળી ભયંકર વેશ, તોય જાણ્યા નહી.
રોમ કોટિ વીંછી તણી વેદના રે,
દુઃખ પામ્યો તું દૈવના ચોર. તોય જાણ્યા નહી.
સગાં સ્વારથી મળ્યાં સૌ લૂંટવા રે,
કેનું જરા ન ચાલે જોર. તોય જાણ્યા નહી.
જીભ ટૂંકી પડી તે તૂટી નાડીઓ રે,
થયું દેહ તજ્યાનું તત્કાળ. તોય જાણ્યા નહી.
દેવાનંદ કહે ન જાણ્યા મારા નાથને રે,
મળ્યો માણસનો દેહ વિશાળ. તોય જાણ્યા નહી.

### પદ ૯ મું.

ભજ્યો નહી ભગવાનનેરે, મળ્યો માણસનો દેહ;
પ્રીત કરી પરનારમાં, હાંરે નીચ સોબત સનેહ. ભ૦
મિથ્યા માયાના જોરમાંરે, થયો અંધ અજાણ;
લાજે વીંટાણો લોકની, હાંરે કરે આપ વખાણ. ભ૦
ચીંતા ઘણી ચિત્તમાં ભરીરે, હલ ભુંડા હેરાન;
ફુટેલ હૈયું ને ફેલ આવડે, મિથ્યા મોટપનું માન. ભ૦
જુઠાબોલો નથી જાણતોરે, માથે મરવાની બાત;
દેવાનંદ કહે જમ આવશે, હાંરે માર મુરખ ખાય. ભ૦

### પદ ૧૦ મું.

અંતે જાવું છે એકલારે, સંગે આવે નહી કોઇ;
માત પિતાને ભાઇ દીકરા, હાંરે નારી કુટશે રોઇ. અંતે૦
દુખે મરીને ભેળી કરીરે, માયા લાખ કરોડ;

હાટી રહેશે દરબારમાં, હાંરે જોને આંખ્યું કાં ફોડ. અંતે૦
જીવ સંગાતે થાય છેરે, પુન્ય પોતાનાં પાપ;
સુખ દુઃખ ફળ તેનાં ભોગવે, હાંરે જમપુરીમાં આપ. અંતે૦
રાજા ધરમની આગળેરે, ખાશો મુરખ માર;
દેવાનંદ કહે દેહ ધારશો, હાંરે લખ ચોરાશીવાર. અંતે૦

પદ ૧૧ મું.

ભુલી ગયો ભગવાનનેરે, ગયું જોબન બાળ;
આવ્યું બુઢાપણુ અંગમાં, હાંરે કેડે આવેછે કાળ. ભુલી૦
ઘરના માણસ જાણે ઘેલડોરે, કોઇ માને નહીં વાત;
અક્કલ ઘટીને વધી આપદા. હાંરે કેદી મરશે કુજાત. ભુ૦
મનમાં અતિ ધન ધાંખડીરે, વાલા વિષે વિચાર;
આડાબોલો ને અફીણીઓ, હાંરે દુઃખ પામે અપાર. ભુ૦
શરીરનું ચામડું સુકાઇ ગયુરે, થયો અંધ અંધાર;
દેવાનંદ કહે હરીને ભજો, હાંરે બાહુનામી બળવાન. ભુ૦

પદ ૧૨ મું.

પ્રભુ ભજી લેને પ્રાણીયારે, ધન દોલત નાર;
અંતે જાવું તજી એકલા, હાંરે સગાં કુટુંબ સંસાર. પ્ર૦
જે જે ભજ્યા જગદીશનેરે, ભવ પામ્યા તે પાર;
એને વિસારીને આથડે, હાંરે ગોથાં ખાશે ગમાર. પ્ર૦
લખ ચોરાશી જાતનારે, આવે દેહ અપાર;
જન્મ મરણ ગર્ભવાસનું, હાંરે દુઃખ વારંવાર. પ્ર૦
વૈદ કોટી વાંસે ફરેરે, કરે ઓસડ અનેક;
રંચ ન ટાળે રોગને, હાંરે દેવાનંદ કહે વિવેક. પ્ર૦

## બ્રહ્માનંદ.

પદ ૧ લું રાગ ધોળ.

હારચો રહેને ચોર દૈવના, શું મુખ લઇને બોલેજી;
સ્વારથ કારણ શ્વાન તણી પેરે, ઘેર ઘેર ફરતો ડોલેજી.
આતમ સાધન કાંઇ ન કીધું, માયામાં ભરમાણોજી;
લોક કુટુંબની લાજે લાગ્યો, સઘળેથી લુટાણોજી.
પેટને અર્થે પાપ કરંતાં, પાછું ફરી નવ જોયુંજી;

કોડી બદલે ગાફલ કુબુદ્ધિ, રામ રતન ધન ખોયુંજી.
વિષયવિકાર હૈયામાં ધારી, વિસાર્યા મોરારીજી;
મૂરખ તેં આમેં દશ મહિના, જનુની ભારે મારીજી.
સંત પુરૂષની સોબત ન ગમે, ભાંડ ભવાઇમાં રાજીજી;
બ્રહ્માનંદ કહે નર તન પામી, હાર્યો જીતી બાજીજી.

પદ ૨ જું.

પ્રભુ ભજ્યાવિના ગાફલ પ્રાણી, આમેં ઉમ્મર ખોઇજી;
મેડી મંદીર માલ ખજાના, કામ ન આવે કોઇજી.
માયા માયા કરતો મૂરખ, તૃષ્ણા માંહી તણાણોજી;
લોક તણી લજ્જાને લેને, કોટે બાંધ્યો પાહાણોજી.
ઊંચે કુળ અવતાર ધરીને, તેં શું સારૂં કીધુંજી;
લખચોરાશી કેરૂં લગડુ, તાણી માથે લીધુંજી.
જીવતણું કાંઇ જતન ન કીધું મન માયામાં મોહ્યુંજી;
રાત દિવસ તત્પર થઇ રળીયો, ઠાલું નીર વલોવ્યુંજી.
લોક કુટુંબમાં મોટો થાવા, કામ બગાડયું તારૂંજી;
બ્રહ્માનંદ કહે તું પ્રાણી, હજી સમજે તો સારૂંજી.

પદ ૩ જું.

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી;
અસંખ્ય ગયા ધન સંપત્તિ મેલી, તારી નજરો આગેજી.
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી;
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી.
જેમ ઊંદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ ડોલેજી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી.
મનમાં જાણે મુજ સરીખો, રસીયો નહી કોઇ રાગીજી;
બારે તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગીજી.
આજકાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી;
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંતે ફજેતી થાશેજી.

પદ ૪ થું.

મનુષ્ય દેહ ધરીને મૂરખ, તેં શું કરી કમાણીજી;
શ્વાન તણી પેરે ફરતો ડોલે, બોલે મિથ્યા વાણીજી.

પેટ ભર્યાનો ઉદ્યમ કીધો, રાત દિવસ ધન રળીયોજી;
નર તનનું મહાતમ નવ જાણ્યું, પશુ જાતિમાં ભળીયોજી.
માતપિતા સુત બંધવ મેરી, અંતે નહી કોઇ તારાંજી;
આવરદા હરવાને કાજે, સર્વે મળ્યાં ધૂતારાંજી.
સગાં કુટુંબી સહુ મળીને, ખુશી ચુશી લાધોજી;
છેલ્લી વારે સ્વારથ સાધી, જમને આગે દાધોજી.
કાગળ ઘડી ઘડીના કાઢી, લેખાં જમડા લેશેજી;
બ્રહ્માનંદ કહે સૌ વાંસેથા, કાઢો નમાલો કેહેશેજી.

## કલ્યાણ.

હરિ ભજવાનું ચોઘડીયું તુંને, ફરી ફરી નહી મળશેરે;
ચોંપ કરીને ચેતી લેજે, જન્મ મરણ દુઃખ ટળશેરે. ટેક.
મનુષ્ય જન્મ તો આળરે જાશે, પશુ પક્ષી અવતરશોરે;
વરણાગીમાં વાટ ઉઠશે, બહુ ખાડા રડવડશોરે. હરિ૦
હરિ નામ તું હારી બેઠો, વિષયમાં વીંટાણોરે;
સોળે દહાડે ધજા બાંધી, મેળામાં લુટાણોરે. હરિ૦
જોબન જાશે જરા આવશે, નેણ નાસાકા ગળશેરે;
સગાં સાગવાં સુખનાં બેલી, અંતે કોઇ નહી મળશેરે. હરિ૦
આ અવસર છે હરી ભજવાનો, પવન થઇએ પ્રાણીરે;
કલ્યાણ કહે તે કોઇ નવ માને, પથ્થર ઉપર પાણીરે. હરિ૦

## ભગત ભોવન

ગોવીંદ ગુણ ગાઇ લ્યો મન ઘેલા,તમે થાઓને વેહેલાવેહેલા,
હરી ગુણ ગાઓને પ્રથમ પેહેલા. ગોવીંદ૦
કાયા પાણીનો પરપોટો, અંતે એ ભરોંસો ખોટો;
જુગમાં હરી જશ છે મોટોરે, ગોવીંદ૦
મન તું મારૂં મારૂં કરતો, સગાં સંબંધી સાથે લડતો;
હીંડેછે રંગ રડવડતોરે, ગોવીંદ૦
જીવ તારાં માતપિતાને ભ્રાત, તારી કોઇએ નહી આવે સાથ;
તારે જાવું એકલડાં વાટરે, ગોવીંદ૦
જીવ તારે અવર તણી છે આશ, વેશ ઘણા ને થોડી રાત;
ક્ષણુ એકમાં થઇ જાશે પરભાત, ગોવીંદ૦

એવી વૈષ્ણવ જનની રીત, કરી લે શામળીયાશું પ્રીત;
ભગત લોચન કહે હરી ભજીને જીત જીતરે. ગોવીં૬૦

## રોહીદાસ.

અબ કૈસે છુટેરે રામ ધુન લાગી;
રામ ધુન લાગી ગોપાલ ધુન લાગી. અબ૦ ટેક૦
હાંરે મોરે પ્રભુ તુમ ધન હમ ચોરા;
હાંરે જૈસા ચીતવત ચંદ ચકોરા. રામ૦
હાંરે મોરે પ્રભુ તુમ ચંદન હમ પાની;
હાંરે જાકી ધસાં ધસાં વાસ સુહાની. રામ૦
હાંરે મોરે પ્રભુ તુમ મોતી હમ ધાગા;
હાંરે જૈસે મીલત સોનેમેં સુહાગા. રામ૦
હાંરે મોરે પ્રભુ તુમ દીપક હમ બાતી;
હાંરે જાકી જ્યોત જલત દીન રાતી. રામ૦
હાંરે મોરે પ્રભુ તુમ ઠાકોર હમ દાસા;
હાંરે જાકા ભક્તિ કરે રોહીદાસા. રામ ધુન લાગી.

## છોટમ.

પદ ૧ લું.

ભુલ્યમાં શું ફરે ભમતો નફટ નર ભુલ્યમાં શું ફરે ભમતો;
તને જ્ઞાન મારગ નથી ગમતો,નફટ નર ભુલ્યમાં શું ફરે ભમતો.ટેક.
દીનદયાળે દેહ દીધો છે તે સુકૃત સોધન સારૂ;
અમૃત મુકી અશન કરે વિષનું તેમાં ભલું નથી તારૂં. નફટ.
નવરો થયો ત્યારે નિંદાને ચાડી કે ગંદાં ગપોડાં મારે;
એ જીભ તારી સરપ જીભ જેવી જો તું અનીતિ ઉચારે.નફટ.
દિવ્ય પિતાનાં કારજ દેખી આંખ ન ખીલે તારી;
સૂર્ય પ્રકાશે ઉલુકને ન સુઝે દેખે જે દોષ અંધારી. નફટ.
કાને સુણે નહી કરતાની કીરતી કે શાસ્ત્રના શબ્દ રસાળા;
ફોગટ વાત સુણે ફુળ સુની ને સુના સુઘરીના માળા. નફટ.
હાથ વડે ન કર્યું પરમારથ અનરથ દિન ગયા આખા;
ભુજ તે ભુજંગફૂણાસમ જાણો કે શીમળા કેરી શાખા. નફટ.

પુણ્યને પંથે પગ નવ ચાલે ને પાપવિષે પળે પ્રાણી;
ઠગ વૃક્ષસરખા દુનિઆમાં જન એવું મનમાં લ્યો જાણી.નફ્ટ.
આવું કહીને વેદ વદેછે તે ભ્રષ્ટ બુદ્ધીને ન ભાવે;
દુર્ગુણમાં જે દેહ ગમાવે તે પિંડ પ્રેતસમ કહાવે. નફ્ટ.
શુદ્ધ ધરમથી સજ્જન ચાલે ને તુછ અવિદ્યાને ત્યાગે;
છોટમ નીતિ ને ભક્તિ નિરંતર તે પ્રભુને પ્રિય લાગે. નફ્ટ.

પદ ૨ જું.

છે સુપનાની બાજી જગત સુખ છે સુપનાની બાજી;
રૂડું જાણી થવું નહી રાજી જગત સુખ છે સુપનાની બાજી.ટેક.
જાગરૂતનું સુખ કે દુખ સઘળું, સ્વપ્ન વિષે નથી રહેતું;
સ્વપ્નમાં સુખદુખ જે જે થાયતે નિદ્રામાં કોઇ નથી લહેતું. જ.
મરણ અવસ્થા એજ પ્રમાણે જાણ વિના જડ થાશે;
નીતિ અનીતિ તણાં ફળ સઘળાં જીવની સાથે જાશે. જગ.
મુરખ નર તે મરમ ન જાણે સમણાને સાચું જાણે;
સુત વિત્ત દારા વઇભવ દેખી ગરવ અતિશે આણે. જગ.
હાણય જાણીને રોવા લાગે હોય લાભ તો હરખે;
ક્ષણભંગુર છે ખેલ ખલકનો પામર જીવ ન પરખે. જગ.
સમ બુદ્ધિ રહે સઘળે ઠામે તે નર સાચા જ્ઞાની;
છોટમ સરવ હરિને સમર્પે તેને ચિંતા શાની. જગ.

પદ ૩ જું.

જીરે શું રે ઉંઘે છે અજ્ઞાનમાં, આવો અવસર એળે જાય;
વળતી તે શું થાય. જાગી જોને જીવડા. ટેક.
જીરે જોબન તારૂં રેશે જતું, કાળા ફીટશે સઘળા કેશ;
વરવો થાશે વેશ. જાગી૦ ૧
જીરે દંતનો અંતજો આવશે, ઢીલાં વાગશે તન કેરાં ઢોલ;
બોલાશે અર્ધા બોલ. જાગી૦ ૨
જીરે આંખ્યનું તેજ ઓછું થશે, કંઇ કાને પડે જોને ધાક;
બોલાવે દેઇ હાક. જાગી૦ ૩
જીરે હાથ હેઠે દેઇ ઉઠશો, એમ કરતાં તે પગ અકડાય;
ઝડપ ન ઉઠાય. જાગી૦ ૪

જીરે જોર જરાનું રે જોઇશ્યો, જાતો રેશે જવાનીનો રંગ;
કરે કટિ ભંગ. જાગી૦ ૫
જીરે એવી વેળાની રે આપદા, ત્રાહિ ત્રાહિ ભુવનના નાથ;
ઝાલે કોણ હાથ. જાગી૦ ૬
જીરે તેરે વેળાએ સગાં તાહરાં, રેશે કયાંથી પાસે દિનરાત્ય;
જર્જર થાશે જાત્ય. જાગી૦ ૭
જીરે તારો તમાસો તેવે સમે, કરશે વનિતા સહિત ઉપવાસ;
નાવે પુત્ર પાસ. જાગી૦ ૮
જીરે એવે સમે તારા અંગનો, કેવો પાળશો શૌચ આચાર;
વિવેક વિચાર. જાગી૦ ૯
જીરે તે સમે સાધન શું થશે, નહિ કહેવાય શામ કે રામ;
ન લેવાય નામ. જાગી૦ ૧૦
જીરે એવું વિચારીને આજથી, પાણી પેહેલી બાંધીલેને પાળ;
સુધર્મ સંભાળ. જાગી૦ ૧૧
જીરે સતસંગ સારો ને સત્કથા, તેથી સમજીલે તત્વવિચાર;
જગકર્તાર. જાગી૦ ૧૨
જીરે કુડ કપટ છળ છાંડીએ, પરનિંદા પ્રપંચ ને દ્રોહ;
માયા મદ મોહ. જાગી૦ ૧૩
જીરે નાસ્તિક ભાવ ન રાખવો, ભજો એક ખરો ભગવાન;
સૃષ્ટિ અનુમાન. જાગી૦ ૧૪
કારીગરવિના કારજ ન નિપજે,સોનીવિના નવહોય સોનાઘાટ;
વણકર વિના પાટ. જાગી૦ ૧૫
જીરે જગત કરેલું જગદીશનું, એમ નિશ્ચે જાણો નિરધાર;
છે સરજનહાર. જાગી૦ ૧૬
જીરે એવા પ્રભુજીને આશરે, રહિયે રાખીને વિશ્વાસ;
થાયે દુઃખ નાશ. જાગી૦ ૧૭
જીરે ભક્તિ તે સાચા ભાવથી, કરીયે મુકીને મનના વિકાર;
તારે સંસાર. જાગી૦ ૧૮
ભજ છોટમ પુરણ બ્રહ્મને, એની ભક્તીનો અધિક પ્રતાપ;
કરે ગુના માફ. જાગી૦ ૧૯

પદ ૪ થું.

જીરે સંસાર સાગર જાણવો, એમાં મોહ માયા બહુ નીર;
છે શોક સમીર, ઉધારી લે આત્મા. ટેક. ૧
જીરે તૃષ્ણા તરંગો અતી ઘણાં, બહુ સંકલ્પ લહરી કલોલ;
હરખના હિલોલ. ઉધારી૦ ૨
જીરે ભ્રાંતીરૂપી ભમરા વળે, બહુ વાસના બુદબુદા થાય;
ફુલ્યા ફુટી જાય. ઉધારી૦ ૩
ફોકટ ઇચ્છા તે ફીણ વળે ઘણાં, વિષ જાણિયે વિષય વિકાર;
ઇર્ષા રૂપી ખાર. ઉધારી૦ ૪
જળ જંતુ દીસે બહુ જાતના, મદમાન આદે મહા મચ્છ;
કામાદિક કચ્છ. ઉધારી૦ ૫
ઘણા ગર્વ રૂપી બહુ ગ્રાહ છે, લોભ આદે તિમિંગિલત્યાંય;
ગળે પળમાંય. ઉધારી૦ ૬
પ્રભુ પરમ કૃપાળુએ પ્રીતથી, દીધો તુજને રૂડો નરદેહ;
તરવા ભવ તેહ. ઉધારી૦ ૭
અતિ દુર્લભ છે સહુ દેવને, સહુ સુકૃત સાધન ધામ;
કરવા શુભ કામ. ઉધારી૦ ૮
નરદેહ અનોપમ નાવ છે, જેને સદગુરૂ છે કર્ણાધાર;
કરે ભવ પાર. ઉધારી૦ ૯
સુંધો વાયુ કૃપા શ્રીહરિ તણી, સદા જનની કરેછે સાહ્ય;
ત્રિભુવનરાય. ઉધારી૦ ૧૦
એવો સંજોગ પામી સંસારમાં, બોલે નરદેહ રૂપિયું નાવ;
ફરી નાવે દાવ. ઉધારી૦ ૧૧
જન જંગમ તીરથ જાણવા, તેને મળતાં મનોમળ જાય;
કરે શુધ કાય. ઉધારી૦ ૧૨
એવા આત્મઘાતી અભાગીયા, નવ રાખે હરી સાથે હેત;
તે અધમ અચેત. ઉધારી૦ ૧૩
ચિત્તવૃત્તિ સુકાન સંભાળીએ, ધ્રુવ તારો તે બ્રહ્મનું ધ્યાન;
લહી ગુરૂ જ્ઞાન. ઉધારી૦ ૧૪
કહે છોટમ આપ ઉદ્ધારીએ, રાખી પ્રભુમાં નિરંતર લક્ષ;
તજી સહુ પક્ષ. ઉધારી૦ ૧૫